3082

The Department of Public Instruction, Bombay.

# SECOND BOOK OF SANSKRIT,

BY

DR. RAMAKRISHNA GOPAL BHANDARKAR.

(SEVENTH EDITION.)

TRANSLATED INTO GUJARATI

KAMALASHANKAR PRANASHANKAR TRIVEDI, B.A.,

1st Assistant, Ahmedabad High School.

**SECOND EDITION.**—2,000 Copies.



Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPOT.

1889.



*Price* Rs. 1-2-0.

મુંબઈ ઈલાકાના સરકારી કેળવણીખાતા સારૂ.

# સંસ્કૃત બીજી ચોપડી.

રચનાર

ડાક્ટર રામકૃષ્ણ ગોપાળ ભાણ્ડારકર.

( સાતમી આવૃત્તિ ઉપરથી. )

ગુજરાતિમાં ભાષાન્તર કરનાર

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.

અમદાવાદ હાઈસ્કુલના પ્રથમ શિક્ષક.

બીજી આવૃત્તિ ૨,૦૦૦ પ્રત.

મુંબઈ:

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

સન ૧૮૮૯.



કિંમત રૂ૦ ૧-૨-૦

# PREFACE.

THE study of Sanskrit being included in the curriculum of the Training Colleges in Gujarat and Kathiawad, AMBALAL SAKERLAL DESAI, ESQUIRE, M.A., LL.B., was entrusted by the Bombay Educational Department with the work of translating Dr. Bhandarkar's Sanskrit Second Book into Gujarati. In the course of time, however, as Dr. Bhandarkar's Sanskrit Second Book ran through a number of editions, and as a good many additions and improvements were made in it, Mr. AMBALAL's translation required to be completely re-cast. The Director of Public Instruction, Bombay, thereupon, entrusted to me the work of preparing a Gujarati Translation of the latest edition of the Sanskrit Second Book. The chief difficulty in the work is the want of appropriate equivalents for the technical terms "Conjugational Tenses," "Non-Conjugational Tenses," and "Strong" and "Weak" Terminations. The terms "ગુણકાર્યવિશિષ્ટ," "ગુણકાર્યરહિત", "વિકારક", and "અવિકારક" have been adopted for them by me as being very suggestive and significant. I have added a good deal of new matter, in some places to explain the rules more clearly, and in others to supply the very few omissions in the original. To facilitate the study of the Declensional Irregularities which beginners generally find difficult, I have declined some irregular words all through, and given an almost exhaustive footnote on Rule 7, Lesson XVI.

AHMEDABAD,
*April* 1889.

K. P. TRIVEDI.

# પ્રસ્તાવના.

ગુજરાત અને કાઠિયાવાડની ટ્રેનિંગ કૉલેજમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ દાખલ કરવામાં આવ્યો તે ઉપરથી વિદ્વદ્વર્ય ભાણ્ડારકરની સંસ્કૃત બીજી ચોપડીનું ગુજરાતિમાં ભાષાન્તર કરવાનું કામ રા॰ રા. અંબાલાલ સાકેરલાલ દેસાઈ એમ. એ. એલ. એલ. બિ. ને કેળવણી ખાતા તરફથી સોંપવામાં આવ્યું. પણ કાલપરત્વે સંસ્કૃત બીજી ચોપડીની ઘણી આવૃત્તિ થઈ જવાથી તથા તેમાં ઘણો સુધારો વધારો થવાથી રા. રા. અંબાલાલભાઈનો જૂની આવૃત્તિપરથી કીધેલા તરજુમામાં તદન ફેરફાર કરી નવુંજ ભાષાન્તર કરાવવાની જરૂર જણાઈ. તેથી મેહેરબાન મુંબઈ ઈલાકાના કેળવણીખાતાના અધ્યક્ષે સંસ્કૃત બીજી ચોપડીની છેલ્લી આવૃત્તિ ઉપરથી ગુજરાતિમાં ભાષાન્તર કરવાનું કામ મને સોંપ્યું. કેટલેક ઠેકાણે નિયમો સ્પષ્ટ કરવાના હેતુથી તેનાં પ્રત્યુદાહરણ આપવામાં આવ્યાંછે. મૂલ ગ્રન્થમાં જે થોડાક નિયમો રહી ગયલા ભાસ્યા તેપણ દાખલ કીધા છે. વળી વિભક્તિમાં નિયમભંગ વિશેનો ૧૬ મો પાઠ નવા અભ્યાસીઓને કઠણ માલમ પડેછે તેથી તેમાંના કેટલાક નિયમવિરૂદ્ધ શબ્દોનાં બધાં રૂપાખ્યાન આપવામાં આવ્યાંછે; તેમજ એ પાઠનો ૭ મો નિયમ ઘણી સ્પષ્ટરીતે ઉદાહરણ, પ્રત્યુદાહરણથી સમજાવવામાં આવ્યો છે.

અમદાવાદ, | ક. મા. ત્રિવેદિ.

એપ્રિલ, ૧૮૮૯.

# અનુક્રમણિકા.

# સંક્ષિપ્ત રૂપો.

પુ. પુલ્લિંગ.
સ્ત્રી. સ્ત્રીલિંગ.
ન. નપુંસકલિંગ.
એ. વ. એકવચન.
દ્વિ. વ. દ્વિવચન.
બ. વ. બહુવચન.
પ્ર० વિ० પ્રથમા વિભક્તિ.
દ્વિ० વિ० દ્વિતીયા વિભક્તિ.
તૃ० વિ० તૃતીયા વિભક્તિ.
ચ० વિ० ચતુર્થી વિભક્તિ.
પ० વિ० પઞ્ચમી વિભક્તિ.
ષ० વિ. ષષ્ઠી વિભક્તિ.
સ० વિ० સપ્તમી વિભક્તિ.
સં० સંબોધન.
પ. પરસ્મૈપદી.
આ. આત્મનેપદી.
ઉ. ઉભયપદી.
ગ. ગણ.
પૃ. પૃષ્ઠ.
પા. પાઠ.

કર્તરિ પ્ર. કર્તરિ પ્રયોગ.
કર્મણિ પ્ર. કર્મણિ પ્રયોગ.
ભાવે પ્ર. ભાવે પ્રયોગ.
૧ લો પુ. ૧ લો પુરૂષ.
૨ જો પુ. ૨ જો પુરૂષ.
૩ જો પુ. ૩ જો પુરૂષ.
ત્રિ. પુ. ત્રિજો પુરૂષ.
અ. અવ્યય.
ક્રિ. વિ. ક્રિયાવિશેષણ.
કે. અ. કેવલપ્રયોગી અવ્યય.
સ० સર્વનામ.
ભૂ. કૃ. ભૂત કૃદન્ત.
વ. કૃ. વર્તમાન કૃદન્ત.
માર્ગોપ. માર્ગોપદેશિકા.
ભૂ. કા. ભૂતકાળ.
વિશે. વિશેષણ.
મૂળે. મૂળરૂપવિશેષણ.
અધિક. અધિકતાદર્શક રૂપ.
શ્રેષ્ઠ. શ્રેષ્ઠતાદર્શક રૂપ.

# સંસ્કૃત બીજી ચોપડી.

## પાઠ ૧.

### પહેલા, ચોથા, છઠ્ઠા, અને દશમા ગણને લગતા નિયમભંગ.

૧. गुप् ‘રક્ષણ કરવું’ પ., धूप् ‘તપાવવું’ પ., विच्छ् ‘જવું’ અથવા ‘પાસે આવવું’ પ., पण् પ., ‘સ્તવન કરવું’ અર્થ હોય તો, અને पन् ‘સ્તુતિ કરવી’ પ., આ બધા પહેલા ગણના ધાતુઓને વિકરણની પૂર્વે आय् લગાડાયછે: જેમકે पणायति, धूपायति વિગેરે. આ आय લાગેછે ત્યારે गुप्ना उनो ગુણ થાયછે, જેમકે गोपायति. ગણકાર્યરહિત* કાળમાં आय વિકલ્પે કાયમ રહેછે. જ્યારે આ आय् લાગતો નથી ત્યારે पण् અને पन् આત્મનેપદ પ્રત્યયો લેછે, જેમકે पणते.

૨. भ्राश् આ., म्लाश् આ., भ्रम्, क्रम्, क्लम्, त्रस्, लष्, અને यस् (ઉપસર્ગરહિત હોય અથવા सम्पूर्वक હોય ત્યારે). આ સર્વે પરસ્મૈપદી ધાતુઓ પહેલા તથા ચોથા ગણના ગણાયછે, અને त्रुट् પ. ચોથા તથા છઠ્ઠા ગણનો ગણાયછે, જેમકે भ्राशते અથવા भ्राश्यते.

૩. ગણકાર્યવિશિષ્ટ કાળોમાં क्रम्ने જ્યારે પરસ્મૈપદ પ્રત્યયો લાગેછે ત્યારે તેના ઉપાન્ત્ય अनो आ થાયછે, જેમકે क्रामति અથવા क्राम्यति; પણ આ. आक्रमते; એજ પ્રમાણે क्लम्નો અને आઉપસર્ગપૂર્વક હોય ત્યારે चम् ૧ ગ. નો સ્વર દીર્ઘ થાયછે.

૪. अक्ष्, અને तक्ष् (શબ્દાર્થ ‘છોલવું’ હોય ત્યારે, આલંકારિક અર્થ

---

* સંસ્કૃતમાં કાળોના બે મુખ્ય વિભાગ થઇ શકેછે. કેટલાક કાળોમાં તે તે કાળના પ્રત્યય લગાડતાં પહેલાં ધાતુમાં વિકરણપ્રત્યય ઉમેરવામાં આવેછે, અથવા ગણકાર્ય થાયછે; અને કેટલાક કાળોમાં ગણકાર્ય થતું નથી, કાળવિશિષ્ટ પ્રત્યયજ લાગેછે. પહેલા પ્રકારના કાળોને આ ગ્રન્થમાં ગણકાર્યવિશિષ્ટ કાળ કહ્યા છે. વર્તમાનકાળ, આજ્ઞાર્થ, પ્રથમભૂત અથવા હ્યસ્તનભૂતકાળ અને વિધ્યર્થ આટલા આ પ્રકારમાં આવેછે. બાકીનાને ગણકાર્યરહિત કાળો કહ્યા છે.

'છોલવું' હોય ત્યારે નહીં) પહેલા અને પાંચમા ગણના ગણાયછે, જેમકે अक्षति અથવા अक्ष्णोति.

૫. ध्मा 'ધમવું', घ्रा 'સુંઘવું', म्ना 'વિચારવું', ऋ 'જવું', सृ ('દોડવું' અર્થ હોય ત્યારે), यम् 'દાબમાં રાખવું', અને शद 'નાશ પામવો', આ સર્વે પહેલા ગણના ધાતુઓ ગણકાર્યવિશિષ્ટ કાળોમાં અનુક્રમે धम्, जिघ्र, मन्, ऋच्छ्, धौ, यच्छ्, અને शीय આદેશો ધારણ કરેછે; જેમકે धमति, जिघ्रति ઇત્યાદિ. આમાંનો છેલ્લો शद ધાતુ ગણકાર્યવિશિષ્ટકાળોમાં આત્મનેપદી છે.

૬. गुह्નો ઉપાન્ત્ય उ વિકરણપ્રત્યય અને સ્વરાદિ કોઈ પણ ગુણકારક પ્રત્યય પહેલાં દીર્ઘ થાયછે, જેમકે गूहति.

૭. दंश् ૫., सञ्ज ૫., स्वञ्ज આ., અને रञ्ज ઉ., આ સઘળા પહેલા ગણના ધાતુઓ વિકરણપૂર્વે અનુનાસિકનો લોપ કરેછે, જેમકે दशति, स्वजते વિગેરે.

૮. જ્યારે ધાતુનો ऋ (દીર્ઘ) ગુણ કે વૃદ્ધિ પામે નહીં ત્યારે તેનો इर् થાય, અને તેની પહેલાં ઓષ્ઠસ્થાની અક્ષર અથવા व् આવે તો उर थाय. इर् અથવા उर् ની પછી વ્યંજન આવે તો તેમાંનો इ અને उ દીર્ઘ થાય; જેમકે जृ ૪ ગ. जीर्यति એવું રૂપ ધરેછે, कृ ૬ ગ. किरति, અને कृत् ૧૦ ગ. कीर्तयति એવાં રૂપ ધરેછે.

૯. ચોથા ગણના ओकारान्त ધાતુઓ વિકરણપૂર્વે ओनो લોપ કરેછે, જેમકે सोनुं स्यति, दोनुं द्यति, અને छोनुं छ्यति થાયછે.

૧૦. दिव्, छिव्, शम्, तम्, दम्, श्रम्, અને मद्, એટલા ચોથા ગણના ધાતુઓનો, અને भ्रम તથા क्षम् ચોથા ગણમાં વાપરવાના હોય ત્યારે તેમનો સ્વર ગણકાર્યવિશિષ્ટ કાળોમાં દીર્ઘતા પામેછે, જેમકે दीव्यति, भ्राम्यति અથવા भ्रमति ઇત્યાદિ. भ्रमनुं भ्राम्यति એવું રૂપ પણ થાયછે.

૧૧. ચોથા ગણનો व्यध् ધાતુ એ ગણના यनी પૂર્વે विध् એવું રૂપ ધરેછે, જેમકે विध्यति.

૧૨. અન્ત્ય इ અથવા उ (હ્રસ્વ કે દીર્ઘ) છઠ્ઠા ગણના વિકરણ अनी પહેલાં હોય તો તેનો અનુક્રમે इय् અથવા उव् થાયછે (પાઠ ૭ નો નિયમ ૨ જો જુઓ); જેમકે रि—रियति, नू—नुवति, धू—धुवति.

૧૩. भ्रस्ज् અને व्रश्च् એ છઠ્ઠા ગણના ધાતુઓ ગણકાર્યવિશિષ્ટ કાળમાં भृज्ज् અને वृश्च् રૂપ ધરેછે, જેમકે भृज्जति, वृश्चति.

૧૪. मस्ज् અને सस्ज् ના ઉપાન્ત્ય स्નો લોપ ન થાય ત્યારે તેનો ज् થાય (૯ પા૦ ૨૦).

૧૫. लुप्, लिप्, खिद्, कृत्, અને पिश् એટલા છઠ્ઠા ગણના ધાતુઓ ગણકાર્યવિશિષ્ટ કાળોમાં પોતાના અન્ત્ય વ્યંજન પહેલાં અનુનાસિક લેછે, જેમકે लिम्पति.

૧૬. દશમા ગણના કેટલાક ધાતુઓ માત્ર આત્મનેપદીજ છે, જેવાકે तन्त्र्, चित्, भर्त्स्, मन्त्र, तर्ज्, विद् ઇત્યાદિ. तन्त्रयते, चेतयते ઇત્યાદિ.

૧૭. ઘણા ધાતુઓ વિકલ્પે પહેલા કે દશમા ગણના ગણાયછે. જેવાકે युज्, पृच्, सह्, वृज्, वृ, जॄ, रिच्, तप्, तृप्, दृभ्, अर्ह् ઇત્યાદિ. योजति-योजयति વિગેરે.

वैषम्यमपि प्राप्ता धैर्यधनाः सार्धत्र आत्मनः सच्चरणव्रतं गोपायन्ति।
स्वजनवियोगेन व्यथितं मे मनो निष्ठाशून्यं भ्रमतीव।
मार्गे वन्यानां कुसुमानामामोदमुपजिघ्रन्तौ तौ दम्पती ऋषेराश्रमम-
गच्छताम्।
अयं शीत आकाशवायुस्तव मुखे घर्मजान्स्वेदलवानाचामति।
नदतः सिंहस्य स्वनं श्रुत्वा यथा सर्वे मृगास्त्रसन्ति तथैव भीमस्य
शब्दं श्रुत्वा सर्वे योधा अत्रस्यन्।
गगनमध्यमारूढस्य सवितुः प्रचण्डेन तापेन क्रान्तोऽयं शिखी
तरोरालवाले स्थितं शीतमुदकं पर्याप्तमाचामति।
निदाघेऽल्पैरपि तोयैर्मालाकारेण या तरोः पुष्टिर्विरच्यते सा किम-
नल्पान्यपि तोयानि विश्वतो विकिरता वारिदेन जनयितुं शक्या।
श्रोत्रियायाभ्यागताय वत्सतरीं महोक्षं महाजं वा निर्वपन्ति
गृहमेधिनः। तं हि धर्मं धर्मसूत्रकाराः समामनन्ति।
प्रत्युत्पन्नमतिः प्राप्तां क्रियां कर्तुं व्यवस्यति॥
एतान्यनीकानि महानुभावं गृह्णन्ति मेघा इव रश्मिमन्तम्॥

यावत्प्रतापनिधिराक्रमते* न भानु-
रह्नाय तावदरुणेन तमो निरस्तम् ॥
व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु-
र्न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ॥
लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः ।
असत्पुरुषसेवेव दृष्टिर्निष्फलतां गता ॥
त्वं तेनाभिहितः पथ्यं† किं कोपं न नियच्छसि ॥
‡ तद्विद्विषां जरति चेतसि भोगतृष्णा ।
तेषां वपूंषि विपिनेषु च जारयन्ति ॥
सहते शस्त्रसंपातं सहति श्रममाहवे ।
उत्साहयति तच्चित्तमपि जेतुं शचीपतिम् ॥
पूजामर्हति सर्वेषामृषीणामाश्रमेऽप्यसौ ।
अर्हयत्यर्घसत्कारं मधुपर्कं च पावनम् ॥
न क्षाम्यति क्षितीशानामपराधलवानपि ।
अपराधसहस्राणि क्षमते यो द्विजन्मनाम् ॥

*आपूर्वक क्रम् ધાતુ સ્વર્ગીયપદાર્થના (નક્ષત્ર, તારા, ગ્રહમણ્ડળ વિગેરે જ્યોતિના) 'ઉદય થવા' ના અર્થમાં આત્મનેપદી ગણાયછે.

†दुह्याच्पच्दण्ड्रुधिप्रच्छिचिब्रूशासुजिमन्थ्मुषां ।
कर्मयुक् स्यादकथितं तथा स्यान्नीहृकृष्वहाम् ॥

અત્રે ગણાવેલા ધાતુઓ અને એના સમાનાર્થ ધાતુઓ સામાન્ય નિયમે દ્વિકર્મક ગણાયછે, એટલે તેઓને બે કર્મ હોયછે, એક પ્રધાન અને બીજું અપ્રધાન અથવા ગૌણ, કર્મણિપ્રયોગમાં કારિકામાંના दुह्थी मुष्पर्यन्त ધાતુઓ અને તેના સમાનાર્થ ધાતુઓનો ગૌણ કર્મ પ્રથમા વિભક્તિમાં વપરાયછે, અને પ્રધાન કર્મ દ્વિતીયામાં મૂકવામાં આવેછે, અને नी, हृ, कृष्, અને वह्, અને તેના સમાનાર્થ ધાતુઓનો પ્રધાન કર્મ પ્રથમામાં વપરાયછે અને ગૌણ કર્મ દ્વિતીયામાં મૂકાય છે, ઉદાહરણ:—बलिं याचते वसुधाम् કર્તરિ પ્ર૦. 'તે બલિ પાસેથી પૃથ્વી માગેછે,' बलिर्याच्यते वसुधाम् કર્મણિ પ્ર૦. शतं जयति देवदत्तम् કર્તરિ પ્ર૦. 'તે દેવદત્ત પાસેથી સો (સિક્કા) જીતેછે,' शतं जीयते देवदत्तः કર્મણિ પ્ર૦. ग्राममजां नयति કર્તરિ પ્ર૦. ग्राममजा नीयते કર્મણિ પ્ર૦.

પ્રસ્તુત શ્લોકમાં अभिहित શબ્દ अभि પૂર્વક धा ધાતુનો કર્મણિ ભ. કૃ. છે અને એ ધાતુ ब्रू જેનો અર્થ 'કહેવું' અથવા 'બોલવું' થાયછે તેનો સમાનાર્થ છે.

‡ આ અને એની પછીના નવ શ્લોકો દિલીપ નામના રાજાને લાગુ પડેછે.

नाहिर्देशयते कंचित्तद्देशे गरुडाज्ञया ।
यदि प्रमादाद्दशति तस्मिन्न क्रमते* विषम् ॥
न तर्जति रुषा कंचिन्नीचमप्युपकारिणम् ।
परं तर्जयते दुष्टान् समन्तात्संगतान्मिथः ॥
कोटिभिः पणते नित्यं राष्ट्रे तस्य वणिग्जनः ।
यक्षाश्चापि पणायन्ति तद्विभूतिं गृहेगृहे† ॥
सर्वोऽभिलषति श्रीमानिन्द्रियार्थोपसेवनम् ।
अभिलष्यत्यसौ योगी तेभ्य एव निवर्तनम् ॥
लुम्पति प्रतिपक्षाणां स लक्ष्मीं बाणवृष्टिभिः ।
न लुम्पति मतिस्तस्य सकलेऽप्यर्थसंशये ॥
अर्जते धर्ममेवैकमर्थं धमार्थमर्जति ।
अर्जयत्यूर्जिताँल्लोकान् स धर्मेणैव शाश्वतान् ॥
सर्वस्य जायते मानः स्वहिताच्च प्रमाद्यति ।
वृद्धौ भजति चापथ्यं नरो येन विनश्यति ॥
भजन्ति विपदस्तूर्णमतिक्रामन्ति संपदः ।
तान्मदान्नावतिष्ठन्ते‡ ये मते न्यायवादिनाम् ॥
प्राज्ञास्तेजस्विनः सम्यक्पश्यन्ति च वदन्ति च ।
तेऽवज्ञाता महाराज क्राम्यन्ति विरमन्ति§ च ॥
जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीविताशा धनाशा च जीर्यतोऽपि न जीर्यति ॥
अहो खलभुजङ्गस्य विचित्रोऽयं वधक्रमः ।
अन्यस्य दशति श्रोत्रमन्यः प्राणैर्वियुज्यते ॥

* 'અસર કરવી' અથવા 'લાગુ થવું' એવા અર્થમાં क्रम् ધાતુ આત્મનેપદી ગણાય છે.

† અસિદ્ધરૂપ (વિભક્તિરહિત) સત્વવાચકનામ અથવા વિભક્ત્યન્ત રૂપનો દ્વિર્ભાવ થાય તો તેમાં 'પ્રત્યેક' નો અર્થ આવે છે, જેમકે गृहेगृहे 'દરેકઘેર,' दिनेदिने 'પ્રતિદિવસ' 'દરરોજ'.

‡ सम्, अव, प्र, અથવા विपूर्वક स्था આત્મનેપદ પ્રત્યયો ગ્રહણ કરે છે.

§ वि, आ, परि, અથવા उप પૂર્વક रम् પરસ્મૈપદી છે.

विधौ विध्यति सक्रोधे वर्म धर्मः शरीरिणाम् ।
स एव केवलं तस्मादस्माकं जायतां गतिः ॥
विहितस्याननुष्ठानान्निन्दितस्य च सेवनात् ।
अनिग्रहाच्चेन्द्रियाणां नरः पतनमृच्छति ॥

---

૧. ઈશ્વરની શક્તિથીજ આ સંસારચક્ર ફરેછે (भ्रम्).

૨. તેની નિમકહરામીથી ક્રોધાયમાન થયલા તેણે તેને કઠોર શબ્દોવડે ચિરી નાખ્યો (सम्+तक्ष्).

૩. તે સભામાં ઉતાવળથી ઉઠતા ઘણા રાજાઓની કણ્ઠીઓ તેઓનાં એકબીજા સાથે અડડાવાથી તુટી (त्रुट्).

૪. શું ક્ષમા ન કરનારો (ખારીલો) સાપ પોતાના પગવડે પુરૂષને સ્પર્શ કરીને તેને લોહીની ઇચ્છાથી દંશેછે (दंश्)?

૫. ઇક્ષ્વાકુઓના કુળના આચાર્ય વસિષ્ઠને પ્રથમ નમીને રામ પોતાના ભાઈઓને ભેટ્યો (स्वञ्ज्).

૬. ઇન્દ્રજીત મરી ગયો એટલે તેના કવેળાના મોતને લીધે શોકે રાવણને અગ્નિની પેઠે બાળ્યો (भ्रस्ज्).

૭. જેવડે હું જીવુંછું તે લઈ લેતો તું મારી જીંદગી લઈ લેવા યત્ન કરેછે (यस्).

૮. તે દીવાની જોતથી ખેંચાયલું પતંગિયું એકદમ તેપર પડ્યું અને મૃત્યુ પામ્યું (मृत्यु ની દ્વિ. વિ. સાથે ऋ)

૯. તે હાથીને પાછા ફેરવવાનું ઈચ્છતા અર્જુને તેને બાણવડે વિંધ્યો (व्यध्).

૧૦. રાક્ષસો સાથે યુદ્ધમાં રામે પોતાના શત્રુઓના ઘણા સેંકડાઓને તીક્ષ્ણ આયુધો વડે કાપ્યા (व्रश्च्).

૧૧. રામનો આત્મા સીતાથી પોતાના વિયોગથી ઉત્પન્ન થયલા શોકમાં ગરક થયો (मस्ज्).

૧૨. ફાલ્ગુનની બેન, તારી સ્ત્રી પાંચાલીને હોડમાં મુક (पण्) એમ

ધૃતરાષ્ટ્રના પુત્રોએ યુધિષ્ઠિરને જ્યારે એના શિવાય દરેક ચીજ તેઓથી તેની પાસેથી જીતાઈ*ત્યારે કહ્યું.

૧૩. તે પક્ષીથી ઝુંટવાયલા રત્નની પુનઃ પ્રાપ્તિ માટે મેં ઘણી મેહેનત લીધી (प्र+यस्).

૧૪. મોટાઓ સાથે જે વેર કરેછે† તે તરત નાશ પામેછે (शद्).

૧૫. હજારો અપરાધો મારાથી દરેક ક્ષણે કરાયછે, અરે ઇશ્વર! તે સર્વે માફ કર (क्षम्).

૧૬. અહો આ કુમારિકાની અવર્ણ્ય શક્તિ કે જે પદાર્થો ચેતનવાળા છે (चित्) તેઓ એને સેવેછે એટલુંજ નહીં પણ જેઓ ચેતનવાળા નથી તેઓ પણ!

૧૭. તે સમીપવર્તી નદીના જળકણથી ભીનો આ પવન બાગમાં અતિમુક્તવેલાને ધીમે કમ્પાવેછે (धू).

૧૮. જ્યારે અર્જુને પોતાનો શંખ વગાડ્યો (ध्मा) ત્યારે તેના યોદ્ધાઓ જેઓ નાસી ગયા હતા તેઓ પાછા આવ્યા અને તેના શત્રુઓનાં લશ્કરોને સુતેલાં જોયાં.

---

## શબ્દકોશ ૧.

### ધાતુ.

अर्ह् ૧ ગ. પ. અને ૧૦ ગ. ઘટવું, છાજવું.

कृन्त् ૬ ગ. પ. કાપવું.

कॄ ૬ ગ. પ. વિખેરવું; वि જોડે, પાથરવું.

कॄत् ૧૦ ગ. તારીફ કરવી, વખાણવું, સ્તુતિ કરવી.

क्रम् ૫. ચાલવું, પગલું ભરવું; આ. લાગુ થવું, અસર કરવી; आ જોડે, પાસે જવું, ઉપર થઇને ચાલવું, ઉગવું, ઉંચે ઉગવું; अति જોડે, પેલી તરફ ચાલવું અથવા જવું, જુદા પડવું.

क्लम् ૪ થાકવું, થાકી જવું, પરિશ્રમ

---

* પૃ૦ ૪ + નોંધ જુઓ.

† અહિં वैर ન. 'શત્રુવટ' પરથી થયલો નામધાતુ वैराय् આ. વાપર્યો. એ ધાતુનાં રૂપાખ્યાન પહેલા ગણના ધાતુની પેઠે થાયછે; જેમકે वैरायते વ. ત્રિ. પુ. એ. વં.

પામવો, નરમ પડવું, ઉદાસીનતા હોવું.
क्षम् ૪ ગ. પ. માફ કરવું.
गुह् ૧ ગ. છુપાવવું.
घ्रा ૧ ગ. પ. उप જોડે, સુંઘવું.
चम् ૧ ગ. પ. ચાટી જવું, પીવું.
चित् ૧૦ ગ. આ. ચેતન હોવું, ગતિ હોવી.
जनय जन्નો પ્રેરક, ઉત્પન્ન કરવું, ઉપજાવવું. जनयितुम् હેત્વર્થ કૃ.
जॄ ૧ અને ૪ ગ. પ. અને ૧૦ ગ. ઘરડા થવું, ક્ષીણ થવું, ઘસાઈ જવું.
तक्ष् ૧ ગ. પ. છોલવું. કાપી નાખવું, सम् જોડે, કકડા કરવા, ઘાયલ કરવું, શબ્દોવડે વિંધવું, નિર્ભર્ત્સના કરવી.
तर्ज् ૧ ગ. પ. અને ૧૦ ગ. આ. ધમકાવવું, ધાસ્તી આપવી, ઠપકો દેવો.
त्रस् પ. કાંપવું, બિહવું.
त्रुट् પ. ભાગવું, તુટવું, કડાક દઈ કકડા થવા.
दंश् ૧ ગ. પ. અને ૧૦ ગ. આ. કરડવું, દંખ દેવો, દંખવું.
धू ૬ ગ. પ. ધુજાવવું, હલાવવું.
नद् ૧ ગ. પ. શબ્દ કરવો, ગાજવું, ગર્જવું.
नश् वि જોડે, નાશ પામવો.
पण् ૧ ગ. સ્તવન કરવું, રમતમાં હોડ બકવી, સરત મારવી, ધુત રમવું.
भ्रम् પ. ભટકવું, ફરવું.
भ्रस्ज् ૬ ગ. ઉ. ભુંજવું, બાળવું.
म्ना ૧ ગ. પ. મનમાં ફરી જોઈ જવું, મનન કરવું; सम्पूर्वक आ જોડે, વારંવાર મનન કરવું, પરંપરાથી ચાલતી રીતપ્રમાણે પઠન કરવું, નિયમ કરવો, શાસ્ત્ર કરવું.
यम् ૧ ગ. પ. દાબમાં રાખવું, પાછું ખેંચવું, કબજામાં રાખવું; नि જોડે.
यस् ૪ ગ. પ. યત્ન કરવો, કોશીશ કરવી, प्र જોડે.
युज् वि જોડે, ગોઠવવું, સંપાદન કરવું, કરવું.
रम् वि જોડે, બંધ પડવું.
लष् પ. ઇચ્છવું, अभि જોડે, ઇચ્છવું, લોભ કરવો, માગવું.
लिप् ૬ ગ. ઉ. લેપ કરવો, ચોપડવું.
लुप् ૪ ગ. પ. નાશ પામવો, અલોપ થવું, અદૃશ્ય થવું.
लुप् ૬ ગ. ઉ. લઈ લેવું, ચોરવું, લુટવું, છિનવી લેવું.
वप् ૧ ગ. ઉ. કાતરવું, કાપવું, વાવવું, निर् જોડે, યજ્ઞાન્ન અથવા બળિદાન આપવું.
वृष् ૧ ગ. પ. વરસાવવું, વૃષ્ટિ કરવી, ધાર પાડવી.
व्यध् ૪ ગ. પ. વિંધવું, જખમી કરવું.

व्रश्च् ૬ ગ. પ. કાપવું, વાઢવું, ફાડવું.
शद् ૧ ગ. પ. નાશ પામવો, ક્ષીણ થવું.
श्रि सम् જોડે આશ્રય લેવો, આધાર રાખવો, વિશ્વાસ રાખવો.
सह् उत् જોડે, સમર્થ થવું, યોગ્ય થવું.
सञ्ज् ૧ ગ. પ. વળગવું, લાગી રહેવું. વિપૂર્વક અતિ જોડે (व्यतिषञ्ज्) જોડવું, એકત્ર કરવું.
सो ૪ ગ. પ. છેડો આણવો, પુરૂં કરવું, નાશ કરવો; વિપૂર્વક अव જોડે, નિશ્ચય કરવો, પ્રયત્ન કરવો, ઉદ્યોગ કરવો.
स्था अव જોડે, રહેવું, વસવું.

---

अङ्ग ન. અવયવ.
अञ्जन ન. મેસ, કાજળ.
अननुष्ठान ન. (अनुष्ठान ન. કરવું, સાધવું) ન કરવું, ન કીધાની કસૂર.
अन्य સર્વ૦ પુ. સ્ત્રી. ન. બીજું.
अनिग्रह પુ. (निग्रह પુ. દાબ) દાબમાં ન રહેવું તે, નિરંકુશપણું.
अनीक ન. સૈન્ય.
अपथ्य ન. કોઇપણ પ્રકૃતિ બગાડે એવી અથવા અવગુણકારક ચીજ.
अपराधसहस्र ન. (सहस्र ન. હજાર) એક હજાર અપરાધો.
अभिहित अभि + धा નો કર્મણિ ભૂ. કૃ., બોલાયલું.
अभ्यागत अभि + आ + गम् નો ભૂ. કૃ., આવેલું. પુ. પરોણો.
अरुण પુ. સૂર્યનો સારથિ.
अर्घ्यसत्कार પુ. (सत्कार પુ. માન) અર્ઘ્યથી એટલે અતિથિની પૂજા કરવાનાં અથવા તેને માન આપવાનાં સાહિત્યથી આપેલું માન.
अर्थसंशय પુ. (संशय પુ. શક, ભય) ધનને લગતો ભય.
अल्प પુ. સ્ત્રી. ન. નાનું, ઓછું; अनल्प પુ. સ્ત્રી. ન. ઘણાં, ઘણું.
अवज्ञात अव + ज्ञा નો કર્મણિ ભૂ. કૃ., ધિક્કારાયલું, અવગણના કરાયલું, ન મનાયલું.
असत्पुरुषसेवा સ્ત્રી. (सत् પુ. સ્ત્રી. ન. સારૂં, सेवा સ્ત્રી. ચાકરી) જે પુરૂષ સારો નથી તેની ચાકરી, દુષ્ટપુરૂષની સેવા.
अहि પુ. સાપ.
अह्नाय અ. ક્રિ. વિ. તત્ક્ષણ, તરતજ.
आकाशवायु પુ. આકાશમાંનો પવન.
आन्तर પુ. સ્ત્રી. ન. અંદરનું.
आमोद પુ. સુગન્ધ, સુવાસ, ખુશબો.
आरूढ आ + रुह् નો ભૂ. કૃ. ચઢેલું.
आलवाल ન. ઝાડના મૂળની આસ-

पास पाणी भरी मूकवा माटे कीधेलुं कुण्डाळुं, क्यारो.

आहव पु. युद्ध.

इन्द्रियार्थोपसेवन न. ( इन्द्रिय न. इन्द्रि, अर्थ पु. पदार्थ, उपसेवन न. आश्रय करवो ते, उपभोग ) इन्द्रियविषयनो उपभोग करवो ते, विषयीपणुं, विषयलम्पट-पणुं.

उपकारिन् पु. स्त्री. न. उपकार करनारुं.

ऊर्जित पु. स्त्री. न. मोटुं, श्रेष्ठ, उत्तम.

केश पु. वाळ.

कोटि स्त्री. करोड.

कोप पु. गुस्सो.

क्रान्त क्रम् नो भू. कृ., थाकी गयलुं, लोथ थयलुं, निर्गत थयलुं, कर-मायलुं, ग्लानि पामेलुं.

क्षितीश पु. ( क्षिति स्त्री. पृथ्वी) पृथ्वी-पति, राजा.

खलभुजङ्ग पु. ( खल पु. ठग, हरामी, खळ, भुजङ्ग पु. सर्प ) खळरूपी सर्प.

खलु अ. नक्की, बेशक.

गगनमध्य पु. न. (गगन न. आकाश मध्य पु. न. वचलो भाग) आका-शनो मध्यभाग.

गति स्त्री. आश्रय, आसरो.

गरुडाज्ञा स्त्री. सर्पवर्गना शत्रु गरुड-नो हुकम.

गृहमेधिन् पु. गृहक्रिया करनार गृहस्थ, गृहस्थधर्म चालनार.

घर्मज पु. स्त्री. न. (घर्म पु. घाम, उष्णता, गरमी) घामथी उत्पन्न थयलुं.

चेतस् न. मन.

जीवनाशा स्त्री. (जीवन न. जीववुं ते, जींदगी, आशा स्त्री. उमेद, इच्छा) जीववानी इच्छा.

तद्देश पु. तेनो देश.

तद्विद्विष् पु. तेनो शत्रु.

तद्विभूति स्त्री. तेनो विदय.

ताप पु. गरमी, ताप.

तावत् क्रि. वि. ते दरम्यानमां, तेट-लामां.

तूर्णम् क्रि. वि. जलदीथी.

तेजस्विन् पु. स्त्री. न. तेजस्वी, प्रका-शमान, चकचकित, दम अथवा होशवाळुं.

तोय न. जळ.

दन्त पु. दांत.

दुष्ट पु. स्त्री. न. निर्दय.

दम्पती पु. द्वि. व. स्त्रीपुरुष.

द्विजन्मन् पु. (द्वि बे, जन्मन् न. जन्म) जेने बे जन्म होय ते, पहेली त्रण वर्ण (ब्राह्मण, क्षत्रिय, वैश्य) मांनी कोई पण वर्णमांनो एक, ब्राह्मण.

द्विजिह्व पु. (जिह्वा स्त्री. जीभ) जेने बे जीभ होय ते, सर्प.

द्विष्* પુ. શત્રુ.
धनाशा સ્ત્રી. ધનની ઇચ્છા.
धर्मसूत्रकार પુ. (धर्म પુ. કાયદો, सूत्र ન. સૂત્ર, વચન) કાયદાનાં વચન બનાવનાર, ધર્મશાસ્ત્ર લખનાર, ધર્મસંબંધી નિયમ બાંધનાર.
धैर्यधन પુ. સ્ત્રી. ન. (धैर्य ન. ધિરજ, સહનશક્તિ) જેનું ધન ધૈર્ય છે તે.
निदाघ પુ. ગરમીની ઋતુ, ઉનાળો.
निन्दित निन्द्‌નો કર્મણિ ભૂ. કૃ., નિન્દાયલું, નિન્દાપાત્ર, ઠપકાલાયક.
निरस्त निर्‌+अस् 'ફેંકવું'નો કર્મણિ ભૂ. કૃ., વિખેરી નંખાયલું, દૂર કરેલું.
निवर्तन ન. અટકવું, દૂર રહેવું, વગર રહેવું.
निष्ठाशून्य પુ. સ્ત્રી. ન. (निष्ठा સ્ત્રી. એક ઠેકાણે ચોંટી રહેવું તે, સ્થિરતા, शून्य પુ. સ્ત્રી. ન. રહિત) સ્થિરતારહિત, અસ્થિર, ચંચળ.
निष्फलता સ્ત્રી. નિષ્ફળપણું, વ્યર્થતા.
नीच પુ. સ્ત્રી. ન. નીચું, હલકું, હલકી સ્થિતિનું, અપ્રતિષ્ઠિત.
न्यायवादिन् પુ. સ્ત્રી. ન. (न्याय પુ. જે ખરૂં હોય તે) જે ખરૂં હોય તે બોલે તે, ખરૂં બોલનાર.
पतन ન. પડવું, સદ્ગુણથી ભ્રષ્ટ થવું, ભ્રષ્ટતા, નાશ.
पथ्य ન. આરોગ્યતાને ફાયદો કરનારૂં, હિતકારક.
पदार्थ પુ. ચીજ, વસ્તુ.
परम् ક્રિ. અ. પણ, પરંતુ.
पर्याप्तम् ક્રિ. વિ. સંપૂર્ણ રીતે, આત્મા તૃપ્ત થાય ત્યાંસુધી, ઇચ્છાનુરૂપ.
पावन પુ. સ્ત્રી. ન. પવિત્ર કરનારૂં, પવિત્ર, સ્વચ્છ.
पुष्टि સ્ત્રી. પોષણ.
प्रचण्ड પુ. સ્ત્રી. ન. ગરમ, ઉગ્ર, તીક્ષ્ણ.
प्रतापनिधि પુ. (प्रताप પુ. ગરમી) તાપનો ભંડાર.
प्रतिपक्ष પુ. શત્રુ.
प्रत्युत्पन्नमति પુ. સ્ત્રી. ન. (प्रत्युत्पन्न प्रति+उत्+पद्‌નો ભૂ. કૃ.) હાજરજવાબી, ચપળ, ચંચળ.
प्रमाद પુ. ભૂલ.
प्राण પુ. (બ. વ.) જીવ.
बहिरुपाधि પુ. (उपाधि પુ. ધર્મ, વિશેષગુણ, આસપાસની અથવા વિંટલાયલી બાબતો) બાહ્ય ગુણ, બાહ્યહેતુ.
बाणवृष्टि સ્ત્રી. (वृष्टि સ્ત્રી. વરસાદ) બાણનો વરસાદ.
भानु પુ. સૂર્ય.
भोगतृष्णा સ્ત્રી. (भोग પુ. સાંસારિક સુખ, तृष्णा સ્ત્રી. તરસ, ઇચ્છા) સાંસારિક સુખની ઇચ્છા.

* અન્ત્ય ष् નો પ્રથમાના એકવચનમાં અને વ્યંજનાદિ પ્રત્યયો પર છતાં ट् અથવા ड् થાયછે.

मत न. अभिप्राय, शिखामण, सलाह.

मधुपर्क पु. आवेला अतिथिने मध, दहीं विगेरेनुं अर्पण.

महाज पु. मोटो बकरो.

महानुभाव पु. स्त्री. न. मोटाइवाळुं, महात्म.

महाराज पु. मोटो राजा.

महोक्ष* पु. (उक्षन् पु. वृषभ, आखलो) मोटो वृषभ

मान पु. अभिमान, गर्व.

मालाकार पु. माळी.

मिथः क्रि. वि. अरस्परस, साथे.

यावद् क्रि. वि. जे दरम्यानमां, जे वखतमां.

रण न. लडवानी जग्या, युद्धभूमि.

रश्मिमत् पु. (रश्मि पु. किरण) सूर्य.

राष्ट्र न. राज्य, प्रजा.

रुष् स्त्री. क्रोध.

लक्ष्मी स्त्री. धननी अने सौन्दर्यनी देवी, शोभा, वैभव.

वणिग्जन पु. (वणिज् पु. वेपारी) वेपारीवर्ग, वेपारीओ.

वत्सतरी स्त्री. वछेरडी.

वधक्रम पु. मारवानी रीत.

वन्य पु. स्त्री. न. वनने लगतुं.

वपुस् न. शरीर.

वर्मन् न. कवच.

वारिद पु. जळ आपनार, वादळुं, मेघ.

विचित्र पु. स्त्री. न. अजायब जेवुं, तरेहवार.

विपिन न. जंगल, वन.

विश्वतः† क्रि. वि. सर्व दिशामां

विहित वि+धा नो कर्मणि भू. शास्त्रनिर्दिष्ट, शास्त्रमां बतावेलुं

वृद्धि स्त्री. उदय.

वैषम्य न. मुश्केली, संकट

व्यथित व्यथ् नो भू. कृ. दुःखित.

शक्य पु. स्त्री. न. बनीशके एवुं.

शचीपति पु. शची नो वर, इन्द्र.

शनैस् क्रि. वि. धीमे.

शब्द पु. अवाज, बोल.

शरीरिन् पु. स्त्री. न. शरीरवाळुं; पु. मनुष्य, माणस.

शस्त्रसंपात पु. (शस्त्र न. आयुध) हथियार, संपात पु. उपर पडवुं ते, हथियारनो घा अथवा सपाटो, आयुधनो प्रहार.

शिखिन् पु. मोर.

शीत पु. स्त्री. न. थंडुं.

श्रम पु. थाक.

श्रोत्र न. कान.

श्रोत्रिय पु. वेद शिखेलो ब्राह्मण, वेदज्ञ

* समासमां उक्षन् नुं उक्ष थयुंछे.

† नामने तस् प्रत्यय उमेरवामां आवे त्यारे तेमां पंचमीनो अने कोइक वखत सप्तमीनो अर्थ आवेछे.

संगत सम्+गम् નો ભૂ. કૃ. એકઠું થયલું.

सकल પુ. સ્ત્રી. ન. આખું, સઘળું.

सक्रोध પુ. સ્ત્રી. ન. ક્રોધસહિત, ક્રોધયુક્ત, ગુસ્સે થયલું.

सच्चरणव्रत ન. (व्रत ન. વરત, માનતા) સારી અથવા સદ્ગુણી ચાલરૂપી માનતા.

सपदि અ. ક્રિ. વિ. એકદમ.

समन्तात् ક્રિ. વિ. બરાબર રીતે, સારી પેઠે.

सेवन ન. સેવવું અથવા ચાકરી કરવી તે, આશ્રય લેવો, આચરવું.

स्थित स्था નો ભૂ. કૃ. રહેલું, હોયલું, હયાત રહેલું.

स्वजनवियोग પુ. પોતાનાં માણસો અથવા સગાંથી જૂદા પડવું તે.

स्वन પુ. અવાજ, ગર્જના.

स्वहित ન. પોતાનું કલ્યાણ.

स्वेदलव પુ. (स्वेद પુ. પરસેવો) પરસેવાનો લેશ અથવા છાંટો, ઘર્મબિંદુ.

हेतु પુ. કારણ.

અજ (એક પુરૂષનું નામ) अज પુ.

અતિમુક્તવેલો अतिमुक्तलता સ્ત્રી.

અવર્ણ્ય अनिर्वचनीय પુ. સ્ત્રી. ન. अनिर्वर्णनीय પુ. સ્ત્રી. ન., किम्+अपि પુ. સ્ત્રી. ન.

ઇક્ષ્વાકુઓ (રામના કુળના રાજાઓ). इक्ष्वाकु પુ. (બ. વ. માં વપરાયછે).

ઇચ્છા काङ्क्षा સ્ત્રી.

ઇન્દ્રજીત (રાવણનો પુત્ર) इन्द्रजित् પુ.

ઉતાવળથીससंभ्रमम् ક્રિ. વિ.

એકદમ सहसा ક્રિ. વિ.

એક બીજા સાથે અઠડાવવું તે परस्परसंघट्टन ન.

કઠોર परुष પુ. સ્ત્રી. ન., (શબ્દો) परुषाक्षर પુ. સ્ત્રી. ન.

કણ્ઠી हार પુ.

કૃષ્ણની બ્હેન कृष्णा સ્ત્રી.

ક્રોધાયમાન થયલું क्रुद्ध (क्रुध् નો ભૂ. કૃ.).

ક્ષમા ન કરનારૂં (બાળીલું) अमर्षण પુ. સ્ત્રી. ન.

ખેંચાયલું विलोभित (वि+लुभ् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ.).

જળકણ कण પુ. सीकर પુ.

જ્યોત शिखा સ્ત્રી.

ઝુંટવાયલું आक्षिप्त (आ+क्षिप् નો કર્મણિ ભૂ. કૃ.).

ધીમે मन्दम् ક્રિ. વિ.

નિમકહરામી कृतघ्नता સ્ત્રી.

પતંગિયું पतङ्ग પુ.

પાંચાલી (પાંચાલદેશની રાજકુમારી) पाञ्चाली સ્ત્રી.

પુનઃપ્રાપ્તિ (ફરીથી મેળવવું તે) प्रत्यागम પુ.
ભીનું आर्द्र પુ. સ્ત્રી. ન.
લોહી शोणित ન.
શક્તિ प्रभाव પુ.
સમીપવર્તી संनिहित सम्+नि+धाने કર્મણિ ભૂ. કૃ.

## પાઠ ૨.

## પાંચમા અને આઠમા ગણ વિશે.

સંસ્કૃતમાં ક્રિયાપદના કાળ અને અર્થ મળીને દશ વિભાગ થાયછે. એમાંના ચાર વિભાગમાં ક્રિયાપદોનાં રૂપમાં વિશેષ ફેરફાર થાયછે અને તેના સંબંધમાં તેઓના નવ ગણવર્ગ * પાડેલા છે. એ ચાર વિભાગોને ગણકાર્યવિશિષ્ટ, અથવા વિશેષ કાળ અને અર્થ કહેછે.

૧. એ વિભાગના સંબંધમાં સંસ્કૃત વૈયાકરણો ધાતુઓના જે દશ ગણ પાડેછે તેના બે વર્ગ પાડી શકાય. પહેલા વર્ગમાં પહેલા, ચોથા, છઠ્ઠા, અને દશમા ગણનો સમાવેશ થાય, અને બીજા વર્ગમાં બાકી રહેલા ગણો આવે. પહેલા વર્ગનું સામાન્ય લક્ષણ એ છે કે તેમાં અંગને† અન્તે अ આવેછે, અને બીજાનું એ કે તેમાં અંગને અન્તે अ આવતો નથી.

## બીજા વર્ગના ગણકાર્યવિશિષ્ટ કાળો વિશે સામાન્ય નિયમો.

૨. અમુક પ્રત્યય પહેલાં ધાતુ તથા વિકરણમાં વિશેષ ફેરફાર થાયછે. આ ફેરફારો ઉપર નજર રાખી પ્રત્યયના બે વર્ગ કરેલા છે તેમાંના એકને વિકારક અને બીજાને અવિકારક ‡ એવું નામ આપેલું છે.

* સંસ્કૃત વૈયાકરણો દશ ગણ માનેછે, પણ દશમા ગણમાં મૂળ ધાતુને જે अय વિકરણ પ્રત્યય લાગેછે તે માત્ર મૂળમાં (ગ્રન્થમાં) બતાવેલા ચાર કાળ અને અર્થમાંજ નહીં પણ બીજા કેટલાકમાં પણ માલમ પડેછે.

† નામનાં અથવા ક્રિયાપદનાં જે રૂપને પ્રત્યય લગાડવામાં આવેછે તે રૂપને અંગ કહેછે.

‡ કેટલાક પ્રત્યયો અંગમાં વિકાર અથવા ગુણ, વૃદ્ધિ વિગેરથી થતો ફેરફાર ઉત્પન્ન કરેછે, અને કેટલાક અંગમાં એવો ફેરફાર ઉત્પન્ન કરતા નથી. પહેલા પ્રકારના પ્રત્યયોને આ ગ્રન્થમાં વિકારક અને બીજા પ્રકારના પ્રત્યયોને અવિકારક કહ્યા છે. ધ્યાનમાં રાખવું કે અવિકારક પ્રત્યયો બીલકુલ વિકાર કરતા નથી એમ નહીં. તેઓ અંગમાં ગુણ અથવા વૃદ્ધિરૂપી વિકાર કદી કરતા નથી, પણ કોઈક વખત સંપ્રસારણ વિગેરે વિકાર ઉત્પન્ન કરેછે. તેવે પ્રસંગે અવિકારક એટલે ईषद्विकारक અથવા થોડો ફેરફાર કરનારા એમ સમજવું.

## પરસ્મૈપદ.

૩. એકવચનના પ્રત્યયો વિકારક છે.

અપવાદઃ—વિધ્યર્થના એકવચનના પ્રત્યયો તથા આજ્ઞાર્થના બીજા પુરૂષનો એકવચનનો પ્રત્યય વિકારક નથી.

૪. દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો અવિકારક છે.

અપવાદઃ— આજ્ઞાર્થમાં પહેલા પુરૂષના દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો અવિકારક નથી.

એટલે વર્ત્તમાનકાળ અને હ્યસ્તનભૂતકાળના* બધા પુરૂષોના એક-વચનપ્રત્યયો અને આજ્ઞાર્થે પહેલા પુરૂષના બધા વચનના પ્રત્યયો અને ત્રીજા પુરૂષનો એકવચનનો પ્રત્યય એટલા વિકારક છે અને બાકીના અવિકારક છે.

## આત્મનેપદ.

૫ બધા પ્રત્યયો અવિકારક છે.

અપવાદઃ—આજ્ઞાર્થના પહેલા પુરૂષના પ્રત્યયો અવિકારક નથી.

૬. વિકારક પ્રત્યય પર છતાં અંગના અન્ત્યસ્વરનો અને ઉપાન્ત્ય હ્સ્વસ્વરનો ગુણ થાયછે.

## વર્તમાનકાળ.

૭. બીજા વર્ગના ગણોમાં વર્તમાનકાળના પરસ્મૈપદપ્રત્યયો પહેલા વર્ગના વર્તમાનના જેવાજ છે, પણ આત્મનેપદપ્રત્યયો પહેલા વર્ગનાથી જૂદા પડેછેઃ—

(૧) માર્ગોપદેશિકામાં આપેલા આત્મનેપદપ્રત્યયોમાંના કેટલાકમાં इ આવેછે તેને બદલે आ થાયછે.

(૨) પહેલા પુરૂષના એકવચનનો પ્રત્યય ए છે.

(૩) ત્રીજા પુરૂષના બહુવચનના પ્રત્યયમાંના न् નો લોપ થાયછે. એટલે પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ए | वहे | महे |
| ૨ જો „ | से | आथे | ध्वे |
| ૩ જો „ | ते | आते | अते |

*એટલે 'પ્રથમભૂત' માર્ગોપદેશિકામાં કહ્યોછે તે.

૮. ગણકાર્યવિશિષ્ટ કાળમાં પ્રત્યય લગાડતાં પહેલાં ધાતુને પાંચમા ગણમાં नु અને આઠમા ગણમાં उ વિકરણો લાગેછે.

## ૫ મો ગણ.

चि ઉ. એકઠું કરવું.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनोमि | चिनुवः–चिन्वः | चिनुमः–चिन्मः |
| ૨ જો ,, | चिनोषि | चिनुथः | चिनुथ |
| ૩ જો ,, | चिनोति | चिनुतः | चिन्वन्ति |

અહિં चि ધાતુને नु લગાડવાથી અંગ चिनु થાયછે, તેના અન્ત્ય उ નો मि, सि, અને ति વિકારક પ્રત્યય પર છતાં ओ થાયછે, એટલે चिनु નું चिनो થાયછે, પણ वस्, मस् વિગેરે અવિકારક પ્રત્યયો પર છતાં उ નો ફેરફાર થતો નથી.

( અ ) व् અને म् પર છતાં વિકરણના उ નો તેની પૂર્વે સંયુક્ત વ્યંજન ન આવ્યો હોય તો વિકલ્પે લોપ થાયછે; જેમકે चिनुवः–चिन्वः, चिनुमः–चिन्मः ( ઉપલાં રૂપ જુઓ ); અને चिनुवहे–चिन्वहे, चिनुमहे–चिन्महे ( નીચલાં રૂપ જુઓ ); પણ आप् ધાતુનાં आप्नुवः, आप्नुमः એ રૂપોમાં उ નો લોપ થતો નથી.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिन्वे | चिनुवहे–चिन्वहे | चिनुमहे–चिन्महे |
| ૨ જો ,, | चिनुषे | चिन्वाथे | चिनुध्वे |
| ૩ જો ,, | चिनुते | चिन्वाते | चिन्वते |

અહિં બધા પ્રત્યયો અવિકારક હોવાથી नु નો કોઈ પણ સ્થળે नो થતો નથી.

आप् પ. મેળવવું.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | आप्नोमि | आप्नुवः | आप्नुमः |
| ૨ જો ,, | आप्नोषि | आप्नुथः | आप्नुथ |
| ૩ જો ,, | आप्नोति | आप्नुतः | आप्नुवन्ति |

(આ) આ ગણમાં સ્વરાદિ અવિકારક પ્રત્યય પર છતાં વ્યંજનાન્ત-ધાતુઓ પછી નુ ના ઉ નો उव् થાયછે. આ નિયમ પ્રમાણે ઉપલાં રૂપોમાં आप्नुवन्ति રૂપ થયુંછે, કેમકે आप् ધાતુ વ્યંજનાન્ત છે, એટલે એને છેડે વ્યંજન છે.

## ૮ મો ગણ.

तन् ઉ. તાણીને લાંબું કરવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | तनोमि | तनुवः—तन्वः | तनुमः—तन्मः |
| ૨ જો „ | तनोषि | तनुथः | तनुथ |
| ૩ જો „ | तनोति | तनुतः | तन्वन्ति |
| ૧ લો પુ. | तन्वे | तनुवहे—तन्वहे | तनुमहे—तन्महे |
| ૨ જો „ | तनुषे | तन्वाथे | तनुध्वे |
| ૩ જો „ | तनुते | तन्वाते | तन्वते |

૧૯.પૃ૦ (અ) પ્રમાણે तनुवः અથવા तन्वः વિગેરે રૂપો થયાં.

૯. ગણકાર્યવિશિષ્ટ કાળોમાં कृ કરવું ૮ ગ. ઉ. નું વિકારક પ્રત્યય પર છતાં कर् રૂપ થાયછે અને અવિકારક પ્રત્યય પર છતાં कुर् થાયછે.

| | પ. | | | આ. | | |
|---|---|---|---|---|---|---|
| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
| ૧ લો પુ. | करोमि | कुर्वः | कुर्मः | कुर्वे | कुर्वहे | कुर्महे |
| ૨ જો „ | करोषि | कुरुथः | कुरुथ | कुरुषे | कुर्वाथे | कुरुध्वे |
| ૩ જો „ | करोति | कुरुतः | कुर्वन्ति | कुरुते | कुर्वाते | कुर्वते |

(અ) कृ ધાતુમાં व् અને म् પર છતાં ઉ નો નિત્યલોપ થાયછે; આ નિયમ પ્રમાણે कुर्वः, कुर्मः વિગેરે રૂપો થાયછે.

---

यज्ञेषु सोमं सुन्वतेऽध्वर्यवः ।

प्रत्यहं प्रातरुत्थायोपवनं च गत्वा पुष्पाण्यवचिनोमि ।

महात्मनां यशांसि दिक्षु प्रतन्वन्ति कवयः ।

दुःखपीडितामपि मां हृदयमर्मच्छिद्भिर्वचनैः किं पुनर्दुनोषि ।
द्वाःस्थौ पुरुषौ राजकुलस्य द्वारमपावृण्वाते ।
पुण्यकृतः स्वेषां सुचरितानां फलं स्वर्गलोकेऽश्नुवते ।
आर्याः संसारसुखानि त्यक्त्वा किमर्थमरण्यवासमङ्गीकुरुध्वे ।
श्रुतिमनोहरांश्चित्रालापाञ्शृण्मः ।
आकाशं मेघा वृण्वते ।
हे जगन्नायक न वयं चर्मचक्षुषा तव विभूतिमुपवीक्षितुं शक्नुमः ।
यत्त्वं कुरुषे तदन्यथा विधातुं कः शक्नोति ।
केनापि रक्षसा हृतमस्माकं तुरगं वयं विचिनुमः ।
वारंवारमीश्वरस्याराधनां साधवः कुर्वन्ति ।
सत्कृतिर्मनुष्यस्य कीर्तिं सर्वेषु देशेषु तनोति ।

*न दुनोति दयालुत्वाद्वचमा कंचिदप्यसौ ।
दुरुक्तैरपि दीनानां मनसास्य न दूयते ॥
सोमं सुनोति यज्ञेषु सोमवंशविभूषणः ।
पुरः सुवति संग्रामे स्यन्दनं स्वयमेव सः ॥
दुरापमपि लोकेऽस्मिन् यद्यद्वस्त्वभिवाञ्छति ।
तत्तदाप्नोति मेधावी तस्मात्कार्यः समुद्यमः ॥

૧. તમે તમારી મનની લાગણીઓને વશ કરવાને શક્તિમાન નથી (शक्).
૨. અમે દરવરસ કાશીની જાત્રાઓ કરીએ છિયે ( कृ ).
૩. ચાતક પાણી યાચેછે ( वन् ), પણ તે પામતું નથી ( आप् ).
૪. જે હું કહુંછું તે તું સાંભળે છે ( श्रु ) ?
૫. હું તે વિચાર કહી દેખાડતો નથી ( वि+वृ ); કારણ કે તે પાપી છે.
૬. હું તે મેહેલના દરવાજા બંધ કરૂંછું ( सम्+वृ ).
૭. તે બે શિક્ષકો પોતાના શિષ્યોને ન્યાયના મૂળ વિચારો સમજાવેછે ( वि+वृ ).

---

* આ અને એની પછીના શ્લોકો ગયા પાઠના એવાજ શ્લોકોની પેઠે કૃષ્ણ નામના રાજાને લાગુ પડેછે.

૮. એમ કરવાથી* માત્ર તમે તમારી પોતાની હલકાઈ ઉઘાડી પાડોછો. (आविस्+कृ).

૯. કદરીઓ પૈસા સંઘરી મૂકે છે (सम्+चि).

૧૦. સમજુ માણસો પોતાની મતલબો સેહેલાઇથી પાર પાડે છે (साध्).

૧૧. મેં એક પશુ દીઠું. તેને એક જાડી પુછડી છે અને તે વારંવાર હલાવેછે (धु).

---

## શબ્દકોશ ૨.

### પાંચમા ગણના ધાતુ.

अश् આ. મેળવવું, ભોગવવું, વ્યાપવુ.
आप् પ મેળવવુ, સંપાદન કરવું.
चि ઉ. એકઠું કરવું ; वि જોડે, શોધવું, ખોળવુ, ઢુંડવુ; सम જોડે, સંઘરી મૂકવુ.
दु પ દુઃખ દેવુ, પજવવુ, પીડવું.
धु અથવા धू ઉ. ધુજવવુ.
धृष् પ. હામ ભીડવી, હોડ બકવી, કોઈની સામા છાતી ચલાવવી.
वृ ઉ ઢાંકવુ; अप+आ જોડે, ઉઘાડવુ: वि જોડે, સમજાવવું, કહી દેખાડવુ; सम् જોડે, બધ કરવુ; आ જોડે, કબજ ગખવુ,દાબ ગખવો.
शक् પ શક્તિમાન થવું, ગકવુ.
श्रु (शृ)† પ. સાંભળવુ, સુણવુ.
साध् પ પારપાડવું, સાધવું,
सु ઉ. સોમરસ કાઢવો.

### આઠમાં ગણના ધાતુ.

कृ ઉ. કરવું: वशी જોડે, જીતવું, વશ કરવું, अङ्गी જોડે, કબુલ કરવું, અંગીકાર કરવો; आविस् જોડે, ઉઘાડું કરવું, ખુલ્લું કરવું; तिरस् જોડે, ધિક્કારવું, તિરસ્કાર કરવો; प्रति જોડે. વેર લેવુ, સામા થવુ.
तन् ઉ. તાણવું, પાથરવુ, જેમકે यज्ञ પાથરવો એટલે કરવો ; प्र જોડે, પાથરવું.
वन् આ. માગવું, યાચવુ.

---

* અહિ 'તમે' નો ગુણ બતાવતો વર્તમાન કૃદન્ત વાપરો.

† કેટલાક ધાતુઓના ગણકાર્યવિશિષ્ટ કાળોમાં જે આદેશ થાયછે તે કૌસમાં આપેલા છે.

अध्वर्यु પુ. બળિદાન તૈયાર કરી દેવતામાં હોમવાં એ જેનો ધર્મ છે એવો યાજ્ઞિક ગોર.

अन्यथा અ. એમ નહીં તો, બીજી રીતે.

अरण्यवास પુ. (अरण्य ન. વન, અને वास પુ. રહેઠાણ) વનમાંનું રહેઠાણ.

आराधना સ્ત્રી. પૂજા.

कार्य પુ. સ્ત્રી. ન. કરવાલાયક, કરવા યોગ્ય.

चर्मचक्षुष् ન. (चर्मन् ન. ચામડું, ચામડી, અને चक्षुष् ન. આંખ) ચામડાની આંખ, શારીરિક દૃષ્ટિ (મનની દૃષ્ટિ નહીં તે)

चित्रालाप પુ. (चित्र તરેહતરેહનું, વિવિધ, અને आलाप પુ. વાત) વિવિધ વિષય ઉપર વાતચીત.

जगन्नायक પુ. (जगत् ન. જગત્, વિશ્વ, नायक પુ. ધણી) વિશ્વનો નાથ.

तुरग પુ. ઘોડો.

दयालुत्व ન. દયાભાવ, માયાળુપણું.

दीन પુ. સ્ત્રી. ન. ગરીબ, દરિદ્રી, દુઃખી.

दुःखपीडित પુ. સ્ત્રી. ન. દુઃખથી પીડાયલું.

दुराप પુ. સ્ત્રી. ન. મેળવવું મુશ્કેલ પડે એવું, દુષ્પ્રાપ્ય.

दुरुक्त ન. અનુચિત વચન, સારી રીતે નહીં બોલેલા શબ્દો, દુર્ભાષણ.

दू ૪ ગ. આ. દુઃખ પામવું, દુઃખિત થવું.

द्वाःस्थ પુ. સ્ત્રી. ન. બારણે ઉભેલું, દ્વારપાળ.

द्वार ન. બારણું.

पुण्यकृत् પુ. સ્ત્રી. ન. (पुण्य ન. પુન, અને कृ કરવું) પુણ્ય કરનાર, પુણ્યશાળી.

प्रत्यहम् અ. (प्रति દરેક, અને अहन् ન. દિવસ) દરરોજ, પ્રતિદિવસ.

यज्ञ પુ. જગન, યજ્ઞ.

राजकुल ન. (राजन् પુ. અને कुल ન. ઘર, મહેલ) રાજમહેલ.

वारंवारम् ક્રિ. વિ. વારેવારે, વારંવાર.

विभूति સ્ત્રી. શક્તિ, મોટાઈ.

श्रुतिमनोहर પુ. સ્ત્રી. ન. (श्रुति સ્ત્રી. કર્ણ, કાન, અને मनोहर પુ. સ્ત્રી. ન. રમણીય, મનહરણ કરે એવું) કાનને રમણીય લાગે એવું.

संग्राम પુ. યુદ્ધ.

संसारसुख ન. (संसार પુ. દુનિયામાં હોવું તે, દુનિયાની સ્થિતિ, सुख ન.) દુનિયાની સ્થિતિનું સુખ.

सत्कृति સ્ત્રી. પુણ્યકર્મ, રૂડું કામ.

समुद्यम પુ. ઉદ્યોગ.

सृ ૧ ગ. પ. હડસેલવું; આગળ ચલાવવું.

सोमवंशविभूषण પુ. સ્ત્રી. ન. (सोम પુ. ચંદ્ર) ચંદ્રવંશને શોભાવનાર

ચંદ્રવંશનો (ચંદ્રવંશના રાજાઓનો) અલંકાર.
स्यन्दन પુ. રથ.
स्वयम् અ. પોતે, જાતે.
हृदयमर्मच्छिद् પુ. સ્ત્રી. ન. (हृदय ન. હઇયું, मर्मन् ન. જેમાં મારવાથી જીવ જાય એવા ભાગો, મર્મસ્થાન અને छिद् કાપવું) હૃદયના મર્મસ્થાનને છેદનારૂં.

---

કંજૂસ कदर्य પુ.
કારણકે यतः અ., हि અ.
જાડી स्थूल પુ. સ્ત્રી. ન., विपुल પુ. સ્ત્રી. ન.
જાત્રા यात्रा સ્ત્રી.
દરવરસ प्रतिसंवत्सरम् ક્રિ. વિ. અ.
દરવાજો द्वार ન.
પાપી, પાપવાળું पाप પુ. સ્ત્રી. ન.
પોતાનું स्वीय પુ. સ્ત્રી. ન.
મતલબ कार्य ન.
મૂળવિચાર तत्त्व ન. नय પુ.
વારંવાર अनिशम् ક્રિ. વિ.
વિચાર संकल्प પુ. बुद्धि સ્ત્રી.
શિક્ષક अध्यापक પુ. સ્ત્રી. ન.
સમજુ दूरदर्शिन् પુ. સ્ત્રી. ન., चतुर પુ. સ્ત્રી. ન.
સોહેલાઈ सौकर्य ન.
હલકાઈ लघुता સ્ત્રી.

---

## પાઠ ૩.

## પાંચમા અને આઠમા ગણ વિશે (જારી).

### હ્યસ્તનભૂતકાળ.

૧૦ પરસ્મૈપદપ્રત્યયો પહેલા વર્ગના કહ્યાછે તેના તેજ છે. આત્મનેપદપ્રત્યયો પણ પહેલા વર્ગના જેવાજ છે, પણ इताम् અને इथाम् ના इ ને બદલે आ થાયછે (૧૫ પૃ° (१) જુઓ); અને ત્રી. પુ. બ. વ. નો પ્રત્યય अत છે.

એટલે પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | इ | वहि | महि |
| ૨ જો „ | थास् | आथाम् | ध्वम् |
| ૩ જો „ | त | आताम् | अत |

## ૫ મો ગણ.

आप् પ. મેળવવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | आपवम् | आप्नुव | आप्नुम |
| ૨ જો „ | आप्नोः | आप्नुतम् | आप्नुत |
| ૩ જો „ | आप्नोत् | आप्नुताम् | आप्नुवन् |

अश् આ. વ્યાપવું.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | आश्नुवि | आश्नुवहि | आश्नुमहि |
| ૨ જો „ | आश्नुथाः | आश्नुवाथाम् | आश्नुध्वम् |
| ૩ જો „ | आश्नुत | आश्नुवाताम् | आश्नुवत |

પરસ્મૈપદ એકવચનના પ્રત્યયો વિકારક હોવાથી એ ત્રણ એક-વચનનાં રૂપાખ્યાનમાં नु નો नो થાય છે. आप्नुवन्, आश्नुवि વિગેરે રૂપોમાં ૧૭ પૃ० (આ) પ્રમાણે એ नु ના उ નો उव् થાયછે એટલે नु ને બદલે नुव् થાયછે.

चि આ. એકઠું કરવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अचिन्वि | अचिनुवहि-अचिन्वहि | अचिनुमहि-अचिन्महि |
| ૨ જો „ | अचिनुथाः | अचिन्वाथाम् | अचिनुध्वम् |
| ૩ જો „ | अचिनुत | अचिन्वाताम् | अचिन्वत |

૮ મો ગણ.—तन् પ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો. પુ. | अतनवम् | अतनुव–अतन्व | अतनुम–अतन्म |
| ૨ જો „ | अतनोः | अतनुतम् | अतनुत |
| ૩ જો „ | अतनोत् | अतनुताम् | अतन्वन् |

આ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अतन्वि | अतनुवहि-अतन्वहि | अतनुमहि-अतन्महि |
| ૨ જો „ | अतनुथाः | अतन्वाथाम् | अतनुध्वम् |
| ૩ જો „ | अतनुत | अतन्वाताम् | अतन्वत |

१६. पृ० (અ) પ્રમાણે अचिन्वहि, अतन्व, अतन्वहि વિગેરે રૂપો થાય છે. कृનાં રૂપો નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| १ લો પુ. | अकरवम् | अकुर्व | अकुर्म |
| | •* | * | * |

१७. પૃ. ૯ અને (અ) પ્રમાણે એ રૂપો થાયછે.

---

देवा वै यज्ञमतन्वत तांस्तन्वानानसुरा अभ्यगच्छन् ।
हे संजय कुरुक्षेत्रे मामकाः पाण्डवाश्च किमकुर्वत तत्कथय ।
रामादीनानेतुं दूतानयोध्यां प्राहिणोज्जनकः ।
एकस्मिन्निबिडेऽरण्ये वसन्फलमूलादीनामशनेन वृत्तिमकार्वि ।
कथय नो याः कथा वृद्धेभ्यस्त्वमशृणोः ।
रामं युद्धेऽधृष्णुवन्राक्षसाः ।
उद्यमं कुर्वन्नपि फलं नैवाप्नवं तस्माद्भवितव्यतैवात्रोपालभ्या ।
ईदृशैः कर्मभिर्महत्पुण्यं त्वं समचिनुथाः ।
भो भो अध्वर्यवः सोमं यूयमसुनुध्वं न वेति पृच्छति होता ।
रामलक्ष्मणौ सीतामरण्येऽन्विष्यन्तौ महान्तं कालं* समीहितं नैवा-
ऽऽप्नुवाताम् ।
आपतिता आपदः प्रत्यकुर्म भवतां साहाय्येन ।

---

१. તે રાજાના શત્રુઓએ તેની જોડે લડવાને હોડ બકી (धृष्).
२. દશરથે સરયૂના કિનારાઓ ઉપર યજ્ઞ કર્યો (तन्).
३. રાજાના પ્રધાનોએ મને શત્રુની હાલચાલ તપાસવા મોકલ્યો (प्र+हि).
४. અમે તે કિલ્લાના દરવાજા ઉઘાડ્યા (अप+आ+वृ).
५. તેં જે કર્યું (कृ) તે હજી પણ તારા મિત્રોને પજવેછે. (दु).
६. હું તે પર્વતના શિખરઉપર ચઢવાને શક્તિમાન થયો નહીં (शक्).
७. જે ગ્રન્થો ખોવાયલા હતા તે તમે ક્યાં શોધ્યા (वि+चि)?

---

* કાળમર્યાદા (મુદત) બતાવનાર નામને દ્વિતીયા વિભક્તિમાં મુકવામાં આવેછે.

૮. તે બે છોકરીઓએ પોતાને માટે કાલે તે વાડીમાં ફુલો ચુંટયાં* (अव+चि).

૯. તેઓએ પોતાની ઇચ્છાઓ, ક્રોધ, અને લોભ, યત્નોવડે કબજે કીધાં (आ+वृ) અને બ્રહ્મચિન્તન કરતાં નિત્યસુખ પ્રાપ્ત કીધું (आप्).

૧૦ બભ્રુવાહને અર્જુનને તીરવડે છાતીમાં ઘાયલ કીધો (क्षण અથવા क्षिण्).

૧૧. તે લડાઇમાં જોદ્ધાઓના ઘોડાઓ મરાયા, પણ તેઓએ બીજા મેળવ્યા (आप्) અને ફરીથી લડયા.

૧૨. તેં અને રામે પાપ કીધું (कृ) અને તેને માટે તમો બન્નો શિક્ષાને પાત્ર છો.

---

## શબ્દકોશ ૩.

क्षण्, क्षिण् ૮ ગ. પ. ઘાયલ કરવું. हि ૫ ગ. પ. જવું; प्र જોડે, મોકલવું.

---

अन्विष्यत् (अनु+इष् [૪ ગ. પ.] નો વ. કૃ.) શોધતું, શોધતાં.
अशन ન. ખાવું તે, ભોજન.
ईदृश પુ. સ્ત્રી. ન. આવું.
उपालभ्य પુ. સ્ત્રી. ન. ઠપકાલાયક, દોષપાત્ર.
कुरुक्षेत्र ન. કુરૂઓ લડયા તે સ્થળનું નામ.
गम् अभि જોડે, હુમલો કરવો.
निबिड પુ. સ્ત્રી. ન. ફાટ ચીરો વગરનું, ઘટ, ઘાડું.
फलमूलादि પુ. સ્ત્રી ન. (मूल—કન્દ). ફળ મૂળ વિગેરે.
भवितव्यता સ્ત્રી. નસીબ, પ્રાલબ્ધ.
मामक પુ. સ્ત્રી. ન. મારૂં.
रामादि પુ. (राम વિશેષ નામ છે, અને आदि આરંભ) રામ અને બીજાઓ, રામ વિગેરે.
वृत्ति સ્ત્રી. ગુજરાન, ઉપજીવિકા, આજીવિકા.
वृद्ध પુ. સ્ત્રી. ન. ઘરડું.
वै અ. પાદપૂરણ અથવા વાક્યભૂષા માટે વાપરેલો શબ્દ.
संजय પુ. વિશેષનામ છે.

---

* આ ઠેકાણે ધાતુનું આત્મનેપદી રૂપ વાપરવું. જ્યારે ધાતુ ઉભયપદી હોય ત્યારે ક્રિયાનું ફળ કર્તૃગામિ હોય એટલે કર્તાને મળતું હોય તો આત્મનેપદ વાપરવું અને બીજાને મળતું હોય તો પરસ્મૈપદ વાપરવું.

समीहित પુ. સ્ત્રી. ન. જે ઇચ્છેલું હોય તે.
साहाय्य ન. દોસ્તી, મદદ.
हे કે. અ. સંબોધનાર્થ અવ્યય, અરે
होतृ પુ. જેનો ધર્મ મન્ત્ર ભણવાનો છે એવો યાજ્ઞિક ગોર.

---

ઇચ્છા काम પુ.
કિલ્લો दुर्ग પુ.
ખોવાયલું नष्ट ભૂ. કૃ.
તપાસવા निरूपयितुम् (नि + रूप् ૧૦ ગ.નો હેત્વર્થ કૃદન્ત).
નિત્ય शाश्वत પુ. સ્ત્રી. ન.
બભ્રુવાહન (પાણ્ડવ અર્જુનનો પુત્ર) बभ्रुवाहन પુ.
મરાયું हत (કર્મણિ ભૂ. કૃ.)
લડવા युद्धाय, युद्धे, योद्धुम्.
લોભ लोभ પુ.
શિક્ષા दण्ड પુ.
સરયૂ (અયોધ્યા પાસેની નદી) सरयू સ્ત્રી.
સુખ सुख ન.
હાલચાલ व्यापार પુ.

---

# પાઠ ૪.

## પાંચમા અને આઠમા ગણો (જારી).

### પરસ્મૈપદ.

### આજ્ઞાર્થ.

૧. બીજા વર્ગના ગણોમાં આજ્ઞાર્થ રૂપના બીજા પુરૂષના એકવચનમાં हि પ્રત્યય લાગેછે. પાંચમા ગણના સ્વરાન્તધાતુઓ અને આઠમા ગણના બધા ધાતુઓનાં રૂપોમાં એ हिનો લોપ થાયછે.

એટલે પ્રત્યયો નીચેપ્રમાણે છે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | आनि | आव | आम |
| ૨ જો ,, | हि | तम् | त |
| ૩ જો ,, | तु | ताम् | अन्तु |

आप् ૫ ગ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | आप्नवानि | आप्नवाव | आप्नवाम |
| ૨ જો ,, | आप्नुहि | आप्नुतम् | आप्नुत |
| ૩ જો ,, | आप्नोतु | आप्नुताम् | आप्नुवन्तु |

સુ ૫ ગ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | सुनवानि | सुनवाव | सुनवाम |
| ૨ જો ,, | सुनु | सुनुतम् | सुनुत |
| ૩ જો ,, | सुनोतु | सुनुताम् | सुन्वन्तु |

આ રૂપોમાં પહેલા પુરૂષના ત્રણે વચનના પ્રત્યયો વિકારક હોવાથી नु ને नो થયો છે અને नो ની પછી પ્રત્યયોનો આદિસ્વર आ આવવાથી नो ને नव् થયો અને તેમાં आ મળી नवा થયો છે, એટલે आप्नवानि, आप्नवाव વિગરે રૂપો થયાં છે.

બીજા પુરૂષના બધા પ્રત્યય અવિકારક છે, તેમજ ત્રીજા પુરૂષના દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો પણ અવિકારક છે.

## વિધ્યર્થ.

૨. હ્યસ્તનભૂતકાળના પ્રત્યયોની પૂર્વે या મૂકવાથી વિધ્યર્થના પ્રત્યય થાયછે. ત્રીજા પુરૂષના બહુવચનનો પ્રત્યય युस् છે.

પ્રત્યયો નીચેપ્રમાણે છે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | याम् | याव | याम |
| ૨ જો ,, | याः | यातम् | यात |
| ૩ જો ,, | यात् | याताम् | युः |

चि ૫ ગ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनुयाम् | चिनुयाव | चिनुयाम |
| ૨ જો ,, | चिनुयाः | चिनुयातम् | चिनुयात |
| ૩ જો ,, | चिनुयात् | चिनुयाताम् | चिनुयुः |

અહિં બધા પ્રત્યયો અવિકારક હોવાથી કોઈ પણ રૂપમાં ગુણ થતો નથી.

## આત્મનેપદ.

### આજ્ઞાર્થ.

૩. બીજા વર્ગના ગણમાં વર્તમાનકાળ અને હ્યસ્તનભૂતકાળમાં

થાયછે તેપ્રમાણે આજ્ઞાર્થના આત્મનેપદપ્રત્યયોમાંના इનો अ થાયછે અને ત્રીજા પુરૂષના બહુવચનના પ્રત્યયમાંના नूનો લોપ થાયછે.

એટલે પ્રત્યયો નીચેપ્રમાણે છે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ऐ | आवहै | आमहै |
| ૨ જો ,, | स्व | आथाम् | ध्वम् |
| ૩ જો ,, | ताम् | आताम् | अताम् |

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनवै | चिनवावहै | चिनवामहै |
| ૨ જો ,, | चिनुष्व | चिन्वाथाम् | चिनुध्वम् |
| ૩ જો ,, | चिनुताम् | चिन्वाताम् | चिन्वताम् |
| ૧ લો પુ. | अश्नवै | अश्नवावहै | अश्नवामहै |
| ૨ જો ,, | अश्नुष्व | अश्नुवाथाम् | अश्नुध्वम् |
| ૩ જો ,, | अश्नुताम् | अश्नुवाताम् | अश्नुवताम् |

આત્મનેપદપ્રત્યયોમાં આજ્ઞાર્થના પહેલા પુરૂષના ત્રણે વચનોના પ્રત્યયોજ માત્ર વિકારક છે, એટલે એ રૂપોમાં नुનો ગુણ થઈ नो થાયછે અને પછી नव् થઈ ઉપર પ્રમાણે રૂપો થાયછે.

## વિધ્યર્થ.

૪. • વિધ્યર્થના આત્મનેપદપ્રત્યયો પહેલા વર્ગના ગણોના વિધ્યર્થ આત્મનેપદપ્રત્યયો જેવાજ છે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिन्वीय | चिन्वीवहि | चिन्वीमहि |
| ૨ જો ,, | चिन्वीथाः | चिन्वीयाथाम् | चिन्वीध्वम् |
| ૩ જો ,, | चिन्वीत | चिन्वीयाताम् | चिन्वीरन् |
| ૧ લો પુ. | अश्नुवीय | अश्नुवीवहि | अश्नुवीमहि |
| ૨ જો ,, | अश्नुवीथाः | अश्नुवीयाथाम् | अश्नुवीध्वम् |
| ૩ જો ,, | अश्नुवीत | अश्नुवीयाताम् | अश्नुवीरन् |

આ બધાં રૂપોમાં नुનો नुव् થયો છે તેને માટે ૧૭ પૃ० (આ) યાદ રાખો.

૫. આઠમા ગણના ધાતુઓનાં રૂપો ચિનાં રૂપો જેવાં છે. ફેર માત્ર એટલોજ છે કે પાંચમા ગણમાં વિકરણ નુ ઉમેરાય છે અને આઠમા ગણમાં ફક્ત ઉ લાગેછે. યથી શરૂ થતા વિધ્યર્થ પ્રત્યયો પર છતાં કૃના ઉ વિકરણનો લોપ થાયછે.

## આજ્ઞાર્થ.

આ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | तनवै | तनवावहै | तनवामहै |
| ૨ જો „ | तनुष्व | तन्वाथाम् | तनुध्वम् |

પ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | तनवानि | तनवाव | तनवाम |
| ૨ જો „ | तनु | तनुतम् | तनुत |

## વિધ્યર્થ પ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | कुर्याम् | कुर्याव | कुर्याम |
| ૨ જો „ | कुर्याः | कुर्यातम् | कुर्यात |
| ૩ જો „ | कुर्यात् | कुर्याताम् | कुर्युः |

तन्वीय વિધ્યર્થ આ. ૧ પુ. એ.વ.
तनुयाम् „ પ. „ „
कुर्वीय „ આ. „ „
करवाणि આજ્ઞાર્થ પ. ૧ પુ. એ.વ.
कुरु „ „ ૨ પુ. „
करवै „ આ. ૧ પુ. „

ઉપલાં કેટલાંક રૂપોમાં ૧૭ પૃ૦ ૯ પ્રમાણે કૃનો કર્ થયો છે.

खादिरं यूपं कुर्वीत स्वर्गकामः खादिरेणैव वै यूपेन देवाः स्वर्गं लोकमजयंस्तथैवैतद्यजमानः खादिरेण यूपेन स्वर्गं लोकं जयति । दुःखसंतापेन पच्यन्त*इव मेऽङ्गान्युत्क्वथ्यत इव हृदयं प्लुष्यत इव

* જો કોઈ નામના અથવા ક્રિયાપદના રૂપને અન્તે ए, ऐ, ओ, કે औ આવે અને તેની પછી જો કોઈ પણ સ્વર આવે તો તેને ઠેકાણે अय्, आय्, अव्, અને आव् એ આદેશો અનુક્રમે થાયછે તેમાંના य् અને व् વિકલ્પે લોપાયછે.

दृष्टिर्ज्वलतीव शरीरम् । अत्र यत्प्राप्तकालं तत्करोतु भवान् ।
वत्स प्रसन्नोऽस्मि ते कथय किं ते प्रियं करवाणि ।
हे ऋत्विजोऽद्य सुत्यादिने सोमं सुनुध्वम् ।
कथं नाम प्रभोरादेशमुल्लङ्घयितुं शक्नुयाम् ।
वैरालपैरात्मनः कार्पण्यं मापावृणुष्व ।
राजन्यनुरागमाविष्कुर्वतां जना यतस्तेषां संकटानि नश्येयुः ।
आत्मनः पुत्राणां प्रवृत्त्युपलब्धये दासं श्रीनगरं प्रहिणु ।
राजन्प्रीताः स्मः शुश्रूषया तवैतया तस्मात्सर्वैर्गुणैरुपेतं पुत्रमवाप्नुहि ।
शृणुत रे पौराः । अयं वसन्तसेनाघातकश्चारुदत्तो वधस्तम्भं नीयते
तद्यदीदृशं कर्म केऽपि कुर्वीरन्दण्डमप्येतादृशं प्राप्नुयुः ।

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥
तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः* ।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥
पूर्वे वयसि तत्कुर्याद्येन वृद्धः सुखं वसेत् ।
यावज्जीवेन तत्कुर्याद्येनामुत्र सुखं वसेत् ॥
श्वःकार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।
न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥

---

૧. ચાકર જમીનને શેત્રંજીઓથી ઢાંકે (स्तृ).

૨. બ્રાહ્મણો જગતમાં ભમે અને તૃણને શોધી કાઢે (वि+चि)

૩. જો તે મને ફરમાવે તો હું તે કરૂં (कृ).

૪. તમારા શત્રુઓને ધિક્કારો મા (तिरस्+कृ); કારણ કે તેઓ શક્તિમાન્ છે.

૫. દુર્બળ માણસોએ જો પોતે ડાહ્યા હોય તો બળવાન્ માણસોની સામા છાતી ચલાવવી નહીં (धृष्).

---

* જ્યારે કોઈ શબ્દને કે પદને અન્તે વર્ગના પહેલા ચાર વ્યંજનમાંનો કોઈ પણ વ્યંજન આવ્યો હોય અને તેની પછી श् આવે તો श्‌નો સ્વર, અંતઃસ્થ કે અનુનાસિક વ્યંજન પર છતાં વિકલ્પે छ् થાયછે.

૬. સોમયજ્ઞમાં ગોરલોકોએ સોમછોડવાનો રસ કાઢવો જોઈએ (सु).

૭. તે શું કહેછે તે સાંભળ (श्रु); તે કહેછે કે તું મૂર્ખ છે.

૮. કેળવણીને માટે તમે તમારા દીકરાઓને વિલાયત મોકલો (प्र+हि) એવું હું ઇચ્છું છું.

૯. જ્યાં સુધી એ આપણા ઉપર કૃપાશીળ છે ત્યાંસુધી આપણે આપણાં કામ પાર પાડો (साध्).

૧૦. પેલા નિરપરાધી પક્ષીઓને મારવો નહીં (द्रु).

## શબ્દકોશ ૪.

अनुराग પુ. પ્રીતિ, મેહેરબાની.

अमुत्र ક્રિ. વિ. પરલોકમાં.

आपराह्णिक પુ. સ્ત્રી. ન. પાછલા પહોરને લગતું, ઉતરતા દિવસને લગતું.

आलाप પુ. વાતચીત.

ईक्ष् प्रति જોડે, જોવું, સંભાળલેવી.

उपेत उप+इનો કર્મણિ ભૂ. કૃ. જોડાયલું, યુક્ત.

ऋत्विज् પુ. યાજ્ઞિક ગોર.

एतादृश પુ. સ્ત્રી. ન. આ તરેહનું, આવું.

कार्पण्य ન. નીચપણું.

काष्ठलोष्टसम પુ. સ્ત્રી. ન. (काष्ठ ન. લાકડું, लोष्ट પુ. અને ન. માટીનું ઢેફું, અને सम જેવું) લાકડાં અને માટીનાં ઢેફાં જેવું.

क्वथ् ૧ ગ. પ. उत् સાથે, ઉકાળવું.

क्षिति સ્ત્રી. પૃથ્વી.

खादिर પુ. સ્ત્રી. ન. ખદિર એટલે ખેર નામના લાકડાનું.

चारुदत्त પુ. વિશેષ નામ છે.

दुस्तर પુ. સ્ત્રી. ન. ઓળંગાય નહીં એવું, અલંઘ્ય.

दुःखसंताप પુ. (दुःख ન. દુઃખ અને संताप પુ. તાપ) દુઃખનો તાપ, શોક, પીડા.

पूर्वाह्ण પુ. દિવસનો પૂર્વભાગ

प्रसन्न प्र+सद्નો ભૂ. કૃ. ખુશ થયલું, સાનુકૂળ.

प्रवृत्त्युपलब्धि સ્ત્રી. (प्रवृत्ति ખબરઅંતર, અને उपलब्धि પ્રાપ્તિ) ખબરઅંતરની પ્રાપ્તિ.

प्राप्तकाल પુ. સ્ત્રી. ન. (प्राप्त प्र+आप्નો ભૂ. કૃ. મેળવેલું, અને काल પુ. વખત) જેનો [જે કરવાનો] વખત આવ્યો છે તે, વખતને અનુસરતું, કાલયોગ્ય.

प्रीत प्रीનો કર્મણિ ભૂ. કૃ. ખુશ થયલું.

प्लुष् ૧ ગ. પ. બાળવું.

यजमान પુ. યજ્ઞ કરનાર.

यावज्जीवेन ક્રિ. વિ. જીવનપર્યન્ત, જીંદગી પહોંચે ત્યાં સુધી.

यूप પુ. યજ્ઞમાં પશુને બાંધવાનો ખીલો.

लङ्घ् ૧ ગ. અને ૧૦ ગ. ઉ. જવું, उत् જોડે, તોડવું, ઉલ્લંઘન કરવું.

वधस्तम्भ પુ. (વધ મારી નાખવું, અને स्तम्भ પુ. થાંભલો) ફાંસી દેવાનો થાંભલો.

वसन्तसेनाघातक પુ. (वसन्तसेना સ્ત્રી. વિશેષનામ, અને घातक પુ. મારી નાખનાર) વસન્તસેનાનો ઘાત કરનાર.

विमुख પુ. સ્ત્રી. ન. આડું મુખ કરનાર.

शनैः ક્રિ. વિ. ધીમે ધીમે, હળવે હળવે.

शुश्रूषा સ્ત્રી. ચાકરી, સેવા, પરિસેવન.

श्वःकार्य ન. કાલની ફરજ, અથવા કાલનું કામ.

सहाय પુ. મદદગાર, સોબતી.

सुत्यादिन ન. સોમયજ્ઞમાં સોમરસ પીવાનો દિવસ.

स्तृ ૫ ગ. ઉ. ઢાંકવું, પાથરવું, सम् જોડે.

स्वर्गकाम પુ. સ્ત્રી. ન. સ્વર્ગની ઇચ્છા કરનાર, સ્વર્ગેચ્છુ.

---

ઉપર, તરફ प्रति (એની સાથે વપરાતાં નામને દ્વિતીયા વિભક્તિ લાગેછે).

કૃપાશીળ• स्निग्ध (स्निह्નો ભૂ. કૃ.), सस्नेह પુ. સ્ત્રી. ન., कृपाशील પુ. સ્ત્રી. ન.

કેળવણી अध्ययन ન., विनयन ન.

જમીન भूमि સ્ત્રી.

નળ (એક રાજાનું નામ છે) नल પુ.

નિરપરાધી अनपकारिन् પુ. સ્ત્રી. ન. निरपराधिन् પુ. સ્ત્રી. ન.

ફરમાવવું आ+दिश् ૬ ગ.

રસ रस પુ.

શેત્રંજી कुथ પુ.

---

# પાઠ ૫

## નવમો ગણ.

### વર્તમાનકાળ તથા આજ્ઞાર્થ.

૧. નવમા ગણમાં ધાતુ અને પ્રત્યયની વચ્ચે ना આવેછે. વ્યંજનાદિ અવિકારક પ્રત્યય પર છતાં नाનું नी રૂપ થાયછે, અને સ્વરાદિ અવિકારક પ્રત્યય પર છતાં न् રૂપ થાયછે.

બીજા વર્ગના ગણોના પ્રત્યય પાછલા ત્રણ પાઠોમાં બતાવેલા છે.

क्री ઉ. ખરીદ કરવું.

| | પ. વર્તમાન. | | | આ. વર્તમાન. | | |
|---|---|---|---|---|---|---|
| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
| ૧લો પુ. | क्रीणामि | क्रीणीवः | क्रीणीमः | क्रीणे | क्रीणीवहे | क्रीणीमहे |
| ૨જો ,, | क्रीणासि | क्रीणीथः | क्रीणीथ | क्रीणीषे | क्रीणाथे | क्रीणीध्वे |
| ૩જો ,, | क्रीणाति | क्रीणीतः | क्रीणन्ति | क्रीणीते | क्रीणाते | क्रीणते |
| | પ. આજ્ઞાર્થ. | | | આ. આજ્ઞાર્થ. | | |
| ૧લો પુ. | क्रीणानि | क्रीणाव | क्रीणाम | क्रीणै | क्रीणावहै | क्रीणामहै |
| ૨જો ,, | क्रीणीहि | क्रीणीतम् | क्रीणीत | क्रीणीष्व | क्रीणाथाम् | क्रीणीध्वम् |
| ૩જો ,, | क्रीणातु | क्रीणीताम् | क्रीणन्तु | क्रीणीताम् | क्रीणाताम् | क्रीणताम् |

આ રૂપોમાં નાનો ફેરફાર કરતીવેળા વિકારક અને અવિકારક પ્રત્યયો ધ્યાનમાં રાખો.

૨. જો આ ગણના ધાતુને અન્તે વ્યંજન હોય તો આજ્ઞાર્થ પરસ્મૈપદ બીજા પુરૂષના એકવચનનું રૂપ માત્ર ધાતુને आन લગાડવાથી થાયછે; જેમકે मुष् 'ચોરવું' ઉપરથી मुषाण (તું) ચોરી કર.

मुष् પ. આજ્ઞાર્થ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | मुष्णानि | मुष्णाव | मुष्णाम. |
| ૨ જો ,, | मुषाण | मुष्णीतम् | मुष्णीत |
| ૩ જો ,, | मुष्णातु | मुष्णीताम् | मुष्णन्तु |

---

अग्निरश्मं सुवर्णं विलिनाति * ।
प्रियायै दातुं पुष्पस्रजं †मथ्नामि ।
दोहनकाले वत्सं स्तम्भे बध्नन्ति ।
अस्मिन्नरण्ये मार्गं कर्तुं तरूंल्लुनीहि ।
अयं तव सदाचारस्ते लक्ष्मीं पुष्णातु ।
युद्धेषु वीराः शत्रूणां शिरोभिर्भूमिमास्तृणते ।

* ૩૫ પૃ० * નોધ જુઓ. † ૩૪ પૃ० † નોધ જુઓ.

उद्धतं गच्छन्त्यास्तव गलितमुत्तरीयं गृहाणैतत् ।
विवाहविधौ कन्यायाः पाणिं वरो गृह्णाति ।
सुवर्णशतं दत्त्वा वयमश्वं क्रीणीमहे ।
अपेक्षितं वृणतां भवन्त इत्यस्मानवदत्कृपालुर्भगवान् ।
रुद्रो देवानवददहं वरं वृणे । वृणीष्वेति तेऽभाषन्त ।

पावकैस्तीर्थोदकं च पापकृतः पुनीत इति ब्राह्मणा वदन्ति ।
क्षणध्वंसिनो मनुजा वयमनाद्यनन्तस्य परमेश्वरस्य कथं तत्त्वं जानीमः।
अस्मिन्महति दुर्भिक्षे धान्यं न लभ्यते ततः किमश्नाम कथं च जीवितं धारयाम ।

* धूनोति चम्पकवनानि धुनोत्यशोकं
चूतं धुनाति धुवति स्फुटितातिमुक्तम् ।
वायुर्विधूनयति चम्पकपुष्परेणूं-
स्तत्कानने धवति चन्दनमञ्जरीश्च ॥

बाणावलिं किरत्याजौ करोति शरमण्डपम् ।
कृणोति करिणः शत्रोः स कृणाति हयान्परान् ॥
स्तम्भते पुरुषः प्रायो यौवनेन धनेन च ।
न स्तभ्नाति क्षितीशोऽपि न स्तभ्नोति युवाप्यसौ ॥
कृणात्यसौ द्विषां दर्पं शिरस्तेषां निकृन्तति ।
कीर्तयन्ति गुणांस्तस्य विस्मयेन दिवौकसः ॥
स्तृणोति बाणजालैः स रणे वीरवरूथिनीम् ।
तच्छिरोभि†स्तृणात्युर्वीं तृणराजफलैरिव ॥
स्वप्नेपि नानृतां वाणीं संगृणाति स भूपतिः ।
यस्य संगिरते किंचित्तस्मै तत्प्रतिपादयेत्‡ ॥
लिनाति धर्म एवासौ नेन्द्रियार्थेषु लीयते ॥

---

* આ પાઠમાં તેમજ આવતા પાઠોમાં આ અને એવી જાતના શ્લોકો કૃષ્ણ નામના રાજાને લાગુ પડે છે અને એનેજ લાગુ પડતા શ્લોકો બે પાછલા પાઠોમાં આપેલા છે.

† વિસર્ગની પછી श्, ष्, કે स् આવે અને તેની (श्, ष्, કે स् ની) પછી અઘોષ વ્યંજન હોય તો વિસર્ગનો વિકલ્પે લોપ થાયછે.

‡ સામાન્ય રીતે પ્રેરકભેદનો અર્થ હોય તો ધાતુનાં રૂપાખ્યાન ૧૦ ગણનાં રૂપાખ્યાન જેવાં થાયછે.

प्रीणाति यः सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ।
तन्मित्रमापदि सुखे च समक्रियं य-
देतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥

૧. પવન ઝાડોનાં શિખરોને હલાવેછે (धू).

૨. તું પૈસા ચોર માં (मुष्); કારણ કે રાજાના અધિકારીઓ જેઓ એમ કરેછે તેમને શિક્ષા કરેછે.

૩. અમો અપવાસોને દહાડે કશું ખાતા નથી (अश्).

૪. હાલતો બ્રાહ્મણો મ્લેચ્છો પાસેથી પણ દક્ષિણા લે છે (ग्रह्).

૫. મારેમાટે મુંબઈમાં ધાનના મોટા ઢગ ખરીદ કર (क्री).

૬. ગોવિન્દ તે ઝાડની ડાળીઓ કાપી નાખેછે (लू).

૭. નારાયણ પોતાનો ઘડો તળાવે પાણીથી ભરે (पॄ).

૮. તું તેમનાં કાવતરાં જાણતો નથી (ज्ञा).

૯. જે તૃષ્ણાઓ તેમને વારંવાર આડે રસ્તે લઈ જાયછે તેઓને તેઓ કબજે રાખે (नि+ग्रह्).

૧૦. મારે ઘેર આવતા દરેક આદમીને હું હમેશાં ખુશ કરૂંછું (प्री).

૧૧. હું અહિં બહુવાર સુધી રહ્યો છું, મને જવા દો (अनु+ज्ञा).

૧૨. ઓ દેવો! પાપી જનો માત્ર તમને સમરેછે એટલે તમે તેમને પાવન કરોછો (पू).

---

## શબ્દકોશ ૫.

### નવમા ગણના ધાતુ.

अश् ૫. ખાવું.
क्री ઉ. ખરીદવું.
क्लिश् ૫. રીબવું, દુઃખદેવું.
*क्षुभ् ૫. આકુળ વ્યાકુળ કરવું.
†ग्रन्थ् ૫. ગુંથવું, એકઠું કરવું.

---

* આ ધાતુનાં રૂપોમાં વિકરણ નૂનો ણ્ થતો નથી.

† આ ગણમાં ધાતુના ઉપાન્ત્ય અનુનાસિકનો લોપ થાયછે.

ग्रह् ( गृह् ) ઉ. લેવું, नि જોડે, કબ-જ રાખવું.
ज्ञा (जा) ઉ. જાણવું, अनु જોડે, રજા આપવી.
पुष् પ. પાળવું, પોષણ કરવું.
प्री ઉ. પ્રેમ રાખવો, ખુશ કરવું.
प्लुष् પ. બાળવું.
बन्ध् પ. બાંધવું, જડવું.
मी ઉ. નાશ કરવો.
मुष् પ. ચોરવું.
श्री ઉ. રાંધવું.
स्तम्भ् પ. અટકાવવું, વળે નહી એવું અથવા અક્કડ થવું, ગર્વિષ્ઠ થવું.
*पू ઉ. પવિત્ર કરવું, પાવન કરવું.
ली પ. ઓગળવું, પીગળી જવું, ગરક અથવા લીન થવું, वि જોડે, ઓગળી જવું.
लू ઉ. કાપવું, કાપીનાખવું.
स्तॄ ઉ. ઢાંકવું; आ જોડે, ઢાંકવું, પાથરવું.
कॄ ઉ. મારવું, નાશ કરવો.
जॄ પ. ઘરડું થવું, જીર્ણ થવું, ઘસાઈ જવું.
गॄ પ. सम् જોડે, બોલવું.
धू ઉ. હલાવવું, ધુજાવવું.
पॄ પ. ભરવું.
दॄ પ. ફાડવું.
*वॄ ઉ. પસંદ કરવું, વરવું.

---

अग्नितप्त પુ. સ્ત્રી. ન. (अग्नि અને तप्त તપેલું) દેવતાથી તપેલું.
अनाद्यनन्त પુ. સ્ત્રી. ન. (अनादि જેનો આરંભ નહીં તે, અને अनन्त જેનો છેડો નહીં તે) આરંભ અને છેડા વગરનું.
अपेक्षित ન. अप+ईक्ष્નો કર્મણિ ભૂ. કૃ. જે ઇચ્છેલું હોયતે, ઇચ્છેલું.
अशोक પુ. એક જાતનાં ઝાડનું નામ, આશાપાલાનું ઝાડ.
आजि પુ. સ્ત્રી. લડાઈ, યુદ્ધ.
उत्तरीय ન. ઉપલું વસ્ત્ર, ઉપરનો પોશાક.
उद्धतम् उत्+हन् નો ભૂ. કૃ. (ક્રિ. વિ. પેઠે વપરાયલું છે ) ખેશીકરાઈથી, ઉદ્ધતાઈથી.
उर्वी સ્ત્રી. પૃથ્વી.
करिन् પુ. હાથી.
कलत्र ન. ભાર્યા.
कृ પ ગ. ઉ. મારવું.
कृपालु પુ. સ્ત્રી. ન. માયાળુ, મેહરબાનીવાળું.
क्षणध्वंसिन् પુ. સ્ત્રી. ન. (क्षण પુ. પળ, ध्वंसिन् નાશમાન ) ક્ષણભંગુર.
क्षितीश પુ. (क्षिति સ્ત્રી. પૃથ્વી) પૃથ્વીપતિ, રાજા.
गलित गल् નો ભૂ. કૃ., પડેલું.

---

* पू અને તેની પછીના દશ ધાતુનો અન્ત્ય સ્વર ગણકાર્યવિશિષ્ટ કાળોમાં હ્રસ્વ થાયછે.

गॄ ૬ ગ. પ. ગળવું, सम् જોડે આ. વચન આપવું.

चन्दनमञ्जरी સ્ત્રી. (चन्दन પુ. સુખડનું ઝાડ, मञ्जरी સ્ત્રી. ફુલ અથવા મોર) ચન્દનના ઝાડનું ડીચકું, ફણગો, મોર, ફુલ વિગેરે.

चम्पकपुष्परेणु પુ. (चम्पक ચાંપાનું ઝાડ, रेणु પુ. પુષ્પરજ) ચાંપાના ફુલોની રજ.

चम्पकवन ન. ચાંપાના ઝાડનો સમૂહ અથવા ઘટા.

चूत પુ. આંબાનું ઝાડ, આમ્રવૃક્ષ, ન. આમ્રવૃક્ષનું ફળ.

तच्छिरस् ન. તેનું માથું.

तत्कानन ન. (कानन ન. જંગલ, વૃક્ષની ઘટા) તેનું વન, તેની વૃક્ષઘટા.

तीर्थोदक ન. (तीर्थ ન. પવિત્ર વસ્તુ જેવીકે નદી, અને उदक ન. પાણી) પવિત્ર પાણી.

तृणराजफल ન. (तृणराज પુ. તાડખજૂરીની જાતનું ઝાડ) તાડખજૂરીની જાતના ઝાડનું ફળ.

त्रय ન. ત્રણ (વસ્તુ) નો સમૂહ.

दत्वा दा 'આપવું' નો અવ્યય ભૂ. કૃ. આપીને.

दर्प પુ. અભિમાન.

दोहनकाल પુ. (दोहन ન. દોહવું, काल પુ. વખત) દોહવાનો વખત.

धू (धून्) ૧૦ ગ. वि જોડે, ધુજાવવું.

धू ૧ ગ. ઉ. ધુજાવવું, હલાવવું, ગતિમાન્ કરવું.

पर સર્વ. પુ. સ્ત્રી. ન. બીજું, બીજા પક્ષને લગતું.

परमेश्वर પુ. જગતનો શ્રેષ્ઠ રાજકર્તા, મોટો ઈશ્વર, ઈશ્વર.

पादय (पद्નો પ્રેરક) प्रति જોડે, હવાલે કરવું, આપવું.

पापकृत् પુ. સ્ત્રી. ન. (पाप ન. પાપ, અને कृत् જેણે કીધું છે તે) જેણે પાપ કીધું છે તે.

पावक પુ. અગ્નિ.

पुष्पस्रज् સ્ત્રી. (पुष्प ન. અને स्रज् સ્ત્રી. હાર) ફુલનો હાર.

प्रायस् અ. ઘણું કરીને, ઘણી ખરી બાબતોમાં.

बाणजाल ન. (जाल ન. સમૂહ) બાણનો સમૂહ.

मनुज પુ. માણસ.

महाजव પુ. સ્ત્રી. ન. (महत् મોટું અને जव પુ. વેગ) મોટાવેગવાળું.

*युवन् પુ. જુવાનીઓ, જુવાન પુરૂષ.

यौवन ન. જુવાની.

रुद्र પુ. શિવ, મહાદેવ.

ली ૪. ગ. આ. વળગવું, જોરથી વળગી રહેવું, લીન અથવા ગરક થવું, પીગળવું.

---

* આ શબ્દનાં રૂપાખ્યાન સામાન્યનિયમથી વિરૂદ્ધ છે. (પાઠ ૧૬ જુઓ).

वह्नि પુ. અગ્નિ.

विवाहविधि પુ. (विवाह પુ. લગ્ન, અને विधि પુ. ક્રિયા) લગ્નની ક્રિયા.

विस्मय પુ. આશ્ચર્ય, અચંબો.

वीरवरूथिनी સ્ત્રી. (वरूथिनी સ્ત્રી. સેના) વીરોની અથવા જોદ્ધાઓની સેના.

शरमण्डप પુ. ન. બાણનો માંડવો.

सदाचार પુ. (सत् પુ. સ્ત્રી. ન. સારૂં. અને आचार પુ. ચાલ) સારી ચાલ.

समक्रिय પુ સ્ત્રી. ન. (सम સરખું, અને क्रिया સ્ત્રી. કરણી) સરખી કરણીવાળું, સરખી રીતે વર્તનારૂં, નિષ્પક્ષપાત.

सुवर्णशत ન. (सुवर्ण પુ. સોનાનો સિક્કો, અને शत ન. સો) સોનાના સો સિક્કા.

*स्तम्भ् ૧ ગ. આ. અને ૫ ગ. પ. ચોંટી જવું, વળે નહીં એવું થવું, મગરૂબ થવું.

स्तम्भ પુ. થાંભલો.

स्तृ ૫ ગ. ઉ. ઢાંકવું, પાથરવું, વિખેરવું.

स्फुटितातिमुक्त ન. ખીલેલું અતિમુક્ત નામનું ફુળ.

स्वप्न પુ. સમાણું, સ્વપનું.

हय પુ. ઘોડો.

---

અપવાસનો દહાડો उपवासदिन ન. (उपवास પુ. અપવાસ, અને दिन ન. દિવસ).

આડે રસ્તે उत्पथम् ક્રિ. વિ.

કાવતરૂં कूपटप्रबन्ध પુ.

ઘડો कुम्भ પુ.

ડાળી शाखा સ્ત્રી.

માત્ર केवलम् ક્રિ. વિ.

મલેછ, મ્લેચ્છ यवन પુ., म्लेच्छ પુ.

રહેવું स्था, રહ્યું स्थित ભૂ. કૃ.

રાજાનો અધિકારી राजपुरूष પુ.

હાલ सम्प्रति ક્રિ. વિ. અ.

# પાઠ ૬.

## નવમો ગણ (જારી).

### હ્યસ્તનભૂતકાળ.

પરસ્મૈપદ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अक्रीणाम् | अक्रीणीव | अक्रीणीम |
| ૨ જો ,, | अक्रीणाः | अक्रीणीतम् | अक्रीणीत |
| ૩ જો ,, | अक्रीणात् | अक्रीणीताम् | अक्रीणन् |

* નવમા ગણમાં આવેછે તેમ પાંચમા ગણમાં પણ આ ધાતુના અનુનાસિકનો ગણકાર્યવિશિષ્ટ કાળોમાં લોપ થાય છે (૩૪ પૃ૦ † ટીપ જુઓ).

गॄ ૬ ગ. પ. ગળવું, सम् જોડે આ. વચન આપવું.

चन्दनमञ्जरी સ્ત્રી. (चन्दन પુ. સુખડનું ઝાડ, मञ्जरी સ્ત્રી. ફુલ અથવા મોર) ચન્દનના ઝાડનું ડીચકું, ફણગો, મોર, ફુલવિગેરે.

चम्पकपुष्परेणु પુ. (चम्पक ચાંપાનું ઝાડ, रेणु પુ. પુષ્પરજ) ચાંપાના ફુલોની રજ.

चम्पकवन ન. ચાંપાના ઝાડનો સમૂહ અથવા ઘટા.

चूत પુ. આંબાનું ઝાડ, આમ્રવૃક્ષ, ન. આમ્રવૃક્ષનું ફળ.

तच्छिरस् ન. તેનું માથું.

तत्कानन ન. (कानन ન. જંગલ, વૃક્ષની ઘટા) તેનું વન, તેની વૃક્ષઘટા.

तीर्थोदक ન. (तीर्थ ન. પવિત્ર વસ્તુ જેવીકે નદી, અને उदक ન. પાણી) પવિત્ર પાણી.

तृणराजफल ન. (तृणराज પુ. તાડખજૂરીની જાતનું ઝાડ) તાડખજૂરીની જાતના ઝાડનું ફળ.

त्रय ન. ત્રણ (વસ્તુ) નો સમૂહ.

दत्वा दा 'આપવું' નો અવ્યય ભૂ. કૃ. આપીને.

दर्प પુ. અભિમાન.

दोहनकाल પુ. (दोहन ન. દોહવું, काल પુ. વખત) દોહવાનો વખત.

धू (धून्) ૧૦ ગ. वि જોડે, ધુજાવવું.

धू ૧ ગ. ઉ. ધુજાવવું, હલાવવું, ગતિમાન્ કરવું.

पर સર્વ. પુ. સ્ત્રી. ન. બીજું, બીજા પક્ષને લગતું.

परमेश्वर પુ. જગતનો શ્રેષ્ઠ રાજકર્તા, મોટો ઈશ્વર, ઈશ્વર.

पादय (पद्નો પ્રેરક) प्रति જોડે, હવાલે કરવું, આપવું.

पापकृत् પુ. સ્ત્રી. ન. (पाप ન. પાપ, અને कृत् જેણે કીધું છે તે) જેણે પાપ કીધું છે તે.

पावक પુ. અગ્નિ.

पुष्पस्रज् સ્ત્રી. (पुष्प ન. અને स्रज् સ્ત્રી. હાર) ફુલનો હાર.

प्रायस् અ. ઘણું કરીને, ઘણી ખરી બાબતોમાં.

बाणजाल ન. (जाल ન. સમૂહ) બાણનો સમૂહ.

मनुज પુ. માણસ.

महाजव પુ. સ્ત્રી. ન. (महत् મોટું અને जव પુ. વેગ) મોટાવેગવાળું.

*युवन् પુ. જુવાનીઆ, જુવાન પુરૂષ.

यौवन ન. જુવાની.

रुद्र પુ. શિવ, મહાદેવ.

ली ૪. ગ. આ. વળગવું, જો... વળગી રહેવું, લીન અથવા ગરક થવું, પીગળવું.

---

* આ શબ્દનાં રૂપાખ્યાન સામાન્યનિયમથી વિરૂદ્ધ છે. (પાઠ ૧૯ જુઓ).

वह्नि પુ. અગ્નિ.
विवाहविधि પુ. (विवाह પુ. લગ્ન, અને विधि પુ. ક્રિયા) લગ્નની ક્રિયા.
विस्मय પુ. આશ્ચર્ય, અચંબો.
वीरवरूथिनी સ્ત્રી. (वरूथिनी સ્ત્રી. સેના) વીરોની અથવા જોદ્ધાઓની સેના.
शरमण्डप પુ. ન. બાણનો માંડવો.
सदाचार પુ. (सत् પુ. સ્ત્રી. ન. સારૂં. અને आचार પુ. ચાલ) સારી ચાલ.
समक्रिय પુ. સ્ત્રી. ન. (सम સરખું, અને क्रिया સ્ત્રી. કરણી) સરખી કરણીવાળું- સરખી રીતે વર્તનારૂં, નિષ્પક્ષપાત.
सुवर्णशत ન. (सुवर्ण પુ. સોનાનો સિક્કો, અને शत ન. સો) સોનાના સો સિક્કા.
*स्तम्भ् ૧ ગ. આ. અને ૫ ગ. પ. ચોંટી જવું, વળે નહીં એવું થવું, મગરૂબ થવું.
स्तम्भ પુ. થાંભલો.
स्तृ ૫ ગ. ઉ. ઢાંકવું, પાથરવું, વિખેરવું.
स्फुटितातिमुक्त ન. ખીલેલું અતિમુક્ત નામનું ફળ.
स्वप्न પુ. સમણું, સ્વપનું.
हय પુ. ઘોડો.

અપવાસનો દહાડો उपवासदिन ન. (उपवास પુ. અપવાસ, અને दिन ન. દિવસ).
આડે રસ્તે उत्पथम् ક્રિ. વિ.
કાવતરૂં कुपटप्रबन्ध પુ.
ઘડો कुम्भ પુ.
ડાળી शाखा સ્ત્રી.
માત્ર केवलम् ક્રિ. વિ.
મલેછ, મ્લેચ્છ यवन પુ., म्लेच्छ પુ.
રહેવું स्था, રહ્યું स्थित ભૂ. કૃ.
રાજાનો અધિકારી राजपुरुष પુ.
હાલ सम्प्रति ક્રિ. વિ. અ.

## પાઠ ૬.

### નવમો ગણ (જારી).

#### હ્યસ્તનભૂતકાળ.

પરસ્મૈપદ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अक्रीणाम् | अक्रीणीव | अक्रीणीम |
| ૨ જો ,, | अक्रीणाः | अक्रीणीतम् | अक्रीणीत |
| ૩ જો ,, | अक्रीणात् | अक्रीणीताम् | अक्रीणन् |

* નવમા ગણમાં આપણે તેમ પાંચમા ગણમાં પણ આ ધાતુના અનુનાસિકનો ગણકાર્યવિશિષ્ટ કાળોમાં લોપ થાય છે (૩૪ પૃ૦ + ટીપ જુઓ).

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अक्रीणि | अक्रीणीवहि | अक्रीणीमहि |
| ૨ જો ,, | अक्रीणीथाः | अक्रीणाथाम् | अक्रीणीध्वम् |
| ૩ જો ,, | अक्रीणीत | अक्रीणाताम् | अक्रीणत |

## વિધ્યર્થ.

પરસ્મૈપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणीयाम् | क्रीणीयाव | क्रीणीयाम |
| ૨ જો ,, | क्रीणीयाः | क्रीणीयातम् | क्रीणीयात |
| ૩ જો ,, | क्रीणीयात् | क्रीणीयाताम् | क्रीणीयुः |

યાદ રાખો કે વિધ્યર્થના પરસ્મૈપદ પ્રત્યયો અવિકારક છે. તેઓ વ્યંજનાદિ છે તેથી નાનો ૩૧ પૃ० ૧. પ્રમાણે ની થાયછે.

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणीय | क्रीणीवहि | क्रीणीमहि |
| ૨ જો ,, | क्रीणीथाः | क्रीणीयाथाम् | क्रीणीध्वम् |
| ૩ જો ,, | क्रीणीत | क्रीणीयाताम् | क्रीणीरन् |

मन्थ् પ. નો હ્યસ્તનભૂતકાળ ૧. પુ. अमथ्नाम्–अमथ्नीव–अमथ्नीम*(૩૪ પૃ० †ટીપ જુઓ). लू પ. अलुनाम्–अलुनीव–अलुनी। ( ૩૫ પૃ० *ટીપ જુઓ). આ. अलुनि–अलुनीवहि–अलुनीमहि, વિગેરે.

---

कार्तिक्येकादश्यां कथयत कान्पदार्थानक्रीणीत ।
क्व तानि वस्त्राणि यानि त्वमक्रीणीथाः ।
रे परिचारक किमर्थमद्य भूमिं कटैर्नास्तृणाः ।
यज्ञांस्तन्वाना वयं बहून्पशून्यूपे देवेभ्योऽबध्नीम ।
तस्मिन्देशे मया सार्धं योद्धुं बहवो भटा आगतास्तानहमेकाकी शाखाभिरमृद्नाम् ।
न कन्यायाः शुल्कं गृह्णीयादिति शास्त्रप्रतिषेधे सत्यपि केचिदुदरंभरयो ब्राह्मणा गृह्णन्त्येव ।

दमयन्त्याः स्वयंवरकाले बहवो राजानो मामियं वृणीत मामियं वृणीतेति मन्यमानाः कुण्डिनपुरमागता रङ्गं प्राविशन्। नलं वुवूर्षुर्दमयन्ती रङ्गागतान्नृपान्प्रेक्षमाणा नलतुल्याकृतीन्पञ्च पुरुषानपश्यत्। ततः संदेहान्नाभ्यजानान्नलं नृपम्। तेषां चत्वारो नलरूपधारिण इन्द्रादयो देवा इति ज्ञात्वाभाषत। कथं देवाञ्ज्ञानीयां कथं च नलं नृपं बोधेयम्। यदा सा देवाञ्शरणं गता तदा ते स्वीयानि रूपाण्याविरकुर्वन्। पश्चान्नलं नृपं दमयन्त्यवृणीत। अनन्तरं देवानां कोपं प्रतिकर्तुं तावुभौ स्तुतिभिस्तानप्रीणीताम्। ततो देवा नलं वरैरन्वगृह्णन्।

यत्कृतेऽरीन् व्यगृह्णीम समुद्रमतराम च।
सा हतेति वदन् राममुपातिष्ठन्मरुत्सुतः॥

૧. મન્દારપર્વતને પોતાની રવૈ કરીને દેવોએ સમુદ્રને વલોવ્યો (मन्थ्).

૨. મેં મારાં પુસ્તક તથા સરસામાન વેચ્યો (वि+क्री), પણ બહુ ધન પ્રાપ્ત કર્યું નહીં.

૩. ઇન્દ્રે પોતાનો શત્રુ વૃત્ર કે જે બ્રાહ્મણ હતો તેના ચુરેચુરા કરી નાખ્યો (मृद्); આ પ્રમાણે તેણે બ્રહ્મહત્યાનું પાપ કર્યું અને તે પાપમાંથી અમે તેને શુદ્ધ કીધો નહીં (पू).

૪. ઋષીઓનાં વચન તેં ક્યારે એકઠાં કર્યાં (ग्रन्थ्)?

૫. જો તમે તમારી ભક્તિથી દેવોને ખુશ કરો (प्री) તો તેઓ તમારા ઉપર કૃપા કરે (अनु+ग्रह्).

૬. આ વનમાં રામ અને લક્ષ્મણ સીતા જોડે રહેતા, અને ફળો અને મૂળો ખાતા (अश्).

૭. મેં ના કહ્યાં છતાં*તમે વાડીમાં ડાખળીપરથી ફુલો શામાટે તોડયાં (वि+प्र+लू)?

૮. જો હું ગોવિન્દની ચોપડીઓ લઉં (ग्रह्) તો ગુરૂ મને ઠપકો દે.

૯. વિરાટદેશમાં પાણ્ડવો એક વરસસુધી† રહ્યા તે તમે જાણતા ન હોતા (ज्ञा)?

---

* અહિં અનાદરષષ્ઠી વાપરો.    † ૨૩ પૃ૦ * નોટ જુઓ.

# શબ્દકોશ ૬.

क्री वि* જોડે, આ. વેચવું.

ग्रह् ૯ ગ. अनु જોડે, મિત્રભાવથી આવકાર દેવો;—ની ઉપર કૃપા કરવી; वि જોડે,—ની સાથે લડાઈ કરવી.

ज्ञा ૯ ગ. अभि જોડે, ઓળખવું.

मन्थ् ૯ ગ. પ. વલોવવું.

मृद् ૯ ગ. પ. ખાંડવું, ચુરેચુરા કરવા.

---

इन्द्रादि (इन्द्र અને आदि પ્રારંભ) જેમાં ઇન્દ્ર મુખ્ય છે તે, ઇન્દ્ર-વિગેરે.

उदरंभरि પુ. સ્ત્રી. ન. (उदर ન. પેટ, અને भृ ભરવું) પોતાનું પેટ ભરે તે. પેટભરું, એકલપેટું અને લોભી.

एकाकिन् પુ. સ્ત્રી. ન. એકલું, એકાન્તવાસી.

कट પુ. સાદડી.

कार्तिक्येकादशी સ્ત્રી. (कार्तिकी સ્ત્રી. કાર્ત્તિકમાસની, અને एकादशी સ્ત્રી. અગિયારસ) કાર્ત્તિક માસની અગિયારસ.

कुण्डिनपुर ન. વિશેષ નામ છે. વિદર્ભદેશ એટલે વરાડ પ્રાન્તની રાજધાની.

कोप પુ. ગુસ્સો, રીસ.

चत्वारः સંખ્યાવાચક પ્ર. બ. વ. ચાર.

दमयन्ती સ્ત્રી. નળની સ્ત્રી.

नलतुल्याकृति પુ. સ્ત્રી. ન. (नल પુ., तुल्य પુ. સ્ત્રી. ન. સમાન, અને आकृति સ્ત્રી. આકાર) નળના સમાન રૂપવાળું.

नलरूपधारिन् પુ. સ્ત્રી. ન. (नल, रूप ન. આકાર, અને धारिन् ધારણ કરનાર).

पञ्च સંખ્યાવાચક પ્ર. અને દ્વિ. બુ બ. વ. પાંચ.

परिचारक પુ. ખીજમતદાર.

भट પુ. લડવઈઓ.

मरुत्सुत પુ. પવનનો પુત્ર, મારૂતિ, જે વાંદરો રામનો ભગત હતો તે, હનુમાન.

यत्कृते અ. જેને માટે, જેને લીધે.

रङ्ग પુ. જે સ્થળે કંઈ મોટું કરવામાં આવે તે, નાટક સ્થળ.

रङ्गागत પુ. સ્ત્રી. ન. રંગમંડપ વિશે આવેલું.

रूप ન. આકાર.

वुवूर्षु પુ. સ્ત્રી. ન. વરવાને (પરણવાને) આતુર.

शस्त्रास्त्र ન. બધી તરેહનાં હથિયાર.

शास्त्रप्रतिषेध પુ. (शास्त्र ન. શાસ્ત્ર,

---

* परि, वि, અથવા अव જોડે क्री ધાતુ આત્મનેપદી છે.

અને प्रतिषेध પુ. અટકાવ) શાસ્ત્રનો અટકાવ.
शुल्क પુ. ન. કન્યાના માબાપને જે પૈસા આપેલા હોય તે (અસલ્તે પૈસા કન્યાની કિમ્મત તરીકે આપવામાં આવતા હતા).
संदेह પુ. શક.
सार्धम् અ. સાથે (ત્રીજી વિભક્તિના યોગમાં વપરાય છે).
स्था उप જોડે, પાસે જવું.
स्वयंवरकाल પુ. (स्वयंवर પુ. પોતે વર પસંદ કરવો તે, અને काल પુ. વખત) કન્યાએ પોતે વર પસંદ કરવાનો વખત.

---

ઠપકો દેવો भर्त्स् ૧૦ ગ. निर् જોડે, प्रति+आ+दिश् ૬ ગ.
ડાખળી (ફુલનું મૂળ) बन्धन ન.
બ્રહ્મહત્યા ब्रह्महत्या સ્ત્રી.
ભક્તિ भक्ति સ્ત્રી; देवनिष्ठा સ્ત્રી.
મૂળ मूल ન.
રવૈ मन्थनदण्ड પુ. (मन्थन ન. વલોવવું, અને दण्ड પુ. હાથો) मन्थान પુ.
વચન वचन ન. उक्ति સ્ત્રી.
વિરાટ (રાજાનું નામ છે) विराट પુ.
વૃત્ર (ઇન્દ્રનો શત્રુ) वृत्र પુ.

---

# પાઠ ૭.

## બીજો ગણ.

### વર્તમાનકાળ અને આજ્ઞાર્થ.

૧. બીજા ગણમાં પ્રત્યયો ધાતુનો લાગલાજ લગાડવામાં આવે છે.

या ૨ ગ. પ. 'જવું'.

વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | यामि | यावः | यामः |
| ૨ જો ,, | यासि | याथः | याथ |
| ૩ જો ,, | याति | यातः | यान्ति |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | यानि | याव | याम |
| ૨ જો ,, | याहि | यातम् | यात |
| ૩ જો ,, | यातु | याताम् | यान्तु |

આ રૂપોમાં ધાતુમાં કંઈ પણ ફેરફાર થતો નથી. રૂપો માત્ર ધાતુને પ્રત્યય લગાડવાથી થાયછે. स्ना, रा, ला, पा 'રક્ષણ કરવું,' ख्या, मा, भा, प्सा, श्रा, અને दा 'કાપવું'—આ ધાતુનાં રૂપાખ્યાન ઉપરપ્રમાણે થાયછે.

આકારાન્ત શિવાય આ ગણના લગભગ બધા ધાતુઓ નિયમવિરૂદ્ધ છે. એમાંના ઘણા ખરાનાં વિશેષલક્ષણો અમે નીચે લખીએ છિયે.

૨. अस् ધાતુના अનો અવિકારક પ્રત્યય પર છતાં લોપ થાયછે, જેમકે स्तः ૩. પુ. દ્વિ.વ., सन्ति ૩. પુ. બ.વ.

પરસ્મૈપદ. વર્તમાન.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अस्मि | स्वः | स्मः |
| ૨ જો ,, | असि | स्थः | स्थ |
| ૩ જો ,, | अस्ति | स्तः | सन्ति |

આ રૂપોમાં બીજા પુરૂષનું એકવચનનું રૂપ જે નિયમપ્રમાણે अस्सि થવું જોઇએ તેમાંનો એક स् લોપાય છે.

પરસ્મૈપદ. આજ્ઞાર્થ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | असानि | असाव | असाम |
| ૨ જો ,, | एधि | स्तम् | स्त |
| ૩ જો ,, | अस्तु | स्ताम् | सन्तु |

પહેલા પુરૂષના ત્રણે રૂપોમાં પ્રત્યયો વિકારક હોવાથી अનો લોપ થતો નથી. एधि ૨. પુ. એ.વ. નિયમવિરૂદ્ધ છે.

જ્યારે કેટલેક પ્રસંગે આ ધાતુને આત્મનેપદ પ્રત્યયો લાગેછે ત્યારે વર્તમાનકાળનાં રૂપો નીચેપ્રમાણે થાયછે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | हे | स्वहे | स्महे |
| ૨ જો ,, | से | साथे | ध्वे |
| ૩ જો ,, | स्ते | साते | सते |

આ રૂપોમાં બધા પ્રત્યયો અવિકારક હોવાથી अનો લોપ થાયછે. स्નો ૧. પુ. એ. વ. માં ह् થાયછે અને ध्व પર છતાં નીચલા નિયમપ્રમાણે લોપ થાયછે.

૧. મ્થી શરૂ થતા પ્રત્યય પર છતાં પૂર્વનો સ્ લુપ્ત થાયછે.

૩. शी 'સુઇ રહેવું' એ ધાતુનો અન્ત્ય સ્વર બધા પુરૂષવાચક પ્રત્યય પહેલાં ગુણ પામેછે.

આ ધાતુમાં ત્રીજા પુરૂષના બહુવચનમાં પ્રત્યયપૂર્વે ર્ મૂકવામાં આવે છે.

આત્મનેપદ. વર્તમાન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | शये | शेवहे | शेमहे |
| ૨ જો ,, | शेषे | शयाथे | शेध्वे |
| ૩ જો ,, | शेते | शयाते | शेरते |

આત્મનેપદ. આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | शयै | शयावहै | शयामहै |
| ૨ જો ,, | शेष्व | शयाथाम् | शेध्वम् |
| ૩ જો ,, | शेताम् | शयाताम् | शेरताम् |

शीનો ઉપલા નિયમ પ્રમાણે शे થાયછે અને તેનો સ્વરાદિપ્રત્યયો પર છતાં शय् થાયછે, એટલે शये, शयाथे વિગેરે રૂપો થાયછે.

र, अते અને अताम्ની પૂર્વે મૂક્યાથી रते અને रताम् પ્રત્યયો થાયછે.

૪. વ્યંજનાદિ વિકારક પ્રત્યય પર છતાં ધાતુનો અન્ત્ય उ (હ્રસ્વ) વૃદ્ધિ પામેછે એટલે તેનો औ થાયછે.

૨. ધાતુને અન્તે (હ્રસ્વ કે દીર્ઘ) इ કે उ હોય અને તેની પછી સ્વરાદિ અવિકારક પ્રત્યય આવે તો इ (હ્રસ્વ કે દીર્ઘ) નો इय्, અને उ (હ્રસ્વ કે દીર્ઘ) નો उव् થાયછે.

नु પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | नौमि | नुवः | नुमः |
| ૨ જો ,, | नौषि | नुथः | नुथ |
| ૩ જો ,, | नौति | नुतः | नुवन्ति |

પરસ્મૈપદ. આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | नवानि | नवाव | नवाम |
| ૨ જો ,, | नुहि | नुतम् | नुत |
| ૩ જો ,, | नौतु | नुताम् | नुवन्तु |

मि, सि વિગેરે વિકારક પ્રત્યયો પૂર્વે नौमि, नौषि, વિગેરે રૂપો થાયછે. કારણકે તે વ્યંજનાદિ છે, પણ આજ્ઞાર્થના પહેલા પુરૂષના પ્રત્યયો વિકારક છે તો પણ સ્વરાદિ છે માટે ત્યાં नु ના उ નો સામાન્યનિયમ (૧૫ પૃ૦ ૬.) પ્રમાણે ગુણ થઈ नो થાયછે અને સ્વર પર છતાં नो નો नव् થાય છે. यु 'જોડવું' એ ધાતુનાં રૂપાખ્યાન ઉપર પ્રમાણે થાયછે.

૫. स्तु અને रु ધાતુમાં વ્યંજનાદિપ્રત્યય પહેલાં વિકલ્પે ई મૂકાય છે.

પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | स्तौमि-स्तवीमि | स्तुवः-स्तुवीवः | स्तुमः-स्तुवीमः |
| ૨ જો ,, | स्तौषि-स्तवीषि | स्तुथः-स्तुवीथः | स्तुथ-स्तुवीथ |
| ૩ જો ,, | स्तौति-स्तवीति | स्तुतः-स्तुवीतः | स्तुवन्ति |

ति અને બીજા વિકારક પ્રત્યયો પર છતાં उ ૪૩ પૃ૦ ૯. પ્રમાણે વૃદ્ધિ પામેછે, પણ જ્યારે ૫. પ્રમાણે એ પ્રત્યયો પૂર્વે ई મૂકવામાં આવેછે ત્યારે તેઓ વ્યંજનાદિ રહેતા નથી અને તેથી તે અસિદ્ધાવસ્થામાં સામાન્ય નિયમ પ્રમાણે ગુણ થાય છે એટલે स्तु નો स्तो થાય છે, પછી स्तव् થઈ स्तवीति વિગેરે રૂપો સિદ્ધ થાય છે. જ્યારે અવિકારક પ્રત્યયો પહેલાં ई મૂકાય છે ત્યારે ધાતુના અન્ત્ય उ નો ૪૩ પૃ૦ ૨ પ્રમાણે उव् થાય છે, એટલે स्तुवीतः વિગેરે રૂપો થાય છે. ત્રીજા પુરૂષના બહુવચનના પ્રત્યય अन्ति માં આદિ સ્વર છે, વ્યંજન નથી, માટે તેની પહેલાં ई મૂકાતી નથી, એટલે ત્યાં માત્ર એકજ રૂપ થાયછે.

આજ નિયમો પ્રમાણે આજ્ઞાર્થનાં રૂપો કરવાં. स्तौतु-स्तवीतु ૩. પુ. એ. વ., स्तुहि-स्तुवीहि ૨. પુ. એ. વ., स्तवानि ૧. પુ. એ. વ., स्तवाव ૧. પુ. દ્વિ. વ. વિગેરે.

આત્મનેપદ રૂપો—स्तुते-स्तुवीते ૩. પુ. એ. વ., स्तुवाते ૩. પુ. દ્વિ. વ., स्तुवते ૩. પુ. બ. વ. વિગેરે રૂપો આજ નિયમ પ્રમાણે સિદ્ધ કરવાં.
रु નાં રૂપો स्तु નાં રૂપોની પેઠેજ કરવાં.

૬. ब्रू ધાતુ પછી વ્યંજનાદિ વિકારક પ્રત્યયની પહેલાં ई મૂકાય છે.

પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ब्रवीमि | ब्रूवः | ब्रूमः |
| ૨ જો „ | ब्रवीषि | ब्रूथः | ब्रूथ |
| ૩ જો „ | ब्रवीति | ब्रूतः | ब्रुवन्ति |

આમાંનું છેલ્લું ब्रुवन्ति રૂપ ૪૩ પૃ૦ ૨ પ્રમાણે થાયછે.

આત્મનેપદ રૂપો—ब्रूते ૩. પુ. એ. વ., ब्रुवाते ૩. પુ. દ્વિ. વ., ब्रुवते ૩. પુ. બ. વ. વિગેરે.

આજ્ઞાર્થનાં ૧. પુ. નાં રૂપો ब्रवाणि વિગેરે થાયછે.

૭. નીચે લખેલાં પાંચ એક ખંડિત ધાતુ જેનો અર્થ 'બોલવું' થાયછે તેનાં વર્તમાનકાળનાં નિયમવિરૂદ્ધ રૂપ છે. आह ૩. પુ. એ. વ., आहतुः ૩. પુ. દ્વિ. વ., आहुः ૩. પુ. બ. વ., आत्थ ૨. પુ. એ. વ., आहथुः ૨. પુ. દ્વિ. વ.

૮. सू 'પ્રસવવું', 'જન્મ આપવો' એના આજ્ઞાર્થના પહેલા પુરૂષના પ્રત્યયો અવિકારક સમજવા.

આત્મનેપદ વર્તમાનકાળ—सूते ૩. પુ. એ. વ., सुवाते ૩. પુ. દ્વિ. વ, सुवते ૩. પુ. બ. વ. વિગેરે. આજ્ઞાર્થ.—सूष्व ૨. પુ. એ. વ., सुवै ૧. પુ. એ. વ., सुवावहै ૧. પુ. દ્વિ. વ., सुवामहै ૧. પુ. બ. વ.

૯. रुद्, स्वप्, श्वस्, अन्, અને जक्ष् ધાતુઓ પછી य્ શિવાયના વ્યંજનથી શરૂ થતા પ્રત્યયની પૂર્વે इ મુકાય છે; જેમકે रोदिमि, रुदिवः ઇત્યાદિ.

પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | रोदिमि | रुदिवः | रुदिमः |
| ૨ જો „ | रोदिषि | रुदिथः | रुदिथ |
| ૩ જો „ | रोदिति | रुदितः | रुदन्ति |

આજ્ઞાર્થનાં રૂપો એજ નિયમ પ્રમાણે સમજવાં—रुदिहि ૨. પુ. એ. વ., रोदानि ૧. પુ. એ. વ. વિગેરે. ૯ મા નિયમમાં આપેલા બીજા ધાતુનાં રૂપાખ્યાન એજ પ્રમાણે કરવાં.

जक्षના ૩. પુ. બ. વ. ના પ્રત્યયમાંના न्नો લોપ થાયછે તે વિશે આગળ કહેવામાં આવશે.

૧૦. इ 'જવું' એ ધાતુ ૪૩ પૃ૦ ૨ નિયમનો અપવાદભૂત છે. એની પછી સ્વરાદિ અવિકારક પ્રત્યય આવે તો એનો य् થાયછે.

પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | एमि | इवः | इमः |
| ૨ જો ,, | एषि | इथः | इथ |
| ૩ જો ,, | एति | इतः | यन्ति |

આજ્ઞાર્થે ૧. પુ. अयानि વિગેરે.

अधि+इ 'અભ્યાસ કરવો,' આત્મનેપદ.

વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अधीये | अधीवहे | अधीमहे |
| ૨ જો ,, | अधीषे | अधीयाथे | अधीध्वे |
| ૩ જો ,, | अधीते | अधीयाते | अधीयते |

अधि પૂર્વે ન મૂકતાં છેલ્લાં ત્રણ રૂપો इते, इयाते, इयते થાયછે. તેમાં इનો आते અને अते પર છતાં इय् થાયછે, અને તેજપ્રમાણે બીજાં રૂપોમાં સમજવું.

આજ્ઞાર્થ. ૧. પુ. अध्यै-अध्ययावहै-अध्ययामहै. इનો ગુણ થઈ ए થાયછે અને एનો अय् થઈ પ્રત્યયો સાથે મળી अयै વિગરે રૂપો થાયછે.

आस् આત્મનેપદ.

આજ્ઞાર્થ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | आसै | आसावहै | आसामहै |
| ૨ જો ,, | आस्स्व | आसाथाम् | आध्वम् |
| ૩ જો ,, | आस्ताम् | आसाताम् | आसताम् |

૪૩ પૃ૦ ૨ પ્રમાણે ध्वम् પર છતાં स् લોપાય છે.

अस्मिञ्जगति ये सन्ति कवयस्तान्नमस्कृत्यैतं ग्रन्थमारभे ।
पृच्छ बालकः किं रोदिति ।

हे कृपानिधे जगदात्मंस्त्वां ब्रह्मादयः सर्वे देवाः स्तुवन्त्यृषयश्च सर्वे। ईदृशं त्वां शरणमुपैमि । प्रसीद । पाहि मां नरकाद्घोरात् ।
अस्यां पाठशालायां बालकाः काव्यमधीयते ।
तरुषु मधुरं रुवन्ति पक्षिणो वायुश्च शीतलो वाति तस्माद्रम्यमिदं स्थानम् । अत्रैव वृक्षमूले शिलामध्यासामहे* ।
भो भोः पौराः क्व गतोऽस्माकं महाराजः। किं ब्रूथ । देव्या सह क्रीडाशैलमध्यास्त इति । एवमस्तु । अहं तत्र गच्छामि सर्वं च वृत्तं कथयामि ।
अकिंचनो वितृष्णश्च सुखं स्वपिति रात्रौ । ये प्राणन्ति जीवन्ति च तेषां जडानां चादिहेतुं मे ब्रूहि ।
वत्से समाश्वसिहि समाश्वसिहि । अयमागतस्तव पुत्रको यं त्वं मृतं मन्यसे ।

गोविन्दः स्मितेनात्मनः कोपमपह्नुते ।
अश्विनौ मदनमपि सौन्दर्येऽतिशयाते ॥

रात्रावुदयते चन्द्रो दिवोदयति भास्करः ।
उदेति स सदैवोग्रं नोदीयन्ते च विद्विषः ॥
प्राणिनामुपकाराय प्राणिति प्रियदर्शनः ।
प्राण्यते पुण्यपुरुषः श्रेयसे यशसे च सः ॥
स स्तौति भास्करं भक्त्या नौति पापहरं हरम् ॥
एधि कार्यकरस्त्वं मे गत्वा प्रवद राघवम् ।
दिदृक्षुर्मैथिली राम पश्यतु त्वाविलम्बितम् ॥

ते जन्मभाजः खलु जीवलोके येषां मनो ध्यायति विश्वनाथम् ।
वाणी गुणान्स्तौति कथां शृणोति श्रोत्रद्वयं ते भवमुत्तरन्ति ॥

* शी, आस्, અને स्था ધાતુની પૂર્વે अधि ઉપસર્ગ આવે તો જે સ્થળે ક્રિયા થઈ હોય તે સ્થળના નામને દ્વિતીયા વિભક્તિ લાગેછે.

धर्मदूषण नूनं त्वं नाजानां नाशृणोरिदम् ।
निराकृत्य यथा बन्धूँल्लघुत्वं यात्यसंशयम् ॥
भूमौ शेते दशग्रीवो महार्हशयनोचितः ।
नेक्षते विह्वलं मां च न मे वाचं प्रयच्छति ॥
समाश्वसिमि केनाहं कथं प्राणिमि दुर्गतः ।
लोकत्रयपतिर्भ्राता यस्य मे स्वपिति क्षितौ ॥
रोदिम्यनाथमात्मानं बन्धुना रहितस्त्वया ।
प्रमाणं नोपकाराणामवगच्छामि यस्य ते ॥
आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति* चरतो भगः ॥
गाधोदके मत्स्य इव सुखं विन्देत कस्तदा ।
अनवाप्तेषु कामेषु मृत्युरभ्येति मानवम् ॥
जातमेवान्तकोऽन्ताय जरा चान्वेति देहिनम् ।
अनुषक्ता ह्येनैते भावाः स्थावरजङ्गमाः ॥

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

---

૧. અમે ગોવિન્દના વેણ ઉપર વિશ્વાસ રાખતા નથી (वि+श्वस्).
૨. જેઓ નિન્દાને પાત્ર છે તેમને તમે વખાણો છો (स्तु).
૩. પક્ષીઓ ગોમતીના કિનારાઓ ઉપર સુઈ રહે છે (शी).
૪. બાળક, તું રોમાં (रुद्); આ તારી મા પોતાના હાથમાં મીઠાઈ સાથે (લઈને) અહિં આવે છે (अभि+आ+इ).
૫. આ બે ગાયો વરસોવરસ વાછરડાંઓને જન્મ આપે છે (सू).
૬. જનક રામનો સસરો હતો એમ તું જાણતો નથી (अव+इ)?
૭. તું અને તારો ભાઈ નિશાળમાં કઈ બાબત ભણો છો (अधि+इ આ.)?

---

* 'चराति' ને બદલે નિયમવિરુદ્ધ રૂપ, અથવા છન્દરચના માટે રમાંના અનું દીર્ઘ રૂપ થયું છે.

૮. ઉંચા પર્વતોના શિખરો ઉપર માણસો મુશ્કેલાઈથી શ્વાસ લેછે (नि+श्वस्).

૯. આ જગ્યાના લોકો ગરીબ છે એમ મને ભાસેછે (भा).

૧૦. એવો પુરૂષ છે (જીવેછે) [प्र+अन्] કે જે ગરીબ લોકોને અને આશ્રયવગરના લોકોને પીડા કરેછે ?

૧૧. આળસુ માણસ ઘણો વખત ઉંઘેછે (स्वप्).

૧૨. જેઓ સાચા પરમેશ્વરથી બીજાને પૂજેછે (उप+आस्) તેઓ નિત્ય સુખ પ્રાપ્ત કરતા નથી.

૧૩. ઘોડો કઈ જાતનું જનાવર છે તે અમને કહો (ब्रू).

## શબ્દકોશ ૭

### બીજા ગણના ધાતુ.

अन् પ. શ્વાસ લેવો; प्र જોડે, શ્વાસ લેવો, જીવવું.

*अस् પ. હોવું.

आस् આ. બેસવું; अधि જોડે, બેસવું, उप जोडे, પૂજવું, ઉપાસના કરવી.

इ પ. જવું; शरणम्+उप જોડે, તાબે થવું, શરણે જવું; अभि જોડે, તરફ જવું; आ જોડે, આવવું; अव જોડે, જાણવું; उद् જોડે, ઉગવું, આબાદ થવું, ઉદય થવો.

इ अधि જોડે, આ. અભ્યાસ કરવો, અધ્યયન કરવું.

ख्या પ. કહેવું.

जक्ष પ. ખાવું.

दा પ. કાપવું.

नु પ. વખાણવું.

पा પ. રક્ષણ કરવું.

प्सा પ. ભક્ષણ કરવું.

* ब्रू ઉ. બોલવું.

भा પ. દેખવું, ભાસવું, પ્રકાશવું.

या પ. જવું.

यु પ. જોડવું.

रा પ. આપવું.

रु પ. શોક કરવો, મોટેથી શબ્દ કરવો.

रुद પ. રડવું, શોર કરવો.

ला પ. આપવું અથવા લેવું.

वस् આ. પેહેરવું.

वा પ. વાવું.

* अस् અને ब्रू ધાતુઓ માત્ર ગણકાર્યવિશિષ્ટ કાળોમાંજ વપરાય છે.

शी આ. સુઈ રહેવું, ઉંઘવું; अति જોડે, ચઢિયાતા થવું.

श्रा ૫. રાંધવું.

श्वस् ૫. શ્વાસ લેવો; नि જોડે, દમ લેવો, શ્વાસ લેવો અને કાઢવો; वि જોડે, માનવું, વિશ્વાસ રાખવો; सम्+आ જોડે, મન શાન્ત કરવું, હિમ્મત આણવી.

सू આ. જન્મ આપવો.

स्तु ઉ. વખાણવું.

स्ना ૫. ન્હાવું.

स्नु ૫. ઝરવું, ટપકવું.

स्वप् ૫. ઉંઘવું.

ह्नु આ. સંતાડવું; अप અથવા नि જોડે, છુપાવવું.

---

अकिंचन પુ. સ્ત્રી. ન. (अ નહીં અને किंचन ન. કંઈક) જેની પાસે કંઈ પણ ન હોય તે, ગરીબ.

अण् ૮ ગ. આ. શ્વાસ લેવો, જીવવું.

अनाथ પુ. સ્ત્રી. ન. લાચાર.

अनुषक्त (अनु અને सक्त, सञ्ज્નો કર્મણિ ભૂ. કૃ.) સાથે રહેલું, જોડાયલું, યુક્ત.

अन्त પુ. છેડો, નાશ.

अन्तक પુ. યમરાજા (નાશ કરનાર દેવ).

अय् ૧ ગ. આ. उद् જોડે, ઉગવું, ઉદય થવો.

अविलम्बितम् ક્રિ. વિ. વિલંબવગર, તરત.

अश्विन् પુ. (દ્વિ. વ. માં વપરાય છે.) અશ્વિનીકુમાર, બે સ્વર્ગલોકના વૈદ્ય (સાથે જન્મેલા).

असंशयम् ક્રિ. વિ. બેશક, નક્કી.

आदिहेतु પુ. મૂળ કારણ.

आसीन પુ. સ્ત્રી. ન. બેઠેલું, आस्નો વર્તમાનકૃદન્ત.

आहव પુ. યુદ્ધ, લડાઈ.

इ ૧ ગ. ૫. उद् જોડે, ઉદય થવો.

ई ૪ ગ. આ. ઉગવું, ઉદય પામવો.

उग्रम् ક્રિ. વિ. જોરથી, સખત, આકરો, કરડો.

उपकार પુ. પરગજુ કામ, બીજાનું ભલું કરવું તે, ઉપકાર.

ऊर्ध्व પુ. સ્ત્રી. ન. ઉભું, ઉંચું, ઉપલું.

कार्यकर પુ. સ્ત્રી. ન. (બીજાને માટે) જે કોઈ કામ કરે તે.

काव्य ન. કવિતા.

कृ नमस् જોડે, પગે લાગવું, નમસ્કાર કરવો.

कृ निस्+आ જોડે, છોડી દેવું, તજી દેવું, નિરાકરણ કરવું.

कृपानिधि પુ. (कृपा સ્ત્રી. દયા, અને निधि પુ. ભંડાર) દયાનો ભંડાર, જે ઘણો દયાળુ હોય તે.

क्रीडाशैल પુ. (क्रीडा સ્ત્રી. રમત, ગમત, शैल પુ. પર્વત) ગમતને માટે પર્વત, મોજ કરવાનો પર્વત.

क्षिति સ્ત્રી. પૃથ્વી.

खलु અ. નક્કી.
गाभोदक ન. (गाभ પુ. સ્ત્રી. ન. છાછર, અને उदक ન. પાણી ) છાછર પાણી.
गोमती સ્ત્રી. નદીનું નામ છે.
घोर પું. સ્ત્રી. ન. ભયંકર.
नद् प्र+वि જોડે, દૂર ખસેડવું, બાજુએ કરવું.
जगदात्मन् પુ. ( जगत् ન. વિશ્વ, અને आत्मन् પુ. આત્મા) વિશ્વનો આત્મા, પરમાત્મા.
जड પુ. સ્ત્રી. ન. નિર્જીવ, અચેતન.
जन्मभाज् પુ. સ્ત્રી. ન. જન્મ પામેલું ; પુ. માણસ.
जीवलोक પુ. પ્રાણીઓની દુનીઆ, આ દુનીઆ, મૃત્યુલોક.
दरिद्र પુ. સ્ત્રી. ન. ગરીબ.
दिदृक्षु પુ. સ્ત્રી. ન. જોવાને આતુર.
दिवा અ. ક્રિ. વિ. દિવસે.
दुर्गत પુ. સ્ત્રી. ન. દુઃખી, કંગાળ.
देहिन् પુ. દેહવાળો, માણસ, શરીરી, મનુષ્ય.
द्वय ન. બે ચીજોનો સમૂહ.
धर्मदूषण પુ. સ્ત્રી. ન. ધર્મને કલંક લગાડનાર.
ध्यै ૧ ગ. પ. ધ્યાન ધરવું, મનન કરવું.
नरक પુ. નરક, નિરય.
निपद्यमान (नि+पद्नो વ. કૃ.). સુતેલું.
नीतिनिपुण પુ. સ્ત્રી. ન. (नीति સ્ત્રી. રાજવિદ્યા, અથવા વ્યવહાર બુદ્ધિ, निपुण પુ. સ્ત્રી. ન. પ્રવીણ ) રાજવિદ્યામાં પ્રવીણ, વ્યવહારમાં કુશળ.
नूनम् અ. નક્કી, નિશ્ચે.
न्याय्य પુ. સ્ત્રી. ન. વાજબી, યોગ્ય, અદલ, ન્યાયથી દૂર નહીં એવું.
पथः ( पथिन् પુ. 'રસ્તો' એ શબ્દનું પંચમીનું એકવચન) રસ્તેથી.
पद ન. પગલું.
पापहर પુ. સ્ત્રી. ન. પાપ લઈ લેનારૂં, પાપ હરણ કરનારૂં.
पुण्यपुरुष પુ. પવિત્ર અથવા સદ્ગુણી માણસ.
प्रियदर्शन પુ. સ્ત્રી. ન. રમણીય દેખાવવાળું.
ब्रह्मन् ન. વિશ્વનું જે ઈશ્વરી કારણ અને તત્ત્વ છે તે.
ब्रह्मादि પુ. (ब्रह्मन् પુ. અને आदि આરંભ) બ્રહ્મદેવ અને બીજાઓ.
भग પુ. નસીબ, ઉદય.
भाव પુ. ચીજ, પદાર્થ.
भास्कर પુ. સૂર્ય.
भिन्न પુ. સ્ત્રી. ન. જુદું.
मधुरम् ક્રિ. વિ. મીઠી રીતિ, મધુરાઈથી.
महाराज પુ. ધણી, મોટો રાજા.
महार्हशयनोचित પુ. સ્ત્રી. ન. ( महार्ह પુ. સ્ત્રી. ન. ઘણી કિમ્મતવાળું, મોંઘું, शयन ન. પથારી, उचित પુ. સ્ત્રી. ન. ટેવાયલું, યોગ્ય,) મોંઘી

અથવા કિમતી પથારીમાં સુવાને ઠેવાયલું અથવા યોગ્ય.
मानव પુ. માણસ.
मैथिली સ્ત્રી. મિથિલાદેશની રાજ-પુત્રી, સીતા.
यथेष्टम् ક્રિ. વિ. મરજીમુજબ, મન-માન્યું, ઇચ્છા પ્રમાણે.
युगान्तर ન. (युग કાળ, જુગ, अन्तर બીજું) બીજો જુગ અથવા કાળ.
रम्य પુ. સ્ત્રી. ન. રમણીય, મનોહર.
रहित પુ. સ્ત્રી. ન. વિનાનું, શૂન્ય.
राघव પુ. રઘુનો વંશજ.
लोकत्रयपति પુ. (त्रय ન. ત્રણ ચીજો-નો સમૂહ पति પુ. સ્વામી) ત્રણ દુનીઆ, એટલે સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળનો સ્વામી.
वत्सा સ્ત્રી. વહાલી, છોકરી.
वितृष्ण પુ. સ્ત્રી. ન. (वि વિનાનું, રહિત અને तृष्णा સ્ત્રી. ઇચ્છા) કંઈ પણ ઇચ્છારહિત.
विश् सम्+आ જોડે, પ્રવેશ કરવો, અંદર આવવું.
विश्वनाथ પુ. જગતનો સ્વામી, ઈશ્વર.
विह्वल પુ. સ્ત્રી. ન. ગાભરૂં, બેબાકળું.
वृक्षमूल ન. (वृक्ष પુ. ઝાડ, અને मूल ન. મુળિયું) ઝાડનું મુળ.
वृत्त ન. બની ચુકેલી વાત, બનાવ.
शीतल પુ. સ્ત્રી. ન. થંડું.
श्रोत्रद्वय ન. બે કાન.
सद् (सीद्) ૧ ગ. પ. બેસવું: प्र જોડે, મેહેરબાન થવું, મેહેર કરવી, પ્રસન્ન થવું.
सायम् ક્રિ. વિ. સાંજરે.
स्थावरजङ्गम પુ. સ્ત્રી. ન. (स्थावर પુ. સ્ત્રી. ન. એક સ્થળથી બીજે સ્થળે ન લઈ જવાય એવું, અચળ, અને जङ्गम પુ. સ્ત્રી. ન. એક ઠે-કાણેથી બીજે ઠેકાણે લેવાય એવું) ચળ અને અચળ, ચરાચર.
स्मित ન. હાસ્ય, મોં મલકાવવું તે.
हर પુ. શિવદેવ.

---

આળસુ अलस પુ. સ્ત્રી. ન., तन्द्रिल પુ. સ્ત્રી. ન.
આશ્રયવગરનું अनाथ પુ. સ્ત્રી. ન., अनाश्रय પુ. સ્ત્રી. ન.
ઉંચું उच्च પુ. સ્ત્રી. ન.
કઈ જાતિનું कीदृश પુ. સ્ત્રી. ન.
પીડા કરવી कृ ૮ ગ. अप અથવા नि જોડે, पीड् ૧૦ ગ.
બાબત विषय પુ.
મુશ્કેલી असौकर्य ન., कष्ट ન.
લઇને गृहीत्वा ग्रहનો અવ્યયરૂપ કૃદન્ત.
વાછરડો वत्स પુ.
વેણ वचस् ન., वचन ન.
સસરો श्वशुर પુ.
સાચો પરમેશ્વર, સાચો सत्यस्वरूप પુ. સ્ત્રી. ન., પરમેશ્વર परमात्मन् પુ.

## પાઠ ૮.

## બીજો ગણ (જારી).

### હ્યસ્તનભૂતકાળ અને વિધ્યર્થ.

૧. આકારાન્ત ધાતુઓ પછી હ્યસ્તનભૂતકાળના ત્રીજા પુરૂષના બહુવચનનો પ્રત્યય વિકલ્પે उस् થાયછે, અને તેની પહેલાં અન્ત્ય સ્વરનો (आनो) લોપ થાયછે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अयाम् | अयाव | अयाम |
| ૨ જો ,, | अयाः | अयातम् | अयात |
| ૩ જો ,, | अयात् | अयाताम् | अयान्-अयुः |

અહિ याના आનો લોપ થયો અને अ આગમ એની પૂર્વે મૂક્યાથી अय् થયો, અને તેમાં उस् પ્રત્યય મળીને अयुः રૂપ સિદ્ધ થયું.

### વિધ્યર્થ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | यायाम् | यायाव | यायाम |
| ૨ જો ,, | यायाः | यायातम् | यायात |
| ૩ જો ,, | यायात् | यायाताम् | यायुः |

પ્રત્યયો ૨૬ પૃ० ૨ માં આપ્યા છે તેજ છે.

૨. अस् 'હોવું' એ ધાતુ પછી હ્યસ્તનભૂતકાળના स् અને त् પ્રત્યયોની પહેલાં ई (દીર્ઘ) લાગેછે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | आसम् | आस्व | आस्म |
| ૨ જો ,, | आसीः | आस्तम् | आस्त |
| ૩ જો ,, | आसीत् | आस्ताम् | आसन् |
| વિધ્યર્થ ૩ જો પુ. | स्यात् | स्याताम् | स्युः |

૩. रुद्, स्वप्, श्वस्, अन्, અને जक्ष् ધાતુઓ પછી હ્યસ્તનભૂતકાળના स् અને त् એ બે પ્રત્યયો પૂર્વે ई અથવા अ મૂકવામાં આવેછે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अरोदम् | अरुदिव | अरुदिम |
| ૨ જો ,, | अरोदीः–अरोदः | अरुदितम् | अरुदित |
| ૩ જો ,, | अरोदीत्–अरोदत् | अरुदिताम् | अरुदन् |

अरुदिताम् વિગેરે રૂપોમાં પ્રત્યયો પૂર્વે इ લાગ્યો છે. તેને માટે ૪૫ પૃ૦ ૯ જુઓ. जक्ष् ધાતુના હ્યસ્તનભૂતકાળના ત્રીજા પુરૂષના બહુવચનનો પ્રત્યય આગળ કહેવામાં આવશે તે પ્રમાણે उस् છે.

| | | | | |
|---|---|---|---|---|
| | વિધ્યર્થ. ૩ જો પુ. | रुद्यात् | रुद्याताम् | रुद्युः |
| शी | હ્યસ્તનભૂ. કા. ૩ જો પુ. | अशेत | अशयाताम् | अशेरत |
| | વિધ્યર્થ. ૩ જો પુ. | शयीत | शयीयाताम् | शयीरन् |

એ રૂપો માટે ૪૩ પૃ૦ ૩ જુઓ; અને પ્રત્યયો માટે ૨૧ પૃ૦ ૧ અને ૨૭ પૃ૦ ૪ જુઓ.

| | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|---|---|
| स्तु | હ્યસ્તનભૂ. કા. ૩ જો પુ. | अस्तौत्, अस्तवीत् | अस्तुताम्, अस्तुवीताम् | अस्तुवन् | પરસ્મૈપદ. |
| | | अस्तुत, अस्तुवीत | अस्तुवाताम् | अस्तुवत | આત્મનેપદ. |
| | વિધ્યર્થ. ૩ જો પુ. | स्तुयात्, स्तुवीयात् | स्तुयाताम्, स्तुवीयाताम् | स्तुयुः, स्तुवीयुः | પરસ્મૈપદ. |
| | | स्तुवीत | स्तुवीयाताम् | स्तुवीरन् | આત્મનેપદ. |

આ રૂપોમાં વૃદ્ધિ થઈ છે તેને માટે ૪૩ પૃ૦ ૪ જુઓ, અને ई વિકલ્પે પ્રત્યય પૂર્વે મૂકવામાં આવી છે તેને માટે ૪૪ પૃ૦ ૫ અને ત્યાં આપેલી સમજુતી જુઓ.

| | | | | |
|---|---|---|---|---|
| ब्रू | પ. હ્યસ્તનભૂ. કા. ૩ જો પુ. | अब्रवीत् | अब्रूताम् | अब्रुवन् |
| | આ. ,, ,, | अब्रूत | अब्रुवाताम् | अब्रुवत |
| | પ. વિધ્યર્થ ,, | ब्रूयात् | ब्रूयाताम् | ब्रूयुः |
| | આ. ,, ,, | ब्रुवीत | ब्रुवीयाताम् | ब्रुवीरन् |

૪૪ પૃ૦ ૬ જુઓ.

| | | | | |
|---|---|---|---|---|
| इ | હ્યસ્તનભૂ. કા. ૩ જો પુ. | ऐत् | ऐताम् | आयन् |

અહિં ધાતુની પૂર્વે આ આગમ લાગે છે. અને તેની એકવચનમાં ધાતુનાં ए રૂપ સાથે અને બીજે ઠેકાણે इ રૂપ સાથે સન્ધિ કરતી વખતે એ સ્વરને ઠેકાણે ए ની અથવા इની વૃદ્ધિ એટલે ऐ થાય છે. (માર્ગો૫૦પૃ૦ ૫૮ જુઓ). ત્રીજા પુરૂષના બહુવચનમાં इ અને अन् મળીને यन् થાય છે (૮૬ પૃ૦ ૧૦. જુઓ) અને આ આગમ પૂર્વે મૂકવાથી आयन् રૂપ સિદ્ધ થાય છે. इ આ. अधि પૂર્વક હ્યસ્તનભૂ. કા. ૩ જો પુ. अध्यैत-अध्यैयाताम्-अध्यैयत.

आताम् પર છતાં इ નો इय् થાય છે (૪૩ પૃ૦ ૨.) અને आताम् માં મળીને इयाताम् થાય છે, અને તેની પૂર્વે आ આગમ આવવાથી ગયા ધાતુનાં રૂપમાં થયું તેમ ऐयाताम् થયું, તેની પૂર્વે अधि મૂકવાથી अध्यैयाताम् રૂપ સિદ્ધ થાય છે. બીજા બધા સ્વરાદિ પ્રત્યયો પર છતાં આવાજ ફેરફાર થાય છે.

**વિધ્યર્થ** ૩ જો પુ. એ. વ. अधीयीत. એજ પ્રમાણે બીજાં રૂપો.

आस् **હ્યસ્તનભૂ**. કા. ૨ જો પુ. आस्थाः-आसाथाम्-आध्वम्.

अहरहः स्नात्वा संध्यामुपासीत।

दशरथस्य भार्या कौसल्या चैत्रे नवम्यां तिथौ मध्याह्ने पुत्रं रामं प्रासूत।

पारिक्षितस्य जनमेजयस्य सत्रं सारमेयोऽभ्यैत्।

तत्र च जैनमेजयस्यर्त्विजस्तमताडयन्।

सोऽरोदीद्रुदंश्च मातरमयात्।

मातापृच्छद्वत्स किं रोदिषि।

सोऽब्रवीज्जनमेजयस्य सत्रमायं तत्र केऽपि मां प्राहरन्।

मातावदत्किं त्वमकरोः किं तानस्पृशः।

सोऽभाषत नाहं मर्यादामत्यायम्।

सरमा सत्रभूमिं गत्वोच्चैर्वाचाब्रूत।

अयं मे पुत्रको न युष्मानस्पृशत्तत्किमेनमनपराधिनमताडयत।

तां न कोऽपि प्रत्यभाषत। तेन क्रुद्धा सा देवशुनी सरमा जनमेजयं शप्त्वा गृहमयात्।

द्रोणाच्छस्त्रविद्यामध्यैयत पाण्डवाः कुशलवौ वाल्मीकेरध्यैयातां कर्णश्च परशुरामादध्यैत।

अभिवाद्य गुरुं ब्रूयादधीष्व* भगवन्निति ।
अनिषण्णे गुरौ नासीत ।
विदेहानुपयन्तो वयमेकरात्रं गङ्गायास्तीरेऽवसाम तत्र च पूर्वरात्रे नाना रम्याः कथाः कृत्वानन्तरमस्वपिम ।
ब्रूयाल्लक्ष्मी गभीरोऽसीति बत युधिष्ठिरं प्रभुं को न ।
कथमहं बली स्यां कथं मयि प्रजा विश्वस्युः कथं च प्रकृतयो मामुपासीरन्नित्येवं चिन्तयतस्तस्य रात्रिरयात् ।

ततः प्रामुद्यतां वीरौ राघवावकृतां तथा ।
उष्णं च प्राणितां दीर्घमुच्चैर्व्याक्रोशतां तथा ।
यस्य वाङ्मनसी स्यातां सम्यक्प्रणिहिते सदा ।
तपस्त्यागश्च सत्यं च स वै परमवाप्नुयात् ।
यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद्भूतसमागमः ॥

---

૧. ધૃતરાષ્ટ્રના પુત્રો પાણ્ડુના પુત્રો સાથે દ્યૂત રમ્યા અને તેઓ પાસેથી તેમની બધી પુંજી તેઓએ ખુંચવી લીધી. પછી પાણ્ડવો વનમાં ગયા (इ).

૨. ત્યાં ઘણા બ્રાહ્મણો તેમની પાછળ ગયા (अनु+इ).

૩. ત્યારે યુધિષ્ઠિરે તેઓને કહ્યું (ब्रू) કે તમારે અમારી પાછળ આવવું જોઈએ નહીં (अनु+इ); હાલ અમે ધનવગરના છિયે (अस्) અને તમને અન્ન આપી શકતા નથી.

૪. ત્યારે બ્રાહ્મણો બોલ્યા (ब्रू) કે અમે અમારું અન્ન કમાવાને શક્તિમાન્ છિયે (अस्).

૫. ત્યારે યુધિષ્ઠિરે તેમને કાઢી મૂક્યા નહીં (प्रति+आ+ख्या).

૬. પણ બ્રાહ્મણો પોતાના અન્નને માટે મેહેનત કરે તેને માટે તે ખુશી ન હતો.†

૭. ત્યારે તેણે પોતાના ગોરને પુછ્યું કે મારે શું કરવું.

---

* अधि+इ અહિં 'શિખવવું' એ અર્થમાં વપરાયો છે.

† 'ખુશ થવું' એ અર્થનો ક્રિયાપદ न સાથે વાપરો.

૮. તેણે તેને કહ્યું કે સૂર્યનું સ્તવન કરો (स्तु).

૯. યુધિષ્ઠિરે ત્યારે સૂર્યની સ્તુતિ કરી (स्तु), અને જ્યારે સૂર્ય તુષ્ટયો ત્યારે તે તેની પાસેથી એક થાળી પામ્યો અને તેમાંથી તેમને જેટલા અન્નની જરૂર હતી તેટલું અન્ન હમેશ મળતું.

૧૦. સગરની બાઈરીઓએ ઘણા છોકરાઓને જન્મ આપ્યો (सू).

૧૧. ગઈ રાત્રે હું ઉંઘ્યો નથી (स्वप्).

૧૨. તમે ગંગાના પાણીમાં ક્યારે નાહ્યા (स्ना)?

૧૩. કૃષ્ણ મથુરા ગયા ત્યારે વ્રજની બાઈરીઓ મોટેથી રોઈ (रुद्).

૧૪. હું કાશીમાં ન્યાય ભણ્યો (अधि+इ).

૧૫. જો હું હસ્તિનાપુરમાં હોઉં (अस्) તો ધૃતરાષ્ટ્રને કહું (ब्रू) કે પાણ્ડવો પાસેથી કપટયુક્ત જુગારથી તમે તેમની પુંજી છીનવી લીધી એ કંઈ વાજબી કીધું ન હતું.

૧૬. કોઈએ પણ દુષ્ટ માણસોનાં વચનો ઉપર ભરોસો રાખવો ન જોઈએ (वि+श्वस्).

---

## શબ્દકોશ ૮.

अनपराधिन् પુ. સ્ત્રી ન. અપરાધ-રહિત, બીનતકશીરવાન, નિર્દોષ.
अनिषण्ण પુ. સ્ત્રી. ન. ન બેઠેલું.
अहरहः અ. દરરોજ.
आप् ૫ ગ. अव જોડે, મેળવવું, પામવું.
इ वि+अप જોડે, જુદું પડવું; सम् જોડે, એકઠું થવું, સાથે આવવું.
उच्चैः અ. ક્રિ. વિ. મોટેથી.
उष्णम् ક્રિ. વિ. ગરમીથી, ઉનું ઉનું.
एकरात्र ન. એક રાત.
कर्ण પુ. વિશેષનામ છે.
क्षमिन् પુ. સ્ત્રી. ન. ધીરજવાન. ગમખોર.
कुश પુ. અને लव પુ. રામના પુત્રો.
क्रुश् ૧ ગ. પ. वि+आ જોડે, ઉંચે સ્વરે રોવું, શોક કરવો.
गभीर પુ. સ્ત્રી. ન. ઉંડું, ગંભીર.
चैत्र પુ. શાલિવાહની હિંદુવર્ષનો પહેલો મહીનો.
जनमेजय પુ. પરિક્ષિત્‌નો પુત્ર અને અર્જુનનો પૌત્ર.
तद्वत् ક્રિ. વિ. તેની પેઠે, તેજ રીતે.
तिथि સ્ત્રી. મહીનાનો કોઈ પણ દિવસ.

त्याग પુ. દાન ભિક્ષા આપવી તે.
दीर्घम् ક્રિ. વિ. લાંબો વખત, ચિરકાળ, ઉંડું.
देवशुनी સ્ત્રી. દેવોની કુતરી.
द्रोण પુ. વિશેષ નામ છે.
नवमी સ્ત્રી. પખવાડીઆનો નવમો દિવસ, નોમ.
नाना અ. ભિન્નભિન્ન, ઘણાં.
पर પુ. ન. શ્રેષ્ઠ ચીજ, ઈશ્વર.
पारिक्षित પુ. પરિક્ષિત્‌નો પુત્ર.
पूर्वरात्र પુ. (पूर्व આગળનું, પહેલું, रात्रि સ્ત્રી. રાત) રાતનો પહેલો ભાગ, પહેલી રાત.
प्रकृति સ્ત્રી. રૈયત લોકો, પ્રધાનમંડળ.
प्रणिहित प्र+नि+धा નો કર્મણિ ભૂ. કૃ. મુકેલું, सम्यक् प्रणिहित—સારીરીતિ અંકુશમાં રાખેલું, સારીરીતિ વ્યવસ્થિત કરેલું.
बत અ. આશ્ચર્ય, ખેદ ઇત્યાદિ સૂચક અવ્યય.
भाष् ૧ ગ. प्रति જોડે, જવાબ દેવો.
भूतसमागम પુ. પ્રાણીઓનું એકઠું આવવું અથવા એકત્ર મિલનથવું.
मध्याह्न પુ. (मध्य વચલું, અને अहन् ન. દિવસ) બપોર, મધ્યાન.
मर्यादा સ્ત્રી. હદ, સીમા.
महोदधि પુ. મોટો સમુદ્ર.
मुह् प्र જોડે, મોહ પામવો, મૂર્છાગત થવું.
वाल्मीकि પુ. ઋષિનું નામ છે.
विदेह પુ. દેશનું નામ છે (બ. વ. માં વપરાય છે).
शप् ૧ ગ. શાપ દેવો; शप्त्वा અવ્યય રૂપ કૃદન્ત.
शस्त्रविद्या સ્ત્રી. (शस्त्र અને विद्या) યુદ્ધકળા, યુદ્ધજ્ઞાન.
सत्र ન. યજ્ઞનો સમારંભ; सत्रभूमि સ્ત્રી. યજ્ઞનું સ્થાન.
सरमा સ્ત્રી. દેવોની કુતરીનું નામ છે.
संध्या સ્ત્રી. ઝળવાંઝળું, સંધ્યાકાળ (વહાણે અને સાંજે ઝળવાંઝળાં વખતે અને બપોરે બ્રાહ્મણો ઈશ્વરપ્રાર્થના [સંધ્યા] કરે છે).
सारमेय પુ. સરમાનો પુત્ર, કુતરો.

---

અન્ન अन्न ન.
કપટયુક્ત જુગાર कपटद्यूत ન. (कपट ન. છળ, અને द्यूत ન. જુગટું).
કમાવું अर्ज् ૧ ગ. પ.
ખુંચવી લેવું, છીનવી લેવું हृ ૧ ગ. अप જોડે.
ગઇ રાત गता रात्रि સ્ત્રી.
ગોર उपाध्याय પુ., पुरोहित પુ.
જરૂર હોવી ईक्ष् ૧ ગ. આ. अप જોડે.
થાળી स्थाली સ્ત્રી.
દુષ્ટ (પુરૂષો) शठ પુ., खल પુ., दुरात्मन् પુ.

દ્યૂત રમવું दिव् ૪. ગ. दीव्यति વર્ત્તમાન કાળ ૩. પુ. એ. વ.
ધનવગરનું धनहीन પુ. સ્ત્રી. ન.
મથુરા (જગ્યાનું નામ) मथुरा સ્ત્રી.
મેહેનત કરવી परिश्रमं कृ ૮ ગ. ઉ.
મોટેથી उच्चैः અ.
વાજબી युक्त युज् નો ભૂ. કૃ., उचित પુ. સ્ત્રી. ન.
વ્રજની બઈરીઓ व्रजाङ्गनाः સ્ત્રી. પ્ર. બ. વ.
સગર (રાજાનું નામ છે) सगर પુ.

# પાઠ ૯.

## બીજો ગણ ( જારી ).

આ ગણના બાકીના ધાતુઓને પ્રત્યય લગાડતાં કેટલાક સંધિના ફેરફાર થાય છે તે અમે નીચે નોંધીએ છિયે.

૧. ધાતુના અન્ત્ય ह् ની પછી અંતઃસ્થ કે અનુનાસિક શિવાય કોઈ પણ વ્યંજન આવે અથવા તો કશું એ આવે નહીં તો* તે ह् નો ढ् થાય છે.

જેમકે लिह् પછી વર્તમાનકાળના ૩ જા પુ. નો तिપ્રત્યય આવ્યો એટલે ૧૫ પૃ૦ ૬. પ્રમાણે लेह्+ति થયું અને આ નિયમ પ્રમાણે लेढ्+ति થયું; કારણ કે ति પ્રત્યયનો त् અંતઃસ્થ કે અનુનાસિક શિવાયનો વ્યંજન છે. હવે,

૨. વર્ગીય ચોથા અક્ષર (ઘોષમહાપ્રાણ) પછી જો પ્રત્યયનો આદિભૂત त् અથવા थ् આવે તો તે त અથવા थ् નો ध् થાય.

लेढ् નો ढ् ઘોષમહાપ્રાણ છે માટે ति નો धि થાય છે. એટલે लेढ्+धि એવું થયું. જ્યારે દન્ત્ય અને મૂર્ધન્ય વ્યંજનોનો યોગ થાય ત્યારે દન્ત્ય વ્યંજનને સ્થાને અનુક્રમે મળતો મૂર્ધન્ય થાય છે ( માર્ગોપ૦ અંગ્રેજી ૯ મી આવૃત્તિપરથી ભાષાન્તરની ૨૭પૃ૦*નોધ જુઓ). આ પ્રમાણે लेढ्+ढि થયું. હવે,

૩. ढ् ની પછી ढ् આવે તો પહેલા ढ નો લોપ થાય અને તેની પૂર્વેનો સ્વર જો હૃસ્વ હોય તો દીર્ઘ થાય.

એવી રીતે लेढि એવું રૂપ સિદ્ધ થાય છે., જ્યારે ૩ જા પુ. દ્વિ. વ. નો

* 'કશું એ આવે નહીં' એ શબ્દોનો અર્થ એવો છે કે ह् પદને અન્તે આવ્યો હોય. એનો અર્થ એવો નથી કે વાક્યમાં એની પછી કોઈ પણ શબ્દ આવવો ન જોઈએ. એ શબ્દોને બદલે હવે પછી 'પદાન્તે' અથવા 'પદાન્તે હોય' એ શબ્દો વાપરીશું, અને તેનો અર્થ ઉપર લખ્યા પ્રમાણે સમજવો.

પ્રત્યય तस् લગાડવામાં આવે છે ત્યારે ૫૯ પૃ૦ ૧. પ્રમાણે लिद्+तस्, ૨. પ્રમાણે लिद्+धस्, પછી लिद्+ढस्, અને પછી ૩. પ્રમાણે પૂર્વ द् લોપાઇ, હ્રસ્વ इ દીર્ઘ થઈ लीढः રૂપ સિદ્ધ થાય છે. આ રૂપમાં ગુણ થતો નથી, કેમકે तस् પ્રત્યય અવિકારક છે (૧૫ પૃ૦ ૯. જુઓ). ૩ જા પુ. બ. વ. નું રૂપ लिहन्ति થાય છે. अन्ति પ્રત્યય સ્વરાદિ હોવાથી કંઇ સંધિનો ફેરફાર થતો નથી. ૨ જા પુ. એ. વ. મા सि પ્રત્યય વિકારક હોવાથી लेह+सि થઈ. ૫૯ પૃ૦ ૧. પ્રમાણે लेढ्+सि થાય છે. હવે सि નો માર્ગોપ૦ ૨૦ પૃ૦ * નોંધ પ્રમાણે षि થાય તે પહેલાં નીચલો વિશેષ નિયમ લાગુ પડે છે.

૪. ढ् અથવા ष् નો स् પર છતાં क् થાય છે.

આ રીતે लेक्+सि થયું. सि નો માર્ગોપ૦ ૭૫ પૃ૦ *નોંધ પ્રમાણે षि થાય છે એટલે लेक् અને षि મળી लेक्षि રૂપ સિદ્ધ થાય છે.

પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | लेह्मि | लिह्वः | लिह्मः |
| ૨ જો „ | लेक्षि | लीढः | लीढ |
| ૩ જો „ | लेढि | लीढः | लिहन्ति |

लीढः ૨. પુ. દ્વિ. વ. અને लीढ ૨. પુ. બ. વ., આ રૂપો लीढः ૩. પુ. દ્વિ. વ. ની પેઠે સિદ્ધ કરવાં. मि, वः અને मः પ્રત્યયો પહેલાં કંઈ સંધિના ફેરફાર થતા નથી, કારણ કે मि અને मः અનુનાસિકથી શરૂ થાય છે અને वः અંતઃસ્થથી શરૂ થાય છે.

આત્મનેપદ. વર્તમાનકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | लिहे | लिह्वहे | लिह्महे |
| ૨ જો „ | लिक्षे | लिहाथे | लीढ्वे |
| ૩ જો „ | लीढे | लिहाते | लिहते |

આ રૂપો ઉપર બતાવ્યું તેજ પ્રમાણે સિદ્ધ કરવાં.

૧. જ્યારે અંગને અન્તે અંતઃસ્થ કે અનુનાસિક શિવાય કોઈ વ્યંજન આવે ત્યારે બીજા વર્ગના ગણના ધાતુઓના આજ્ઞાર્થના બીજા પુરૂષના એકવચનનો પ્રત્યય धि સમજવો.

પરસ્મૈ. આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | लेहानि | लेहाव | लेहाम |
| ૨ જો „ | लीढि | लीढम् | लीढ |
| ૩ જો „ | लेढु | लीढाम् | लिहन्तु |

આત્મને. આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | लेहै | लेहावहै | लेहामहै |
| ૨ જો „ | लिक्ष्व | लिहाथाम् | लीढ्वम् |
| ૩ જો „ | लीढाम् | लिहाताम् | लिहताम् |

યાદ રાખો કે ૧લા પુરૂષના ત્રણે વચનના પ્રત્યયો વિકારક છે અને પરસ્મૈપદ ૨જા પુરૂષનો એકવચનનો પ્રત્યય અવિકારક છે.

૫. ધાતુને પ્રારંભે द અને અન્તે ह હોય અને ૨ નિયમમાં કહેલી બીના લાગુ હોય તો ह નો घ् થાય.

જેમકે दुह्+ति નું ति પ્રત્યય વિકારક હોવાથી दोह्+ति થઈ ઉપલા નિયમ પ્રમાણે दोघ्+ति થયું. પછી ૫૯ પૃ૦ ૨. પ્રમાણે दोघ्+धि થયું. પછી,

૬. શબ્દ અથવા પદની અસિદ્ધ અવસ્થામાં વર્ગીય ત્રીજા કે ચોથા (ઘોષઅલ્પપ્રાણ કે ઘોષમહાપ્રાણ) અક્ષર પર છતાં અનુનાસિક શિવાયના પૂર્વવ્યંજનને સ્થાને સ્વવર્ગનો ત્રીજો (ઘોષઅલ્પપ્રાણ) અક્ષર થાયછે. એવે પ્રસંગે घ् નો ग् થાયછે.

એ પ્રમાણે दोघ्+धि નું दोग्+धि એટલે दोग्धि રૂપ સિદ્ધ થયું. દ્વિવચનનું રૂપ दुग्धः પણ એજ પ્રમાણે સિદ્ધ કરવું. બહુવચનના રૂપ दुहन्ति માં કંઈ સંધિનિયમ લાગતો નથી. ૨જા પુ. એ. વ. નો પ્રત્યય सि ઉમેરિયે ત્યારે નિ. ૫ પ્રમાણે दोघ्+सि થાય. એ સ્થિતિમાં માર્ગો૫૦ ના ૫ પૃ૦† નોધમાં આપેલો નિયમ લાગુ પાડતાં પહેલાં નીચલો નિયમ લાગુ પડેછે.

૭. જો કોઈ ધાતુ ब्, ग्, કે द् થી શરૂ થતો હોય અને તેને અન્તે ઘોષમહાપ્રાણ (વર્ગીય ચોથો અક્ષર) હોય અથવા તે ધાતુમાં એવીજ રીતે શરૂ થતો અને એવાજ અન્તવાળો એકાચ્ (એક 'અચ્' એટલે એક સ્વર

હોય એવો વર્ણસમુદાય) હોય તો स् અથવા ध्व् પર છતાં અથવા પદાન્તે, ब् નો भ्, ग् નો घ्, અને द् નો ध् થાય*.

આ નિયમ પ્રમાણે दोघ्+सि નું धोघ्+सि થયું; પછી માર્ગોપ૦ ૫ પૃ૦ †નોધમાં આપેલા નિયમ પ્રમાણે धोक्+सि, અને માર્ગોપ૦ ૭૫ પૃ૦ * નોધ પ્રમાણે धोक्+सि થઈ, धोक्षि રૂપ સિદ્ધ થયું, એટલે રૂપો નીચે પ્રમાણે થયાં.

પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दोह्मि | दुह्वः | दुह्मः |
| ૨ જો „ | धोक्षि | दुग्धः | दुग्ध |
| ૩ જો „ | दोग्धि | दुग्धः | दुहन्ति |

આત્મનેપદ. વર્તમાનકા. ૩. પુ. दुग्धे–दुहाते–दुहते.
૨. પુ. धुक्षे–दुहाथे–धुग्ध्वे વિગેરે.

પરસ્મૈપદ. આજ્ઞાર્થ. ૩. પુ. दोग्धु–दुग्धाम्–दुहन्तु વિગેરે.

આત્મનેપદ. „ ૩. પુ. दुग्धाम्–दुहाताम्–दुहताम्.
૨. પુ. धुक्ष्व– दुहाथाम्–धुग्ध्वम् વિગેરે.

૨. અ. અંતઃસ્થ અથવા અનુનાસિક શિવાય કોઈપણ વ્યંજનાદિ અવિકારક પ્રત્યય પર છતાં हन् નો न લોપાયછે, અને સ્વરાદિ અવિકારક પ્રત્યય પર છતાં ઉપાન્ત્ય अ લુપ્ત થાયછે.

આ. આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. નું રૂપ जहि થાયછે.

ઇ. આ ધાતુના ह् ની પછી અવ્યવહિત (તરતજ) न् આવે તો ह् નો घ् થાય.

---

* दोघ्+सि માં दोघ એ ધાતુનું રૂપ द् થી શરૂ થાય છે અને, એને અન્તે घ् એ વર્ગીય ચોથો અક્ષર છે અને એની પછી सि માંનો स આવ્યો છે માટે નિયમ લાગુ પડયો અને धोघ्+सि થયું.

गर्दभमाचष्टे गर्दभयाति એ નામધાતુને क्विप् પ્રત્યય લાગી गर्दभ् શબ્દ બનેછે, તેના પ્ર૦ ના એ. વ. મા गर्दभ्+स् ૫૭ स् નો લોપ થઇ गर्दभ् થઈ, પછી ૬૧ પૃ૦ ૭. નિયમનો બીજો ભાગ લાગુ પડયો, કેમકે गर्दभ् એ ધાતુમા दभ् એ એકાચ્ द् થી શરૂ થાયછે અને એને અન્તે भ् એ વર્ગીય ચોથો અક્ષર છે અને એ પદને અન્તે છે, માટે નિયમ લાગુ પડી द् નો ध् થઇ गर्धभ् પ્ર૦ એ. વ. રૂપ સિદ્ધ થાય છે.

૮. શબ્દ અથવા પદની અસિદ્ધ અવસ્થામાં न् અથવા म् આવે તો श्, ष्, स्, અને ह् પર છતાં તેનું અનુસ્વાર થાય અને તેની (न् કે म् ની) પછી આ વ્યંજનો તથા અનુનાસિક શિવાય કોઈ વ્યંજન આવે તો તેને બદલે તે વર્ગનો અનુનાસિક થાય.

પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | हन्मि | हन्वः | हन्मः |
| ૨ જો ,, | हंसि | हथः | हथ |
| ૩ જો ,, | हन्ति | हतः | घ्नन्ति |

આ રૂપોમાં न् નો ૨. પુ. દ્વિ. વ., ૩. પુ. દ્વિ. વ., અને ૨. પુ. બ. વ. માં લોપ થયો છે; કારણ કે પ્રત્યયો અવિકારક છે અને અંતઃસ્થ કે અનુનાસિક શિવાયના વ્યંજનથી શરૂ થાયછે. सि પૂર્વે न् નું (૮. પ્રમાણે) અનુસ્વાર થયું છે. अन्ति સ્વરાદિ અવિકારક પ્રત્યય હોવાથી તેની પહેલાં हन् ના ઉપાન્ત્ય अ નો લોપ થયો છે, અને हन्+अन्ति મળીને ૨. ૪. પ્રમાણે घ्नन्ति રૂપ સિદ્ધ થયું.

જ્યારે અમુક પ્રસંગે આ ધાતુને આત્મનેપદ પ્રત્યયો લાગેછે ત્યારે વર્તમાનકાળનાં રૂપો નીચે પ્રમાણે થાયછે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | घ्ने | हन्वहे | हन्महे |
| ૨ જો ,, | हसे | घ्नाथे | हध्वे |
| ૩ જો ,, | हते | घ्नाते | घ्नते |

ઉપર પ્રમાણે અંતઃસ્થ કે અનુનાસિક શિવાયના વ્યંજન પર છતાં न् નો લોપ થયો છે અને સ્વર પર છતાં अ નો લોપ થઈ ह નો घ થયો છે.

**આજ્ઞાર્થ. પરસ્મૈપદ. ૩. પુ. हन्तु–हताम्–घ्नन्तु. ૨. પુ. એ. વ. जहि. ૧. પુ. એ. વ. हनानि.**

**આત્મનેપદ. ૩. પુ. हताम्–घ्नाताम् વિગેરે.**

૩. ईश् અને ईड् ધાતુમાં स् અને ध्व् થી શરૂ થતા પ્રત્યયો પહેલાં इ મૂકાય છે, પણ હ્યસ્તનભૂતકાળના બીજા પુરૂષના બહુવચનમાં इ મૂકવામાં આવતી નથી.

૧. व्रश्च्, भ्रस्ज्, सृज्, मृज्, यज्, राज्, भ्राज्, અને शान्त અને छान्त (જે ધાતુઓને છેડે श् હોય અને જેને છેડે छ् હોય એવા) ધાતુઓના અન્ત્યાક્ષરનો અંતઃસ્થ અથવા અનુનાસિક શિવાય કોઈપણ વ્યંજન પર છતાં અથવા પદાન્તે ष् થાયછે.

ईश् આત્મનેપદ. વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ईशे | ईश्वहे | ईश्महे |
| ૨ જો ,, | ईशिषे | ईशाथे | ईशिध्वे |
| ૩ જો ,, | ईष्टे | ईशाते | ईशते |

ते પહેલાં ईश् ના श् નો ૧. પ્રમાણે ष् થયો, પછી દન્ત્ય त् નો ट् થઈ, ते નો टे થયો એટલે ईष्टे રૂપ સિદ્ધ થયું. से અને ध्वे ની પૂર્વે ई મૂકવાથી ईशिषे અને ईशिध्वे રૂપો બન્યાં.

આજ્ઞાર્થ. ૩. પુ. ईष्टाम्–ईशाताम्–ईशताम्. ૧. પુ. ईशै, વિગેરે.

૪. मृज् ધાતુનો ઉપાન્ત્ય ऋ વિકારક પ્રત્યય પર છતાં વૃદ્ધિ પામેછે, અને અવિકારક સ્વરાદિપ્રત્યય પર છતાં વિકલ્પે વૃદ્ધિ પામેછે.

मृज् વર્તમાન.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | मार्ज्मि | मृज्वः | मृज्मः |
| ૨ જો ,, | मार्क्षि | मृष्ठः | मृष्ठ |
| ૩ જો ,, | मार्ष्टि | मृष्टः | मृजन्ति-मार्जन्ति |

આ ધાતુના અન્ત્ય ज् નો ति, तस् વિગેરે પ્રત્યય પર છતાં ૧. પ્રમાણે ष् થયો. એટલે मार्ष्टि, मृष्टः વિગેરે રૂપો સિદ્ધ થયાં. ઉપલા નિયમ પ્રમાણે એકવચનનાં રૂપોમાં ऋ ની વૃદ્ધિ થઈ आर् થયો છે, અને ૩. પુ. બ. વ. માં વિકલ્પે વૃદ્ધિ થઈ છે. सि પર છતાં ज् નો ૧. પ્રમાણે ष् થયો અને ष् નો ૬૦ પૃ૦ ૪. પ્રમાણે क् થયો અને सि નો षि થયો એટલે मार्क्षि રૂપ સિદ્ધ થયું.

આજ્ઞાર્થ. ૩. પુ. मार्ष्टु–मृष्टाम्–मृजन्तु અથવા मार्जन्तु.

૨. પુ. એ. વ. मृड्ढि. આ રૂપમાં ૬૦ પૃ૦ ૧. પ્રમાણે हि પ્રત્યયનો धि થયો, मृज् ના ज् નો ૧. પ્રમાણે ष् થયો અને ष् નો ૬૧ પૃ૦ ૬ પ્રમાણે ड् થયો.

૫. वश् ધાતુના व् નો અવિકારક પ્રત્યય પૂર્વે उ થાયછે.

પરસ્મૈપદ. વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | वश्मि | उश्वः | उश्मः |
| ૨ જો ,, | वक्षि | उष्ठः | उष्ठ |
| ૩ જો ,, | वष्टि | उष्टः | उशन्ति |

આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. उड्ढि.

वश्+ति–वष्+ति ૬૪ પૃ૦ ૯. પ્રમાણે–वष्+टि માર્ગોપ૦ ૨૦ પૃ૦*નોધ પ્રમાણે–वष्टि; वश्+सि–वष्+सि ૬૪ પૃ૦ ૯. પ્રમાણે–वक्+सि ૬૦ પૃ. ૪. પ્રમાણે वक्+षि–वक्षि; उष्टः વિગેરે ઉપલા નિયમ પ્રમાણે.

वश्+धि ૬૦ પૃ૦ ૧. પ્રમાણે–उश्+धि–उष्+धि–उष्+ढि માર્ગોપ૦ ૨૦ પૃ૦ *નોધ પ્રમાણે–उड्ढि ૬૧ પૃ૦ ૬. પ્રમાણે.

૬. शास् ધાતુના आ નો વ્યંજનાદિ અવિકારક પ્રત્યય પર છતાં इ થાયછે.

૭. शास्, जक्ष्, चकास्, दरिद्रा, અને जागृ એ ધાતુને ત્રીજા પુરૂષના બહુવચનનો પ્રત્યય લગાડતાં તેનો न् લોપાય છે.

शास् નું આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. નું રૂપ शाधि છે, અને चकास् નું चकाद्धि અથવા चकाधि છે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | शास्मि | शिष्वः | शिष्मः |
| ૨ જો ,, | शास्सि | शिष्ठः | शिष्ठ |
| ૩ જો ,, | शास्ति | शिष्टः | शासति |

शास्+तस्–शिस्+तस् ઉપલા ૬. પ્રમાણે–शिष्+तस् स् નો ष् થવાથી*–शिष्+टस् માર્ગોપ૦ ૨૦ પૃ૦ * નોધ પ્રમાણે–शिष्टः; शास्+अति ઉપલા ૭. પ્રમાણે પ્રત્યય अति છે, अन्ति નથી–शासति.

**जागृ. પ. जागर्ति–जागृतः–जाग्रति; આજ્ઞાર્થ. ૨. પુ. એ. વ. जागृहि; ૧. પુ. એ. વ. जागराणि.**

૮. दरिद्रा ધાતુના અન્ત્ય आ નો સ્વરાદિ અવિકારક પ્રત્યય પર છતાં લોપ થાયછે, અને વ્યંજનાદિ અવિકારક પ્રત્યય પર છતાં इ થાય છે.

---

* शास्, वस्, અને घस् ધાતુના स् ની પૂર્વે अ અથવા आ શિવાય કોઇ પણ સ્વર અથવા क् વર્ગનો કોઈ પણ વ્યંજન આવે તો તેનો ष् થાયછે.

३. પુ. दरिद्राति–दरिद्रितः–दरिद्रति. વિગેરે.

૯. विद् ધાતુનાં આજ્ઞાર્થ રૂપ विदाम् ને कृनां આજ્ઞાર્થ રૂપ લગાડવાથી વિકલ્પે થાયછે.

આજ્ઞાર્થ. ૩. પુ. वेत्तु, विदांकरोतु–वित्ताम्, विदांकुरुताम्–विदन्तु, विदांकुर्वन्तु વિગેરે.

વર્તમાન. ૩. પુ. वेत्ति–वित्तः–विदन्ति વિગેરે.

૧૦. જો કોઈ સંયુક્ત વ્યંજનનો પહેલો અક્ષર स् કે क् હોય તો તે स् અથવા क् નો અંતઃસ્થ અથવા અનુનાસિક શિવાય કોઈ પણ વ્યંજન પર છતાં અથવા પદાન્તે લોપ થાયછે.

चक्ष्+ते આમાં क्ष એ સંયુક્તવ્યંજન છે, એનો પહેલો અક્ષર क् છે અને એની પછી ते પ્રત્યય આવ્યો છે તેમાંનો त् અંતઃસ્થ અથવા અનુનાસિક શિવાયનો વ્યંજન છે માટે क् લોપાયછે, એટલે चष्+ते થયું. પછી चष्+ते નું માર્ગોપ૦ ૨૦ પૃ૦ *નોધ પ્રમાણે चष्टे રૂપ સિદ્ધ થયું. એટલે રૂપો નીચે મુજબ થયાં.

चक्ष् આત્મનેપદ. વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | चक्षे | चक्ष्वहे | चक्ष्महे |
| ૨ જો „ | चक्षे | चक्षाथे | चड्ढ्वे |
| ૩ જો „ | चष्टे | चक्षाते | चक्षते |

चक्ष्+ध्वे–૧૦. પ્રમાણે चष्+ध्वे—માર્ગોપ૦ ૨૦ પૃ૦ *નોધ પ્રમાણે चष्+ढ्वे—અને ૬૧ પૃ૦ ૬. પ્રમાણે चड्ढ्वे.

આજ્ઞાર્થ. ૩. પુ. चष्टाम्—चक्षाताम् વિગેરે.

द्विष् વર્તમાનકાળ. ૩. પુ. એ. વ. द्वेष्टि. વિગેરે.

दिह् પરસ્મૈપદ. વર્તમાનકાળ. ૩. પુ. એ. વ. देग्धि. વિગેરે.

---

सविता वै प्रसवानामीष्टे * ।
गोपः सायं धेनूर्दोग्धि† पयः ।

---

* ईश् ધાતુના કર્મને છઠ્ઠી વિભક્તિ વપરાયછે. † ૪ પૃ૦ † નોધ જુઓ.

अधुनाखिलं भरतवर्षं महाप्रतापा आङ्ग्लभौमाः प्रशासति ।

तस्मिन्पुष्पे भ्रमरी मधु लीढः ।

अग्निमीडे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ।

योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मस्तं घ्नन्त्विमान्यस्माभिः पठ्यमानानि मन्त्राक्षराणि ।

हे जगन्नाथाखिलस्यैतस्य वस्तुजातस्य त्वमीशिषे ।

हे दीनबन्धो यद्यन्मे नम्रस्य पापं भवेत्तत्तत्प्रतिजहि ।

शत्रुं हन्तुं शरान्विषेण देग्धि ।

आचक्ष्व क्क मामेकाकिनीमत्र विहायाकरुण यासि ।

यं मां धर्ममाचष्टे* तमेव प्रत्यहमाचरामि ।

वत्से न युक्तं ते मङ्गलकाले रोदितुं प्रमृड्ढ्यश्रूणि । अथवा सख्यौ प्रमृष्टाम् ।

भाष्यकृत्पतञ्जलिः कात्यायनस्य वचनानि विस्तरतो व्याचष्टे ।

शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ।

शास्त्यरीन्धर्ममाशास्ते कीर्तिमाशंसते पराम् ।
स शंसति सतां वृत्तं विशसत्युत्पथास्थितान् ।
ईट्टे त्रिविष्टपास्थाने तत्कीर्तिं वासवः स्वयम् ।
ईडयन्ति नरेन्द्राश्च भूमावुद्भूतविस्मयाः ॥
या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥
य एनं † वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥
करोति पापं योऽज्ञानान्नात्मनो वेत्ति च क्षयम् ।
प्रद्वेष्टि साधुवृत्तांश्च स लोकस्यैति वाच्यताम् ॥
प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम् ।
न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः ॥

---

* ૪ પૃ૦ † નોધ જુઓ. † આ આત્માને લાગુ પડેછે.

૧. દહાડામાં કેટલીવાર તું ગાયો દોહે છે (दुह्)?

૨. તે ભમરાને ફૂલપરથી હાંકી ન મૂકો, તે પુષ્પરસ ચાટે (लिह्).

૩. જેઓ અવિચારથી પ્રાણીઓને મારેછે (हन्) તેઓ કદી સુખ ભોગવતા નથી.

૪. શેહેરના લોકો, જ્યારે જ્યારે પોતાના રાજાઓ શેરીઓમાં પ્રવેશ કરેછે ત્યારે ત્યારે તે શેરીઓને વાળી સાફ કરે છે (सम्+मृज्).

૫. રાતને છેલ્લે પહોરે ઋષિના શિષ્યો જાગેછે (जागृ) અને વેદો ભણે છે.

૬. મગધનું મુખ્ય શેહેર રાજગૃહ કે પાટલીપુત્ર હતું તે અમે જાણતા નથી (विद्).

૭. સજ્જનોને મા ધિક્કારો (द्विष्).

૮. રાણી અને તેના વંશજો આપણા પર ચિરકાળ રાજ કરો (शास्).

૯. આપ સાહેબ આ સૂત્ર સમજાવે (वि+ आ+चक्ष्).

---

## શબ્દકોશ ૯.

### બીજા ગણના ધાતુ.

ईड् આ. વખાણવું.
ईश् આ. ધણી થવું, રાજ કરવું.
चकाश् પ. પ્રકાશવું.
*चक्ष् આ. બોલવું ; आ જોડે, કહેવું; वि+आ જોડે, સમજાવવું.
जागृ પ. જાગવું.
दरिद्रा પ. ગરીબ થવું.
दिह् ઉ. લેપ કરવો.
द्विष् ઉ. ધિક્કારવું, દ્વેષ કરવો.
मृज् પ. લોહોવું, માજવું, સાફ કરવું; प्र જોડે, સાફ કરી નાખવું; सम् જોડે, વાળવું.
लिह् ઉ. ચાટવું.
वश् પ. ઇચ્છવું, પ્રકાશવું.
+विद् પ. જાણવું.
शास् પ. રાજ કરવું, નિયમમાં મૂકવું, નિયમિત કરવું.
हन् પ. મારવું.

---

* ગણકાર્યવિશિષ્ટ કાળોમાં અને પરોક્ષભૂતકાળમાં ન વપરાયછે. ગણકાર્યરહિત કાળમાં તેને સ્થાને ख्या ઉ. આદેશ થાયછે, અને પરોક્ષ ભૂ. કા.માં ख्या આદેશ વિકલ્પે થાયછે.

+ આ ધાતુનાં વર્તમાનકાળનાં રૂપો ધાતુને પરોક્ષ ભૂ. કા. ના પ્રત્યયો લગાડવાથી પણ થાયછે, જેમકે वेद-विदतुः-विदुः વિગેરે. (૧૩. પાઠ જુઓ.)

अकरुण પુ. સ્ત્રી. ન. (अ નહીં, અને करुणा સ્ત્રી.) નિર્દય, દયારહિત.

आत्मघातक પુ. ન. (आत्मन् પોતે, અને घातक મારનાર) પોતાનો નાશ કરનાર.

आत्महित ન. (आत्मन् પોતે અને हित ભલું) પોતાનું ભલું.

इन्द्रियसौष्ठव ન. (इन्द्रिय ન. અવયવ અથવા ઇન્દ્રી, અને सौष्ठव ન. ખુબસુરતી) રૂપવાળો ઘાટ, આરોગ્ય શરીર.

ईडु ૧૦ ગ. વખાણવું.

उत्पथास्थित પુ. સ્ત્રી. ન. (उत्पथ પુ. ખોટો રસ્તો, દોષવાળો માર્ગ, आस्थित आ+स्था નો ભૂ. કૃ. પ્રાપ્ત થયલું) ખોટે રસ્તે ગયલું.

उद्भूताविस्मय પુ. સ્ત્રી. ન. (उद्भूत उद्+भू 'ઉત્પન્ન થવું' નો ભૂ. કૃ.) જેનામાં અચંબો ઉત્પન્ન થયો છે તે.

उभ સર્વ. બન્ને.

कात्यायन પુ. મોટા વૈયાકરણનું નામ છે.

क्षय પુ. નાશ.

जगन्नाथ પુ. (जगत् ન. દુનીઆ, સંસાર, અને नाथ પુ. ધણી) જગતનો ધણી.

तत्कीर्ति સ્ત્રી. તેની આબરૂ.

त्रिविष्टपास्थान ન. (त्रिविष्टप ન. સ્વર્ગ, आस्थान ન. સભા) દિવ્ય સભા, દેવોની સભા.

दीनबन्धु પુ. (दीन પુ. સ્ત્રી. ન. ગરીબ, बन्धु પુ. ભાઈ) ગરીબનો ભાઈ, પરગજુ.

देव પુ. સ્ત્રી. ન. પ્રકાશિત.

नम्र પુ. સ્ત્રી. ન. ગરીબ સ્વભાવનું, વિનયી.

नरेन्द्र પુ. રાજા.

पठ्यमान (पठ् ૧ ગ. 'વાંચવું' મોઢે ભણીજવું 'નો કર્મણિ વ. કૃ.) વંચાતું, પઢાતું, મોઢે ભણાતું.

पतञ्जलि પુ. મહાભાષ્યનામના મોટા વ્યાકરણગ્રન્થનો કર્તા.

पुरोहित પુ. ગોર, કુળગોર.

प्रपन्न પુ. સ્ત્રી. ન. (प्र+पद्नो ભૂ. કૃ.) શરણે થયલું.

प्रसव પુ. જે કંઈ ઉત્પન્ન થયું હોય તે, પાક.

भाष्यकृत् પુ. ભાષ્ય અથવા અર્થ સમજાવનારા વ્યાકરણગ્રન્થનો કર્તા, ટીકાકાર.

मङ्गलकाल પુ. (मङ्गल ન. કોઈપણ શુભવસ્તુ, અને काल પુ. વખત) શુભ અવસર.

मन्त्राक्षर ન. પવિત્ર અથવા વૈદિક કવિતાનો બોલ.

वस्तुजात ન. (वस्तु ન. અને जात ન. સમુદાય) વસ્તુસમુદાય, વસ્તુનો જથો.

वाच्यता સ્ત્રી. નિન્દાને પાત્રતા, ઠપકો દેવાલાયકપણું.

वासव પુ. ઇન્દ્રદેવ.

विस्तरतः क्रि. વિ. વિસ્તારથી, વિગતવાર, તફસીલવાર.
विहाय (वि+हा 'છોડવું' નો અવ્યયરૂપ ભૂ. કૃ.) છોડી દઈને.
शंस् आ જોડે ૧ ગ. આ. આશા રાખવી.
शस् ૧ ગ. પ. वि જોડે, મારવું, નાશ કરવો.
शास् ૨ ગ. આ. आ જોડે, ઇચ્છવું.
संयमिन् પુ. જેણે બધી ઇન્દ્રીઓ વશ કીધી છે એવો ઋષિ, યોગી.
सर्वभूतानि ન. પ્ર. અને દ્વિ. નું બ. વ. સઘળી હયાત ચીજો.
सवितृ પુ. સૂર્ય.
साधुवृत्त પુ. સ્ત્રી. ન. (साधु પુ. સ્ત્રી. ન. સારૂં, અને वृत्त ન. વર્તણુક) સદાચારી.
सायम् અં. સાંજરે.
हन्तृ પુ. સ્ત્રી. ન. મારી નાખનાર.

---

અવિચારથી रभसात्, मोहात् क्रि. વિ.
આપસાહેબ भगवान् અથવા भवान् પ્ર. એ. વ.
કદી નહીં न कदा.
કેટલીવાર कतिकृत्वः અ.
છેલ્લું चरम પુ. સ્ત્રી. ન.
જ્યારે જ્યારે यदा यदा—तदा तदा.
પહોર तुरीयो भागः, याम પુ.
પાટલિપુત્ર (મગધદેશમાં એક શેહેરનું નામ છે) पाटलिपुत्र ન.
ભણવું पठ् ૧ ગ. પ.
ભમરો भ्रमर પુ.
મુખ્ય શેહેર राजधानी સ્ત્રી.
મગધ (અમુક દેશ અથવા ત્યાંના લોકનું નામ) मगधाः પુ. (બ. વ. માં વપરાય છે).
રાજગૃહ (મગધદેશમાં એક શેહેરનું નામ છે) राजगृह ન.
વંશજ वंश्य પુ. સ્ત્રી. ન., कुलज, અથવા वंशज પુ. સ્ત્રી. ન.
શેરી रथ्या સ્ત્રી.
સૂત્ર सूत्र ન.
હાંકી મૂકવું नुद् ૧૦ ગ. प्र જોડે.

---

# પાઠ ૧૦.

## બીજો ગણ (જારી).

### હ્યસ્તનભૂતકાળ.

૧. હ્યસ્તનભૂતકાળના બીજા અને ત્રીજા પુરૂષના એકવચનના પ્રત્યયો स् અને त् ની પૂર્વે વ્યંજન આવે તો તેઓનો લોપ થાયછે.

૨. અનુનાસિક શિવાય કોઈ વ્યંજન પદને અન્તે આવે તો તેને સ્થાને તે વર્ગનો પહેલો કે ત્રીજો વર્ણ થાય, અને ष् નો ट् અથવા ड् થાય.

અ. लिह् ધાતુના હ્યસ્તનભૂતકાળના ત્રીજા પુરૂષના એકવચનમાં પ્રથમ તો अलिह्+त् થયું, પછી ૬૫ પૃ० ६. પ્રમાણે अलेह्+त् થયું, त् નો ७० પૃ० १. પ્રમાણે લોપ થયો એટલે अलेह् રહ્યું, હવે ૫૯ પૃ० १. પ્રમાણે ह् નો ढ् થયો એટલે अलेढ् થયું અને ઉપલા નિયમ ૨. પ્રમાણે अलेट् અથવા अलेड् થયું. એવીજ રીતે બીજા પુરૂષના એકવચનનો પ્રત્યય स् લોપાયછે અને ત્રીજા પુરૂષના એકવચનના રૂપમાં જે નિયમો લાગ્યા તેજ નિયમપ્રમાણે अलेट् અથવા अलेड् સિદ્ધ થાયછે એટલે રૂપો નીચે પ્રમાણે છે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलेहम् | अलिह्व | अलिह्म |
| ૨ જો ,, | अलेट्-ड् | अलीढम् | अलीढ |
| ૩ જો ,, | अलेट्-ड् | अलीढाम् | अलिहन् |

अलीढाम् વિગેરે રૂપો लीढः વર્તમાનકાળ ૩. પુ. દ્વિ. વ. પ્રમાણે સિદ્ધ થાયછે તેને માટે છેલ્લો પાઠ જુઓ.

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलिहि | अलिह्वहि | अलिह्महि |
| ૨ જો ,, | अलीढाः | अलिहाथाम् | अलीढ्वम् |
| ૩ જો ,, | अलीढ | अलिहाताम् | अलिहत् |

આ. अदुह्+त्—अदोह्+त् ६५ પૃ० ६. પ્રમાણે—अदोह् ७० પૃ० १. પ્રમાણે अदोघ् ६१ પૃ० ५. પ્રમાણે—अधोघ् ६१ પૃ० ७. પ્રમાણે—अधोक् અથવા अधोग् ઉપલા ૨. પ્રમાણે. એજપ્રમાણે જ્યારે स् પ્રત્યય લાગેછે ત્યારે अधोक् અથવા अधोग् રૂપ સિદ્ધ થાયછે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अदोहम् | अदुह्व | अदुह्म |
| ૨ જો ,, | अधोक्-ग् | अदुग्धम् | अदुग्ध |
| ૩ જો ,, | अधोक्-ग् | अदुग्धाम् | अदुहन् |

આત્મનેપદ ૩. પુ. अदुग्ध—अदुहाताम्—अदुहत; ૨. પુ. એ. વ. अदुग्धाः અહિં थ् નો ૫૯ પૃ० ૨. પ્રમાણે ध् થયો છે.

૪. अहन् +त्–अहन् ૭૦ પૃ૦ ૧. પ્રમાણે; अहन्+ताम् (દ્વિ. વ.) ૬૨ પૃ૦ ૨. અ. પ્રમાણે न् લોપાયછે એટલે अहताम्; अहन्+अन् (બ.વ.) अहन्+अन् ૬૨ પૃ૦ ૨. અ. ના છેલ્લા ભાગમાં કહ્યા પ્રમાણે—अघ्नन् ૬૨ પૃ૦ ૨. ૪. પ્રમાણે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अहनम् | अहन्व | अहन्म |
| ૨ જો „ | अहन् | अहतम् | अहत |
| ૩ જો „ | अहन् | अहताम् | अघ्नन् |

આત્મનેપદ ૩. પુ. अहत–अघ्नाताम्–अघ्नत. વિગેરે.

૪. अमृज्+त्–अमार्ज्+त् ૬૪ પૃ૦ ૪. પ્રમાણે–अमार्ज् ૭૦ પૃ૦ ૧. પ્રમાણે–अमार्ष् ૬૪ પૃ૦ ૯. પ્રમાણે—*अमार्ट्–ड् ૭૧ પૃ૦ ૨. પ્રમાણે. એજ પ્રમાણે ૨. પુ. એ. વ. अमार्ट्–ड् રૂપ સિદ્ધ થાયછે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अमार्जम् | अमृज्व | अमृज्म |
| ૨ જો „ | अमार्ट्–ड् | अमृष्टम् | अमृष्ट |
| ૩ જો „ | अमार्ट्–ड् | अमृष्टाम् | अमृजन्–अमार्जन् |

૧. विद्, जागृ, शास्, जक्ष्, चकास् અને दरिद्रा એ ધાતુઓનો હ્યસ્તનભૂતકાળનો ૩. પુ. બ. વ. નો પ્રત્યય उस् છે.

द्विष्‌ને એ પ્રત્યય વિકલ્પે લાગેછે.

૨. ધાતુના અન્ત્ય द् નો હ્યસ્તનભૂતકાળના બીજા પુરૂષના એકવચનમાં વિકલ્પે र् અથવા વિસર્ગ થાયછે.

આ નિયમ પ્રમાણે अवेद्+स् નું अवेत्–द् અથવા अवेः થાયછે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अवेदम् | अविद्व | अविद्म |
| ૨ જો „ | अवेः–अवेत्–द् | अवित्तम् | अवित्त |
| ૩ જો „ | अवेत्–द् | अवित्ताम् | अविदुः |

૨. અન્ત્ય સ્વરનો उस् પર છતાં ગુણ થાયછે.

जागृ–પરસ્મૈપદ હ્યસ્તનભૂતકાળ ૩. પુ. अजागः–अजागृताम्–अजागरुः વિગેરે. अजागृ+त्—अजागर्+त्–અને ૭૦ પૃ૦ ૧. પ્રમાણે अजागर्—अजागः

* र् પહેલો વર્ણ હોય એવો સંયુક્ત વ્યંજન પદને અન્તે આવે તો તેના છેલ્લા વ્યંજનનો લોપ થતો નથી. પણ જો र् પહેલો વર્ણ અને स् છેલ્લો વર્ણ એવો સંયુક્ત વ્યંજન પદને અન્તે હોય તો स् લોપાયછે.

૪. ધાતુના અન્ત્ય स् નો त् પ્રત્યય પર છતાં त् અથવા द् થાયછે, અને स् પ્રત્યય પર છતાં વિકલ્પે त् અથવા द् થાયછે.

शास् પરસ્મૈપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अशासम् | अशिष्व | अशिष्म |
| ૨ જો ,, | अशाः—अशात्—द् | अशिष्टम् | अशिष्ट |
| ૩ જો ,, | अशात्—द् | अशिष्टाम् | अशासुः |

अशास्+त्, त् નો લોપ થયો એટલે अशास् થયું, અને ઉપલા ૪. નિયમ પ્રમાણે अशात्-द् રૂપ સિદ્ધ થયાં.

ईश् આ. હ્યસ્તનભૂતકાળ ૩. પુ. ऐष्ट—ऐशाताम्—ऐशत ; ૨. પુ. બ. વ. ऐड्ढ्वम्.

श् નો ६४ પૃ० ९. પ્રમાણે ष् થયો અને ष्नो ६१ પૃ० ६. પ્રમાણે ड् થયો અને ध्वम् નો ढ्वम् થયો.

वश् પ. હ્યસ્તનભૂતકાળ. ૩. પુ. अवट्—औष्टाम्-औशन्. ताम् વિગેરે પ્રત્યય પર છતાં व् નો उ થયો અને आ આગમ પૂર્વે મૂકી आ+उ ને સ્થાને उ ની વૃદ્ધિ औ થઈ.

## વિધ્યર્થ.

### दुह्.

| | પરસ્મૈપદ. એ.વ. | દ્વિ.વ. | બ.વ. | આત્મનેપદ. એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|---|---|---|
| ૧લો પુ. | दुह्याम् | दुह्याव | दुह्याम | दुहीय | दुहीवहि | दुहीमहि |
| ૨જો ,, | दुह्याः | दुह्यातम् | दुह्यात | दुहीथाः | दुहीयाथाम् | दुहीध्वम् |
| ૩જો ,, | दुह्यात् | दुह्याताम् | दुह्युः | दुहीत | दुहीयाताम् | दुहीरन् |

हन् ૩. પુ. हन्यात्—हन्याताम्—हन्युः આ. ૩. પુ. घ्नीत—घ्नीयाताम्—घ्नीरन्.

शास् પ. ૩. પુ. शिष्यात्—शिष्याताम्—शिष्युः.

---

सायं प्रातर्धेनुमग्निहोत्रायाधोगृषिः ।
दण्डकायां वसन्तौ रामलक्ष्मणौ रक्षसां सहस्राण्यहताम् ।
चाणक्योऽकिंचनो ब्राह्मणो नन्दानद्बुद्धिप्रभावाच्च तानहन् । ते-
षां च राज्यं चन्द्रगुप्तो नाम नृपतिश्चाणक्यस्य शिष्योऽशात् ।
देवानां संदेशं हरन्नलो दमयन्त्या अन्तःपुरं प्राविशत् । प्रविशन्तं
च तं देवानां वराद्रक्षितारो नाविदुः ।
केचिद्बटवस्तडागस्य तटमुपगता लोष्टैर्भेकानभ्यघ्नन् ।
स राजा दिग्विजयादारभ्यात्मनः सर्वं वृत्तान्तं गन्धर्वकन्याया*
आचष्ट ।
यथा पाण्डवा रणे नास्मान्हन्युस्तथा क्रियताम् ।
कश्चित्कुक्कुरो यज्ञमण्डपं गतो हवींष्यवालेट् । तत्रर्त्विजस्तमाघ्न-
न्सर्वं च समुपाहृतं यज्ञियं द्रव्यं त्यक्त्वा मण्डपं सममार्जन् ।
राजानो धर्मेण वसुधां शिष्युः ।

---

१. નન્દવંશના રાજાઓ પછી મૌર્યવંશના રાજાઓએ પૃથ્વીપર રા-જ્ય કર્યું ( शास् ).

२. કલિઙ્ગના જોદ્ધાઓએ અમને નીચે પ્રમાણે કહ્યું (चक्ष्).

જે અઙ્ગલોકો અમને ઘણા વખત થયાં ધિક્કારતા હતા ( द्विष् ) તેઓ-એ અમારા મુલકપર હુમલો કર્યો. અમે તેઓની સાથે લડાઈ લડ્યા અને તેઓના સરદારોને માર્યા ( हन् ). તેઓનો રાજા આ જાણતો ન હોતો ( विद् ). અને તેથી તે લડાઈની જગ્યાએ જાતે આવ્યો. પણ પોતાના માણસોને મુએલાં જોઈને તે પોતાને મુલક પાછો ફર્યો.

३. તમે કઈ કાલે ગાયો દોહી ( दुह् ) ?

४. હરિ આખી રાત વેદ ભણતો જાગતો હતો ( जागृ ).

५. માણસે દરરોજ સવારે પોતાનું મોઢું સાફ કરવું જોઈએ ( प्र + मृज् ).

---

* २८ પૃ० * નોંધ જુઓ.

## શબ્દકોશ ૧૦.

अग्निहोत्र न. અગ્નિદેવતાનો યજ્ઞ, અગ્નિદેવતાને આપેલો યજ્ઞ.
कुक्कुर પુ. કુતરો.
गन्धर्वकन्या સ્ત્રી. ગન્ધર્વની છોકરી.
चन्द्रगुप्त પુ. રાજાનું નામ છે.
चाणक्य પુ. પુરૂષનું નામ છે.
तट પુ. સ્ત્રી. ન. કિનારો, કોર.
दिग्विजय પુ. (दिश् સ્ત્રી. દિશા, विजय પુ. જીત) દિશાઓની અથવા બધા દેશની જીત.
द्रव्य ન. ચીજ, વસ્તુ.
नन्द પુ. રાજવંશનું નામ છે, એ વંશનો કોઈ પણ પુરૂષ.
बटु પુ. છોકરો.
भेक પુ. દેડકો.
मण्डप પુ. માંડવો.
यज्ञमण्डप પુ. યજ્ઞને માટે તૈયાર કરેલો માંડવો.
यज्ञिय પુ. સ્ત્રી. ન. યજ્ઞને લગતું, યજ્ઞસંબંધી.
रण ન. લડાઈ.
वसुधा સ્ત્રી. પૃથ્વી.
वृत्तान्त પુ. હેવાલ, બનાવ.
समुपाहृत (सम्+उप+आ જોડે हृ નો કર્મણિ ભૂ. કૃ.) એકઠું કીધેલું.
सहस्र ન. હજાર.
हन् अभि અથવા आ જોડે, મારવું.

---

અંગદેશ અથવા અંગલોકો अङ्गाः (બ. વ. માં વપરાય છે).
કલિઙ્ગદેશ અથવા કલિઙ્ગ લોકો कलिङ्गाः (બ. વ. માં વપરાય છે).
જાતે स्वयम् અ.
પાછા ફરવું नि+वृत् ૧ ગ. આ.
મુલક विषय પુ.
મૌર્યવંશ અથવા મૌર્યવંશનો કોઈ પણ પુરૂષ मौर्य પુ.
મોઢે ભણવું पठ् ૧ ગ. પ.
લડાઈની જગ્યા रणभूमि સ્ત્રી.
સરદાર चमूपति પુ., सेनापति પુ.
હુમલો કરવો अभि+इ ૧ ગ. પ.

---

## પાઠ ૧૧.

### ત્રીજો ગણ.

૧. આ ગણમાં પ્રારંભના વ્યંજનસહિત સ્વર બેવડાય છે, અને જો એકથી વધારે સ્વર હોય તો પ્રારંભના વ્યંજનસહિત પહેલો સ્વર બેવડાય છે; અને સ્વરાદિ ધાતુ હોય તો એકલો સ્વર બેવડાયછે. બેવડ થયા પછી ધાતુને પ્રત્યય લાગેછે.

૨. અ. દ્વિર્ભાવ અથવા બેવડના સામાન્ય નિયમો.

ધાતુના અઘોષમહાપ્રાણ (વર્ગીય બીજો અક્ષર) નો અભ્યાસમાં* અઘોષ અલ્પપ્રાણ (તેજ વર્ગનો પહેલો અક્ષર) થાયછે, અને ઘોષમહાપ્રાણ (વર્ગીય ચોથો અક્ષર) નો અભ્યાસમાં ઘોષઅલ્પપ્રાણ (તેજ વર્ગનો ત્રીજો અક્ષર) થાય છે.

ઉદાહરણ: फल् ધાતુનો દ્વિર્ભાવ ૭૫ પૃ૦ ૯. પ્રમાણે फफल् થયો, અને ઉપલા નિયમના પૂર્વભાગ પ્રમાણે पफल् થયો. ध्मा–ध्माध्मा–दध्मा ઉપલા નિયમના ઉત્તરભાગ ત. ૨. ઉ. પ્રમાણે; भी–भीभी–बिभी.

આ. ધાતુમાં કંઠસ્થાની અક્ષર હોય તો તેને બદલે ઉપરનો નિયમ ધ્યાનમાં રાખી તાલવ્ય અક્ષર મૂકવો, અને ह् ને બદલે ज् મૂકવો.

खन्–खखन् ૭૬ પૃ૦ ૧. પ્રમાણે—छखन् ૨. આ. પ્રમાણે—चखन् ૨. અ. પ્રમાણે हा–हाहा ૭૬ પૃ૦ ૧. પ્રમાણે—हहा ૨. ઉ. પ્રમાણે—जहा ઉપલા નિયમ પ્રમાણે.

ઇ. જો ધાતુને પ્રારંભે સંયુક્ત વ્યંજન હોય તો માત્ર પહેલા વ્યંજનનો સ્વરસહિત દ્વિર્ભાવ થાયછે.

ह्री–ह्रीह्री ઉપરના નિયમ પ્રમાણે—जिह्री ૨. આ. અને ૨. ઉ. પ્રમાણે.

ઈ. અપવાદ:—જો સંયુક્ત વ્યંજનનો પહેલો વર્ણ श्, ष्, કે स् હોય અને બીજો અઘોષ હોય તો અઘોષવર્ણ દ્વિર્ભાવ પામેછે, જેમ કે स्पर्श् નો દ્વિર્ભાવ पस्पर्श् થાયછે.

ઉ. ધાતુના દીર્ઘસ્વરનો અભ્યાસમાં હ્રસ્વસ્વર થાયછે, અને ऋ નો अ થાય છે, જેમ કે ह्री–जिह्री; दा–ददा; અને कृ–चकृ.

૩. ત્રીજા ગણના વિશેષ નિયમો:—

•मा, हा 'જવું,' भृ, पृ અથવા पॄ, અને ऋ• આ ધાતુના અભ્યાસના સ્વરનો इ થાયછે, અને निज्, विज्, અને विष् ધાતુઓનો અભ્યાસનો સ્વર ગુણ પામેછે.•

૪. ऋ ધાતુના અભ્યાસના इ નો इय् થાયછે (૧૩ પા. ૮. જુઓ).

૫. પરસ્મૈપદ અને આત્મનેપદ ત્રીજા પુરૂષના બહુવચનમાંથી न् નો લોપ થાયછે.

---

* દ્વિર્ભાવ કરતાં ધાતુની પૂર્વે જે અક્ષર મુકવામાં આવેછે તેને અભ્યાસ કહે છે; જેમકે मिमा, जिहा, पपा આમાં मि, जि, અને प ને અભ્યાસ કહેછે.

૬. હ્યસ્તનભૂતકાળના પરસ્મૈપદના ત્રીજા પુરૂષના બહુવચનનો પ્રત્યય उस् છે; અને તે પર છતાં ધાતુને છેડે आ હોય તો તે લોપાયછે, અને જો (હૃસ્વ કે દીર્ઘ) इ, उ, કે ऋ હોય તો તેનો ગુણ થાયછે (૭૨ પૃ૦ ૧. અને ૨. જોડે સરખાવો).

भृ પરસ્મૈપદ.

વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | बिभर्मि | बिभृवः | बिभृमः |
| ૨ જો ,, | बिभर्षि | बिभृथः | बिभृथ |
| ૩ જો ,, | बिभर्ति | बिभृतः | बिभ्रति |

હ્યસ્તનભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अबिभरम् | अबिभृव | अबिभृम |
| ૨ જો ,, | अबिभः | अबिभृतम् | अबिभृत |
| ૩ જો ,, | अबिभः | अबिभृताम् | अबिभरुः |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | बिभराणि | बिभराव | बिभराम |
| ૨ જો ,, | बिभृहि | बिभृतम् | बिभृत |
| ૩ જો ,, | बिभर्तु | बिभृताम् | बिभ्रतु |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | बिभृयाम् | बिभृयाव | बिभृयाम |
| ૨ જો ,, | बिभृयाः | बिभृयातम् | बिभृयात |
| ૩ જો ,, | बिभृयात् | बिभृयाताम् | बिभृयुः |

બિભૃ ૧., ૨ અ., અને ૩. પ્રમાણે વિકારક પ્રત્યય પર છતાં ગુણનો નિયમ યાદ રાખો (૧૫ પૃ૦ ૬.) बिभ्रति ૭૬ પૃ૦ ૫. પ્રમાણે.

હ્યસ્તનભૂતકાળ. ૩. પુ. એ. વ. अबिभृ+त्–अबिभर्त् ૧૫ પૃ૦ ૬. પ્રમાણે; अबिभर्–अबिभः ૭૦ પૃ૦ ૨. પ્રમાણે; ૩. પુ. બ. વ. अबिभरुः ૬ પ્રમાણે.

આત્મનેપદ વર્તમાનકાળ ૩. પુ. बिभृते बिभ्राते बिभ्रते
,, હ્યસ્તનભૂતકાળ ,, अबिभृत अबिभ्राताम् अबिभ्रत
ह्री ૫. વર્તમાનકાળ ૩. પુ. जिह्रेति जिह्रीतः जिह्रियति
( ૪૩ પૃ. ૨ પ્રમાણે )

,, હ્યસ્તનભૂતકાળ ,, अजिह्रेत् अजिह्रीताम् अजिह्रयुः (૬)

૭. मा અને हा 'જવું' એ ધાતુના અન્ત્ય સ્વરનો વ્યંજનાદિ અવિકારક પ્રત્યય પર છતાં ई થાયછે, અને સ્વરાદિ અવિકારક પ્રત્યય પર છતાં લોપ થાયછે.

| | | | |
|---|---|---|---|
| मा આ. વર્તમાનકાળ ૩. પુ. | मिमीते | मिमाते | मिमते |
| એજપ્રમાણે हा આ. 'જવું' ,, ,, | जिहीते | जिहाते | जिहते |
| હ્યસ્તન ભૂતકાળ ૩. પુ. | अमिमीत | अमिमाताम् | अमिमत |
| | अजिहीत | अजिहाताम् | अजिहत |

૭૬ પૃ૦ ૩. પ્રમાણે मा નો દ્વિર્ભાવ मिमा થયો, તે પ્રત્યય વ્યંજનાદિ અવિકારક હોવાથી मा ધાતુના आ નો ई થયો, અને એ પ્રમાણે मिमीते રૂપ સિદ્ધ થયું. आते, अते વિગેરે પ્રત્યયો પર છતાં પ્રત્યયો સ્વરાદિ અવિકારક છે માટે ધાતુના आ નો લોપ થાયછે.

૮. हा 'ત્યાગ કરવો' એ ધાતુના आ નો ઉપર કહ્યા પ્રમાણેજ ફેરફાર થાયછે, પણ ई નો વિકલ્પે હ્રસ્વ થઈ इ થાયછે. य् થી શરૂ થતા વિધ્યર્થના પ્રત્યયો પર છતાં આ ધાતુના आ નો લોપ થાયછે, અને આજ્ઞાર્થના બીજા પુરૂષના એકવચનમાં आ વિકલ્પે કાયમ રહેછે એટલે ત્યાં जहाहि, जहिहि, जहीहि એવાં ત્રણ રૂપ થાયછે.

हा 'ત્યાગ કરવો' પરસ્મૈપદ.

વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | जहामि | जहिवः—जहीवः | जहिमः—जहीमः |
| ૨ જો ,, | जहासि | जहिथः—जहीथः | जहिथ—जहीथ |
| ૩ જો ,, | जहाति | जहितः—जहीतः | जहति |

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| હ્યસ્તન ભૂ. કા. ૩ જો પુ. | अजहात् | अजहिताम्-अजहीताम् | अजहुः |
| આજ્ઞાર્થ „ | जहातु | जहिताम्-जहीताम् | जहतु |
| વિધ્યર્થ „ | जह्यात् | जह्याताम् | जह्युः |

૯. વ્યંજનાદિ અવિકારક પ્રત્યય પર છતાં भी નો ई વિકલ્પે હ્રસ્વ થાયછે.

૧. જો અંગ અનેકાચ્ હોય (એટલે જો તેમાં એક કરતાં વધારે સ્વર હોય) અને જો ધાતુના इ (હ્રસ્વ કે દીર્ઘ) ની પૂર્વે સંયુક્ત વ્યંજન આવ્યો હોય તો તે इ નો સ્વરાદિ અવિકારક પ્રત્યય પર છતાં य् થાયછે.

बिभी + अति = बिभ्यति કેમકે बिभी અંગમાં બે સ્વર હોવાને લીધે અનેકાચ્ છે; પણ जिह्री + अति નું जिह्रियति થાયછે, કેમકે ह्री માંના ई ની પૂર્વે સંયુક્ત વ્યંજન ह्र આવ્યો છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વર્તમાનકાળ | ૩. પુ. | बिभेति | बिभितः-बिभीतः | बिभ्यति | પરસ્મૈપદ. |
| હ્યસ્તનભૂતકાળ | „ | अबिभेत् | अबिभिताम्-अबिभीताम् | अबिभयुः | „ |
| આજ્ઞાર્થ | ૧ લો પુ. | बिभयानि | बिभयाव | बिभयाम | „ |

૧૦. અવિકારક પ્રત્યય પર છતાં दा અને धा એ બે ધાતુના અન્ત્ય સ્વરનો લોપ થાયછે, અને स्, ध्व, त्, અને थ् પર છતાં धा धत् રૂપ ધારણ કરેછે. પરસ્મૈપદી આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. નાં રૂપો देहि તથા धेहि થાયછે.

धा મૂકવું અથવા કરવું.

| | પરસ્મૈપદ. | | | આત્મનેપદ. | | |
|---|---|---|---|---|---|---|
| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
| વર્તમાન કાળ. | दधामि | दध्वः | दध्मः | दधे | दध्वहे | दध्महे |
| | दधासि | धत्थः | धत्थ | धत्से | दधाथे | धद्ध्वे |
| | दधाति | धत्तः | दधति | धत्ते | दधाते | दधते |
| હ્યસ્તન-ભૂ. કા. | अदधाम् | अदध्व | अदध्म | अदधि | अदध्वहि | अदध्महि |
| | अदधाः | अधत्तम् | अधत्त | अधत्थाः | अदधाथाम् | अधद्ध्वम् |
| | अदधात् | अधत्ताम् | अदधुः | अधत्त | अदधाताम् | अदधत |
| આજ્ઞાર્થ. | दधानि | दधाव | दधाम | दधै | दधावहै | दधामहै |
| | धेहि | धत्तम् | धत्त | धत्स्व | दधाथाम् | धद्ध्वम् |
| | दधातु | धत्ताम् | दधतु | धत्ताम् | दधाताम् | दधताम् |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| વિધ્યર્થ. | दध्याम् | दध्याव | दध्याम | दधीय | दधीवहि | दधीमहि |
| | दध्याः | दध्यातम् | दध्यात | दधीथाः | दधीयाथाम् | दधीध्वम् |
| | दध्यात् | दध्याताम् | दध्युः | दधीत | दधीयाताम् | दधीरन् |

अदद्ध्वम् વિગેરે રૂપોમાં त् નો द् થાયછે; કેમકે તેની પછી અનુનાસિક શિવાય ઘોષવ્યંજન આવેલોછે. अदधुः રૂપમાં आ નો ૭૭ પૃ० ૬. પ્રમાણે લોપ થયોછે. એ પ્રત્યય શિવાય આજ્ઞાર્થના પ્રથમપુરૂપના પ્રત્યયો आ થી શરૂ થાયછે એ વાત ધ્યાનમાં રાખવી.

दा નાં રૂપાખ્યાન આજ પ્રમાણે કરવાં.

૧૧. સ્વરાદિ વિકારક પ્રત્યય પર છતાં આ ગણમાં ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થતો નથી; જેમકે नेनिजानि આજ્ઞાર્થ ૧. પુ. એ. વ.

પરસ્મૈપદ. વર્તમાનકાળ ૩. પુ. नेनेक्ति–नेनिक्तः–नेनिजति;
આત્મનેપદ. नेनिक्ते–नेनिजाते–नेनिजते.

ति પર છતાં ज् નો क् થયોછે (આગીપ૦ ૭૮ પૃ०*નોધ પ્રમાણે.)

| | | | |
|---|---|---|---|
| પરસ્મૈપદ. હ્યસ્તનભૂ.કા.૧.પુ: | अनेनिजम् | अनेनिज्व | अनेनिज्म |
| આત્મનેપદ. ,, ,, | अनेनिजि | अनेनिज्वहि | अनेनिज्महि |
| પરસ્મૈપદ આજ્ઞાર્થ ,, ,, | नेनिजानि | नेनिजाव | नेनिजाम |
| આત્મનેપદ. ,, ,, | नेनिजै | नेनिजावहै | नेनिजामहै |

| | વર્તમાનકાળ. | | | હ્યસ્તનભૂતકાળ. | | |
|---|---|---|---|---|---|---|
| हु પ. ૩.પુ. | जुहोति | जुहुतः | जुह्वति | अजुहोत् | अजुहुताम् | अजुहवुः |

આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. जुहुधि આ રૂપમાં हि ને સ્થાને धि પ્રત્યય વિશેપ નિયમ પ્રમાણે આવ્યો છે.

हु ધાતુના उ નો સ્વરાદિ અવિકારક પ્રત્યય પર છતાં ૪૩ પૃ० ૨. પ્રમાણે उव् થતો નથી, પણ व् થાયછે.

| | વર્તમાનકાળ. | | | હ્યસ્તનભૂતકાળ. | | |
|---|---|---|---|---|---|---|
| मा આ. ૩. પું. | मिमीते | मिमाते | मिमते | अमिमीत | अमिमाताम् | अमिमत |
| ૭૮ પૃ० ૭ જુઓ. | | | | | | |
| हा ,, ,, | जिहीते | जिहाते | जिहते | अजिहीत | अजिहाताम् | अजिहत |
| पृ प. ,, | पिपर्ति | पिपृतः | पिप्रति | अपिपः | अपिपृताम् | अपिपरुः |
| पॄ ,, ,, | पिपर्ति | पिपूर्तः | पिपुरति | अपिपः | अपिपूर्ताम् | अपिपरुः |
| ऋ ,, ,, | इयर्ति | इयृतः | इय्रति | ऐयः | ऐयृताम् | ऐयरुः |

पॄ ધાતુના ऋ નો ૨ પૃ૦ ૮. પ્રમાણે उर् થાયછે. ऋ-ऋक ૭૫ પૃ૦ ૧. પ્રમાણે-इक ૭૬ પૃ૦ ૩. પ્રમાણે-इयृ ૭૬ પૃ૦ ૮. પ્રમાણે. આ+इयृ=ऐयृ.

विज् प. ३. पु. वेवेक्ति वेविक्तः वेविजति | अवेविजम् अवेविज्व अवेविज्म (१. पु.).

आ. „ वेविक्ते वेविजाते वेविजते
विष् { प. „ वेवेष्टि वेविष्टः वेविषति
आ. „ वेविष्टे वेविषाते वेविषते } વર્તમાનકાળ.

धान्यं मिमीते कुडवेन

अग्नौ समिधो जुहोत्यध्वर्युः।

यथा मे पिता धर्मं न प्रजहातु तथा मे वरं देहि।

येभ्यः सर्वे लोका अबिभयुस्तान्राक्षसानरण्ये रामोऽहन्।

भर्त्रा सह पितुः समीपं गच्छन्ती जिह्रेमीत्यवदच्छकुन्तला।

कृष्णश्चक्रमबिभर†र्जुनो गाण्डीवं दुर्योधनभीमसेनौ गदामबिभृता मन्ये सर्वे योधाः साधारणं धनुरबिभरुः।

ब्राह्मणोऽब्राह्मणो वा यः कोऽपि निर्धनोऽशक्तश्च भवेत्तस्मै धनं दत्त।

रामभार्यां जहाहि जहिहि जहीहीति त्रिर्बिभीषणो रावणमुपादिशत्।

यस्मिन्कन्यामलंकृत्य वरमाहूय तस्मै तां ददति स ब्राह्मो विवाह उत्तमफलकः।

हरिचरणयोः प्रक्षिप्तोऽयं पुष्पाणामञ्जलिर्नः कल्याणं विधत्ताम्।

पुरोहितास्तेषां गृहं गत्वा प्रथमं पादानवानेनिजुः पश्चात्समन्त्रकं कर्म व्यदधुः।

ददाति द्रविणं भूरि दाति दारिद्र्यमर्थिनाम्।
सोऽवदायति कीर्तिं च शिरोऽवद्यति विद्विषाम्॥*
संदधाति धनुर्ज्यायां यदैवेषून् रुषान्वितः।
तदैव तं भयाक्रान्ताः‡संधयन्ति धराधिपाः॥

---

* 'ભય પામવો' અને 'ભયમાંથી રક્ષણ કરવું' એ અર્થના ધાતુઓ (भी, त्रै અને સમાનાર્થ ધાતુઓ) પ્રયુક્ત હોય તો જ્યાંથી ભય ઉત્પન્ન થાયછે તે ભય હેતુ બતાવનાર શબ્દ પંચમી વિભક્તિમાં વપરાયછે.

† માર્ગોપ૦ ૭ પૃ૦ ‡ નોધ જુઓ.

न जहाति सदाचारं स सदा चारणस्तुतः ।
उज्जिहीते जगज्जित्वा तस्य कीर्तिः सुरालयम् ॥
न क्लाम्यति दिनं कृत्स्नं ददानोऽपि धनं बहु ।
न च क्रामति संग्रामे निघ्नन्गजघटाशतम् ॥
न्यायप्रवृत्तो नृपतिरात्मानमपि च प्रजाः ।
त्रिवर्गेणोपसंधत्ते निहन्ति ध्रुवमन्यथा ॥
अधर्मान्नात्रसः पाप लोकवादान्न चाबिभेः ॥
दैवाद्बिभीहि काकुत्स्थ जिह्रीहि त्वं बथा जनात् ।
मिथ्या *मामभिसंक्रुध्यन्नवशां शत्रुणा हृताम् ॥
आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन ॥
यद्ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने ।
तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि ॥
न बिभेति यदा चायं यदा चास्मान्न बिभ्यति ।
यदा नेच्छति न द्वेष्टि ब्रह्म संपद्यते तदा ॥

---

૧. ધૃતરાષ્ટ્રના દીકરાઓએ ગાયોને છોડી (हा) અને લડાઇને સ્થાનેથી નાઠા.

૨. રામે શિવનું ધનુષ વાળ્યું માટે જનકે તેને પોતાની દીકરી સીતા દીધી (दा).

૩. શૂરા માણસો પોતાના શત્રુઓથી બીતા નથી (भी).

૪. રાજાના માણસો મારૂં ધન લઇ ન જાય માટે મેં તે પેલા ઘરમાં નાખ્યું (नि+धा).

૫. તમારા બળવાન્ શત્રુઓ જોડે સલાહ કરો (सम्+धा) કે તમારો બધો દેશ ક્ષયપામેલો થાય નહીં.

૬. તું નાગો ફરતાં લાજતો નથી (ह्री)?

૭. સ્મૃતિઓ વિધવાઓનાં પુનર્લગ્નની આજ્ઞા કરેછે (वि+धा).

---

* क्रुध् અને द्रुह् ધાતુની પૂર્વે ઉપસર્ગ આવ્યો હોય તો જે પુરૂષ અથવા વસ્તુ તરફ ક્રોધ અને દ્રોહની વૃત્તિ બતાવવામાં આવે તે પુરૂષ અથવા વસ્તુવાચક શબ્દ દ્વિતીયાવિભક્તિમાં વપરાયછે, ચતુર્થીમાં વપરાતો નથી.

૮. જ્યારે ગોવિન્દ વાત કહેતો હતો ત્યારે તેં તારા કાન કેમ બંધ કર્યા [(पि + धा) અથવા (अपि + धा)]?

૯. સ્ત્રીઓ શરીરે ઘરેણાં પેહેરેછે. (परि + धा).

૧૦. માણસે ટેકમાંથી તોછડાઈ ઓળખી કાઢવી જોઈએ [ટેક અને તોછડાઇનો ભેદ જાણવો જોઈએ] (वि + विज्).

૧૧. તારા હાથ અને પગ ધો (अव + विज्) અને પછી તારૂં સંધ્યા-પૂજન શરૂ કર.

૧૨. રાજાના અધિકારીઓએ તે જમીનની લંબાઈ માપી (मा).

૧૩. જતીઓ તળાવે પાણીથી પોતાનાં કમંડળ ભરેછે (पृ કે पॄ).

## શબ્દકોશ ૧૧.

### ત્રીજા ગણના ધાતુ.

दा ઉ. આપવું.

धा ઉ. ધરવું, પકડવું, મૂકવું; वि જોડે, અમલ કરવો, કરવું, (ધર્મ-પુસ્તકમાં) આજ્ઞા કરવી, વિધાન કરવું; परि જોડે, પેહેરવું; सम् જોડે, સમાધાન કરવું, લગાડવું, ચોંટાડવું; अपि કે पि જોડે, બંધ કરવું; नि જોડે, મૂકવું, રાખી મૂકવું; अव જોડે, ધ્યાન દેવું.

निज् ઉ. સ્વચ્છ કરવું; अव જોડે, ધોવું.

पृ અથવા पॄ પ. ભરવું.

भी પ. બીવું.

भृ ઉ. આશ્રય આપવો, લઈ જવું.

मा આ. માપવું.

विज् ઉ. જુદું પાડવું, ભેદ જાણવો, वि જોડે.

विष् ઉ. ઘેરી લેવું.

हा આ. જવું; उत् જોડે, ઉંચે જવું, ઉંચે ચઢવું.

हा પ. ત્યાગ કરવો, તજવું.

ह्री પ. શરમાવું, લાજવું.

हु પ. હોમવું, આહુતિ આપવી.

---

अञ्जलि પુ. ખોબો.

अन्यथा ક્રિ. વિ. નહીં તો.

अन्वित अनु + इ નો કર્મણિ ભૂ. કૃ. યુક્ત, સહિત, ભરેલું.

अर्थिन् પુ. સ્ત્રી. ન. માગનાર, યાચક, ભિક્ષુક.

अवश પુ. સ્ત્રી. ન. આશ્રયરહિત, અનાશ્રય, લાચાર.

अशक्त પુ. સ્ત્રી. ન. નબળું, અશક્તિમાન.

उत्तमफलक પુ. સ્ત્રી. ન. (उत्तम પુ. સ્ત્રી. ન. સુંદર, શ્રેષ્ઠ, फल ન. ફળ,

અને क પ્રત્યય) સારા ફળવાળું, સારા પરિણામવાળું.

काकुत्स्थ પુ. કકુત્સ્થના વંશમાં જન્મેલો પુરૂષ, રામ.

कुडव પુ. અનાજનું માપું.

कृ अलम् જોડે, શણગારવું.

कृत्स्न પુ. સ્ત્રી. ન. આખું.

क्रुध् अभि+सम् જોડે, ગુસ્સે થવું.

गजघटाशत ન. (घटा સ્ત્રી. રચના, સમૂહ, સમુદાય शत ન. સો) હાથીઓની સો હાર, સેંકડો હાથીઓ.

गदा સ્ત્રી. ગદા.

गाण्डीव ન. અર્જુનના ધનુષનું નામ છે.

चारणस्तुत પુ. સ્ત્રી. ન. ( चारण પુ. ભાટ ) ભાટોથી વખણાયલું.

त्रिः ક્રિ. વિ. ત્રણ વાર.

त्रिवर्ग પુ. धर्म ( પુણ્ય ) अर्थ ( પૈસો ) અને काम ( ઇચ્છા અથવા ઇચ્છાનું સફળ થવું ) એ ત્રણ વસ્તુઓનો સમૂહ.

दिने दिने ક્રિ. વિ. દરરોજ, દહાડે દહાડે.

दुर्योधनभीमसेनौ પુ. દ્વિ. વ. દુર્યોધન અને ભીમસેન (સમાસ છે).

दै ૧ ગ. પ. अव જોડે, સ્વચ્છ કરવું, સાફ કરવું.

दो ૪ ગ. પ. अव જોડે, કાપવું, કાપી નાખવું.

द्रविण ન. દ્રવ્ય, પૈસો.

धनुर्ज्या સ્ત્રી. (ज्या સ્ત્રી. દોરી [કામઠાની]) ધનુષની દોરી.

धराधिप પુ. ( धरा સ્ત્રી. પૃથ્વી, अधिप પુ. ધણી) પૃથ્વીપતિ, રાજા.

धि ૬ ગ. પ. सम् જોડે, સલાહ કરવી, સમાધાન કરવું.

ध्रुवम् ક્રિ. વિ. નિશ્ચે, નક્કી.

निर्धन પુ. સ્ત્રી ન. ધનરહિત, ગરીબ.

न्यायप्रवृत्त પુ. સ્ત્રી. ન. (न्याय પુ. ઇનસાફ, પ્રમાણિકપણું, प्रवृत्त प्र+वृत् 'આગળ ચાલવું'; 'પ્રવર્તવું' નો ભૂ. કૃ.) વાજબી અથવા પ્રમાણિક વર્તણુકવાળું, ઇનસાફ પ્રમાણે ચાલનારૂં.

पद् ૪ ગ. આ. सम् જોડે, થવું.

प्रादुस् ક્રિ. વિ. કે નામયોગી (ઉપસર્ગની પેઠે ક્રિયાપદ સાથે વપરાયછે) દેખીતું, ખુલ્લું.

बिभीषण પુ. રાવણના ભાઈનું નામ છે.

ब्राह्म પુ. બ્રાહ્મણમાં ચાલતું અમુક પ્રકારનું લગ્ન.

भयाक्रान्त પુ. સ્ત્રી. ન. ( आक्रान्त आ+क्रम् નો કર્મણિ ભૂ. કૃ. જીતાયલું, વશ કરાયલું ) ભયને વશ.

मिथ्या અ. ક્રિ. વિ. ખોટીરીતે, ફોગટ.

रामभार्या સ્ત્રી. રામની સ્ત્રી.

रुष् સ્ત્રી. ગુસ્સો.

लोकवाद પુ. લોકોની નિન્દા.

विद्वस् विद् 'જાણવું' નો વર્તમાન કૃદન્ત, જાણતું.

विशिष्ट પુ. સ્ત્રી. ન. આબરૂદાર (માણસો).
व्यास પુ. મહાભારત નામના વીરરસ કાવ્યનો પ્રખ્યાત લખનાર.
शकुन्तला સ્ત્રી. દુષ્યન્ત રાજાની વહુ.
शेष પુ. ન. બાકી રહેલું.
समन्त्रकम् ક્રિ. વિ. મન્ત્રસહિત એટલે મન્ત્ર પઢીને.
समिध् સ્ત્રી. ઉદુંબર જેવા કોઈ પણ પવિત્ર ઝાડની હોમાગ્નિમાં નાખવાની નાની ડાળીઓ.
साधारण પુ. સ્ત્રી. ન. મધ્યમ પંક્તિનું, સાધારણ.
सुरालय પુ. (सुर પુ. દેવ, आलय પુ. રહેવાની જગ્યા, સ્થાન) દેવોને રહેવાની જગ્યા, સ્વર્ગ.
हन् नि જોડે, મારવું, નાશ કરવો, અન્ત લાવવો.

---

કમંડળ कमण्डलु પુ.
ક્ષયપામેલું ध्वस्त ध्वंस् નો ભૂ. કૃ., उच्छिन्न उद् + छिद् નો કર્મણિ ભૂ. કૃ.
જતી वानप्रस्थ પુ., यति પુ.
ટેક स्वाभिमान પુ.
તોછડાઈ अविनय પુ.
નાગું नग्न પું. સ્ત્રી. ન.
નાસવું अय् આ. ૧ ગ. परा જોડે (परा નું पला થાયછે).
પુનર્લગ્ન पुनरुद्वाह પુ.
લડાઈનું સ્થાન रणभूमि સ્ત્રી.
લંબાઈ आयाम પુ.
વાળ્યું नामित नम् ના પ્રેરકરૂપનો કર્મણિ. ભૂ. કૃ. રામે ધનુષ વાળ્યું માટે रामेण धनुषि नामिते.
શરીર शरीर ન., देह પુ.
સંધ્યાપૂજન संध्यावन्दन ન.

---

## પાઠ ૧૨.

## સાતમો ગણ.

૧. આ ગણમાં વિકારક પ્રત્યય પર છતાં ધાતુનો સ્વર અને અન્ત્ય વ્યંજન એ બેની વચમાં न મૂકવામાં આવેછે અને અવિકારક પ્રત્યય પેર છતાં न् મૂકવામાં આવેછે. પ્રત્યય લગાડતી વખતે ૯ મા અને ૧૦ મા પાઠમાં આપેલા સંધિનિયમો ધ્યાનમાં રાખવા.

૨. ધાતુના મૂળઅનુનાસિકનો લોપ થાયછે.

૩. વ્યંજનાદિ વિકારક પ્રત્યય પર છતાં तृह् ધાતુના અન્ત્ય વર્ણની પહેલાં न ને બદલે ने મૂકવામાં આવેછે.

### પરસ્મૈપદ.

### વર્તમાનકાળ.—रुध् 'અટકાવવું'.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुणध्मि | *रुन्ध्वः | रुन्ध्मः |
| ૨ જો ,, | रुणत्सि | रुन्द्धः | रुन्द्ध |
| ૩ જો ,, | रुणद्धि | रुन्द्धः | रुन्धन्ति |

रुध्+ति–रुणध्+ति ८५ પૃ० १. પ્રમાણે–रुणध्+थि ५८ પૃ० २ પ્રમાણે-रुणद्+धि અથવા रुणद्धि ६१ પૃ० ६. પ્રમાણે; रुन्द्धः વિગેરે રૂપો એજ પ્રમાણે સિદ્ધ થાયછે. रुणत्सि રૂપમાં ध्. નો त् માર્ગોપ० ५ પૃ० ‡ નોધ પ્રમાણે થયોછે.

### હ્યસ્તનભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अरुणधम्, | अरुन्ध्व | अरुन्ध्म |
| ૨ જો ,, | अरुणत्-द् | अरुन्द्धम् | अरुन्द्ध |
| ૩ જો ,, | अरुणत्-द् | अरुन्द्धाम् | अरुन्धन् |

३. પુ. એ. વ. अरुणध्+त्–अरुणध् त्प्रત્યયનો ७० પૃ० १ પ્રમાણે લોપ થયો–अरुणत्–द् ७१ પૃ० २ પ્રમાણે. २. પુ. એ. વ. માં द् નો ७२ પૃ० ३. પ્રમાણે વિકલ્પે વિસર્ગ થાયછે. अरुन्द्धाम् વિગેરે रुणद्धि ની માફક સિદ્ધ થાયછે.

### આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुणधानि | रुणधाव | रुणधाम |
| ૨ જો ,, | रुन्द्धि | रुन्द्धम् | रुन्द्ध |
| ૩ જો ,, | रुणद्धु | रुन्द्धाम् | रुन्धन्तु |

१५ પૃ० ४. અને ६० પૃ० ७ જુઓ.

### વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुन्ध्याम् | रुन्ध्याव | रुन्ध्याम |
| ૨ જો ,, | रुन्ध्याः | रुन्ध्यातम् | रुन्ध्यात |
| ૩ જો ,, | रुन्ध्यात् | रुन्ध्याताम् | रुन्ध्युः |

* न् ની પછી જ્યારે દન્તસ્થાનનો કોઇપણ વ્યંજન આવ્યો હોય ત્યારે તેનો ण् થતો નથી; જેમ કે कुर्वन्ति.

આત્મનેપદ.

વર્તમાનકાળ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुन्धे | रुन्ध्वहे | रुन्ध्महे |
| ૨ જો ,, | रुन्त्से | रुन्धाथे | रुन्द्ध्वे |
| ૩ જો ,, | रुन्द्धे | रुन्धाते | रुन्धते |

હ્યસ્તનભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अरुन्धि | अरुन्ध्वहि | अरुन्ध्महि |
| ૨ જો ,, | अरुन्द्धाः | अरुन्धाथाम् | अरुन्द्ध्वम् |
| ૩ જો ,, | अरुन्द्ध | अरुन्धाताम् | अरुन्धत |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुणधै | रुणधावहै | रुणधामहै |
| ૨ જો ,, | रुन्त्स्व | रुन्धाथाम् | रुन्द्ध्वम् |
| ૩ જો ,, | रुन्द्धाम् | रुन्धाताम् | रुन्धताम् |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुन्धीय | रुन्धीवहि | रुन्धीमहि |
| ૨ જો ,, | रुन्धीथाः | रुन्धीयाथाम् | रुन्धीध्वम् |
| ૩ જો ,, | रुन्धीत | रुन्धीयाताम् | रुन्धीरन् |

अञ्ज् વર્તમાનકાળ. ૩. પુ. એ. વ. अनक्ति એ ૩૫માં અનુનાસિકનો ૮૫ પૃ૦ ૨. પ્રમાણે લોપ થયોછે અને ज् નો માર્ગોપ૦ ૭૪ પૃ૦ * નોધ પ્રમાણે क् થયોછે.

હ્યસ્તનભૂતકાળ. ૩. પુ. એ. વ. आनक्-ग्; આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. अङ्ग्धि.

पिष् વર્તમાન કાળ. ૩. પુ. એ. વ. पिनष्टि. એમાં ति પ્રત્યયનો માર્ગોપ૦ ૨૦ પૃ૦ * નોધ પ્રમાણે टि થયો છે.

આજ્ઞાર્થ. ૨. પુ. એ. વ. पिष्+धि ૬૦ પૃ૦ ૧. પ્રમાણે–पिन्ष्+धि ૮૫ પૃ૦ ૧. પ્રમાણે–पिन्ष्+ढि માર્ગોપ. ૨૦ પૃ૦ *નોધ પ્રમાણે–पिन्ड्+ढि ૬૧ પૃ૦ ૬. પ્રમાણે–पिण्ड्ढि ૬૩ પૃ૦ ૮. પ્રમાણે.

હ્યસ્તનભૂતકાળ. ૩. પુ. એ. વ. अपिनष्+त्–अपिनष् ૮૫ પૃ૦ ૧. અને ૭૦ પૃ૦ ૬. પ્રમાણે–अपिनट्–ड् ૭૧ પૃ૦ ૨ પ્રમાણે.

रिच् ૫. વર્તમાનકાળ. ૩. પુ. એ. વ. रिणच्+ति–रिणक्+ति માર્ગોપ૦ ૭૪ પૃ૦ * નોધ પ્રમાણે–रिणक्ति. આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. रिङ्ग्धि હ્યસ્તનભૂતકાળ. ૩. પુ. એ. વ. अरिणक्–ग्.

भिद् ૫. વર્તમાનકાળ. ૩. પુ. એ. વ. भिनत्ति. આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. भिन्द्धि. હ્યસ્તનભૂતકાળ. ૨. પુ. એ. વ. अभिनत्–द् અથવા अभिनः.

हिंस् ૫. આજ્ઞાર્થ. ૨. પુ. એ. વ. हिन्धि. એમાં ૩૫માં મ. ૪૩ પૃ. ૧. પ્રમાણે લોપાયોછે. હ્યસ્તનભૂતકાળ ૩. પુ. એ. વ. अहिनत्–द्. २ પુ. એ. વ. अहिनः, अहिनत्–द् ૭૩ પૃ૦ ૪. પ્રમાણે.

तृह् ૩. પુ. એ. વ. तृणेह्+ति ૮૧ પૃ૦ ૩. પ્રમાણે—तृणेढ्+ति–तृणेढ्+धि–तृणेढ्+ढि–तृणेढि ૬૦ પૃ૦ लेढिની પેઠે ; तृण्ढः द्वि. व. ; तृ+न्+ह्+अन्ति–तृहन्ति ૬૩ પૃ૦ ૮. પ્રમાણે. એજ પ્રમાણે अतृणेट् अलेट् ની પેઠે.

---

दीनाय याचमानाय धनं ददतं मां मा रुन्द्धि पापमेव तस्मात्त्वामाश्रयेत्।
कीर्मीरस्य शरीरं चूर्णवदपिनड्भीमसेनः ।
रिपोः करिणां गण्डस्थलान्यभिन्दत वीराः ।
अद्यप्रभृति त्वां कोशागारे नियुनज्मि तदात्मनो ऽधिकारेऽप्रमत्तो भव।
तस्यां तवानुरागमस्माकं पुरो व्यर्थं किं व्यनक्षि किं तेन लभेथाः ।
तामेव गच्छ ।
अरण्ये केचित्पशवोऽन्यान्हिंसन्त्यतस्तान्हिंस्रान्ब्रुवन्ति ।
रे रे पान्था जाले निपतिताऽहम्। अत्रागत्य मे पाशांश्छिन्त्त ।
यत्किंचिल्लभसे तद्भुञ्जीथाः । अन्यस्य कस्यचिद्धनं मा गृध्य ।
न हिंस्यात्सर्वाणि भूतानीत्येतं विधिमक्षरशो जैना अनुसरन्ति ।
स्वगृहेऽर्थिनमागतं रघुः कियद्वस्विष्यते त्वयेत्यन्वयुङ्क्त ।
रात्रौ नाभुञ्जि मह्यं किंचिद्भक्षयितुं देहि ।
वेत्ति सर्वाणि शास्त्राणि गर्वस्तस्य न विद्यते।
विन्त्ते धर्मं सदा सद्भिस्तेषु पूजां च विन्दति ॥
वृणक्ति वृजिनैः सङ्गं वृक्ते च वृषलैः सह ।
वर्जत्यनार्जवोपेतैः स वर्जयति दुर्जनैः ॥
न संपृणक्ति कृपणैः संपृक्ते न पृथग्जनैः ।

संपर्चेति सदाचारैः संपर्चयति पण्डितैः ॥
नियुङ्क्ते गुल्मपालान् स नियोजति नियोगिनः ।
नियोजयत्यनीकस्थान् स्वयं चात्मनि युज्यते ॥
न हिनस्ति वृथा जन्तूंस्तृणान्यपि न हिंसति ।
तमेव हिंसयत्येकं यस्तदाज्ञा विलङ्घते ॥
खिद्यतेऽसौ न भृत्येषु याचकेषु न खिन्दति ।
खिन्त्ते तेष्वेव ये द्रव्यं दीयमानं न गृह्णते ॥
प्रणिङ्क्ते दक्षिणीयानां विप्राणां चरणौ च सः ॥
यत्पादौ मुकुटज्योत्स्नाजलैर्नेनेक्ति राजकम् ॥
छिनत्ति संशयं शास्त्रे विदुषां सूक्तिभिः सदा ।
छेदयत्यसिधाराभिर्विद्विषां मस्तकं च सः ॥
मनो नोद्विजते तस्य ददतोऽर्थमहर्निशम् ।
उद्विनक्ति तु संसारादसारात्तत्त्ववेदिनः ॥
केचिद् द्युम्नाय धावन्ति प्रद्युम्नाय च केचन ।
नोद्युङ्क्ते कोऽपि धर्माय सर्वाभिप्रेतहेतवे ॥
पीडाकरममित्राणां कर्तव्यमिति शक्रजित् ।
अब्रवीत् खड्गकृष्टश्च तस्या मूर्धानमच्छिनत् * ॥
तृणेह्मि देहमात्मीयं त्वं वाचं न ददासि चेत् ॥
कामान्दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं कीर्तिं सूते दुष्कृतं या हिनस्ति ।
तां चाप्येतां मातरं मङ्गलानां धेनुं धीराः सूनृतां वाचमाहुः ॥

---

૧. જો હરિ મને અટકાવે નહીં (रुध्) તો હું એ ઝાડની ડાળી કાપી નાખું (छिद्).

૨. પોતાના મોટા ભાઇને આપવાને માટે તેણે તે ઓસડીઆં ખાંડયાં (क्षुद्).

---

* छ् ની પૂર્વે સ્વર આવ્યો હોય તો તેનો च्छ् થાયછે. જો छ् નો પૂર્વસ્વર દીર્ઘ હોય અને પદને અન્તે હોય તો એ ફેરફાર વિકલ્પે થાય; પણ मा (નિષેધાર્થ અવ્યય) અને आ (ઉપસર્ગ) પછી छ् આવે તો તેનો च्छ नित्य થાયછે.

૩. છેલ્લા બ્રાહ્મણરાજા સાથે વિશ્રામમહેલમાં ઘણા બ્રાહ્મણો દરરોજ જમતા (भुज्).

૪. વંટોળીઓ ઝાડોને અને ઘરોને તોડી પાડેછે (भञ्ज्).

૫. મેં મારાં દુખડાં તેની આગળ ઉઘાડાં કર્યાં (वि+भञ्ज्); અને તેનું હૈયું દયાથી પીગળ્યું*.

૬. આપ તેને સેનાધિપતિની જગોએ ઠરાવો (नि+युज्); તે હોશીઆર અને શૂરો માણસ છે.

૭. તમે મને કાશી જતાં શામાટે અટકાવો છો (रुध्)?

૮. તું ઘણુંખરું ક્યાં અને ક્યારે જમેછે (भुज्)?

૯. હિંદુસ્તાનમાં આપણે હાથવતી અનાજ દળીએ છીયે (पिष्): વિલાયતમાં સંચાથી દળેછે.

૧૦. હું મંત્રીના હોદ્દા ઉપર કોને ઠરાવું (नि+युज्)?

૧૧. હું હવે જૂદીજૂદી જાતના જનાવરોને વિગતવાર વર્ણવુંછું (वि+शिष्).

૧૨. ચઢતીની તેની બધી આશા ભાગી ન પાડો (भञ्ज्).

૧૩. તે યવને સાકેતને ઘેરો ઘાલ્યો (रुध्).

## શબ્દકોશ ૧૨.

### સાતમા ગણના ધાતુ.

अञ्ज् પ. તેલ ચોપડવું; वि જોડે, ખુલ્લું કરવું, ઉઘાડું કરવું.

इन्ध् આ. સળગાવવું, ચેતાવવું.

क्षुद् ઉ. ખાંડવું, ચુરો અથવા ભુકો કરી નાખવો.

खिद् આ. ખેદ પામવો, નાખુશ થવું, માઠું લાગવું.

छिद् ઉ. કાપવું.

तृह् પ. મારવું, નાશ કરવો.

पिष् પ. દળવું.

पृच् પ. सम् જોડે, સંબન્ધમાં આવવું, જોડાવવું.

भञ्ज् પ. નાશ કરવો, ભાંગવું.

भिद् ઉ. ચીરવું.

भुज् પ. ભોગવવું; આ. જમવું, ખાવું.

युज् ઉ. જોડવું; अनु જોડે, પુછવું; नि જોડે, નીમવું; उद् જોડે, પ્રયત્ન કરવો, ઉદ્યોગ અથવા ઉદ્યમ કરવો.

रिच् ઉ. ખાલી કરવું.

* સંસ્કૃત ભાષારૂઢિપ્રમાણે 'દયાથી ભીંજાયું'.

रुध् ઉ. અડચણ કરવી, રોકવું, ઘેરો ઘાલવો.
विज् પ. उद् જોડે, ધ્રુજવું, બીવું, કંટાળી જવું.
विद् આ. વાદવિવાદ કરવો, તકરાર કરવી.
वृज् પ. વેગળાં રહેવું, વર્જવું.
शिष् પ. ભેદ કરવો; वि જોડે, વિગતવાર કહેવું.
हिंस् પ. મારવું, હિંસા કરવી.

---

अक्षरशः ક્રિ. વિ. અક્ષરે અક્ષર.
अगार ન. ઘર.
अद्यप्रभृति ક્રિ. વિ. ( अद्य આજ, प्रभृति માંડીને) અત્યારથી માંડીને.
अधिकार પુ. જગ્યા, અખ્તીઆર, હોદ્દો.
अनार्जवोपेत પુ. સ્ત્રી. ન. ( अन् નહીં, आर्जव ન. પ્રમાણિકપણું, उपेत उप+इ નો કર્મણિ ભૂ. કૃ. યુક્ત ) પ્રમાણિકપણા વગરનું, અપ્રમાણિક.
अनीकस्थ પુ. સ્ત્રી. ન. ( अनीक ન. સૈન્ય, स्था ઉભા રહેવું) લશ્કરમાં ઉભો રહેનાર, સિપાઇ.
अन्य સર્વ. બીજું, ઇતર.
अप्रमत्त પુ. સ્ત્રી. ન. (अ, અને प्रमत्त બેશીકરૂં ) બેશીકરૂં નહીં તે, સાવચેત.
अर्थिन् પુ. ગરજવાન, જાચક.
अलक्ष्मी સ્ત્રી. ખોટું નસીબ, દુર્દૈવ, દરિદ્રતા.
असार પુ. સ્ત્રી. ન. ( सार પુ. જીવ, તત્ત્વ ) તત્ત્વ વગરનું, જીવવગરનું, ફાયદા વગરનું, નકામું.
असिधारा સ્ત્રી. ( धारा સ્ત્રી. ધાર ) તલવારની ધાર. [રાત દહાડો.
अहर्निशम् ક્રિ. વિ. દહાડો ને રાત,
आत्मीय પુ. સ્ત્રી. ન. પોતાનું.
काम પુ. ઇચ્છા.
कियत् પુ. સ્ત્રી. ન. કેટલું.
कीर्मीर પુ. રાક્ષસનું નામ છે.
कृपण પુ. સ્ત્રી. ન. નીચ, કદરી, નાના મનવાળું, હલકા મનવાળું.
कृष् ૧ ગ. પ. ખેંચી કાઢવું; वि+प्र જોડે, વધારે ખરાબ કરવું, નરસું કરવું, કમી કરવું.
कोशागार ન. કોઠાર, તીજોરી, જામદારખાનું.
खड्गकृष्ट પુ. સ્ત્રી. ન. ( खड्ग પુ. તલવાર) જેણે તલવાર ખેંચી કાઢી છે તે.
खिद् ૪ ગ. આ., ૬ ગં. પ., ખેદ પામવો, નાખુશ થવું, માઠું લાગવું.
गण्डस्थल ન. હાથીનાં લમણાં.
गुल्मपाल પુ. (गुल्म પુ. કિલ્લો) કિલ્લાનો રક્ષક.
गृध् ૪ ગ. પ. અતિલોભ કરવો, લલુતા રાખવી.

चूर्ण પુ. ન. ધૂળ, ભુકો, चूर्णवत् ધૂળ-જેવું, ધૂળખરોબર.

चेत् અ. જો.

छिद् ૧૦ ગ. કાપી નાખવું, ભાગ કરવા.

जैन પુ. જીનનો ચેલો, શ્રાવક.

तत्त्ववेदिन् પુ. સ્ત્રી. ન. તત્ત્વ એટલે ખરી ફિલસુફી જાણનાર.

दक्षिणीय પુ. સ્ત્રી. ન. દક્ષિણાને પાત્ર.

दीन પુ. સ્ત્રી. ન. ગરીબ.

दुष्कृत ન. દુષ્કર્મ, ઘાતકી કામ, પાપ.

द्युम्न ન. પૈસો.

निज् ૨ ગ. આ. प્ર જોડે, ધોવું, સાફ કરવું.

नियोगिन् પુ. પ્રધાન, અમલદાર.

पान्थ પુ. મુસાફર.

पाश પુ. જાળ, ફાંસ.

पीडाकर પુ. સ્ત્રી. ન. દુઃખકારક, ઇજા કરનારૂં.

पृच् ૧ ગ. પ., ૨ ગ. આ. અને ૧૦ ગ. सम् જોડે, સંબંધમાં આવવું, જોડાવવું, મળી જવું.

पृथग्जन પુ. હલકો માણસ, નીચ પુરૂપ.

प्रद्युम्न પુ. કામદેવ.

मङ्गल ન. કલ્યાણ, ભલું, પવિત્ર હોય તે.

मस्तक પુ. ન. માથું.

मुकुटज्योत्स्नाजल ન. (मुकुट ન. મુગટ) મુગટોની દીપ્તિ અથવા પ્રકાશરૂપી જળ.

मूर्धन् પુ. માથું.

यत्पाद પુ. જેનો પગ.

युज् ૪ ગ. આ. પોતાનું મન કબજે કરવું.

युज ૧ ગ. પ. અને ૧૦ ગ. એકઠું કરવું; नि સાથે, નીમવું.

राजक ન. રાજસમુદાય, સઘળા રાજાઓ.

विज् ૧ ગ. આ. उद् જોડે, કાંપવું, બીવું, કંટાળવું.

विप्र પુ. બ્રાહ્મણ.

वृज् ૧ ગ. પ., ૨ ગ. આ. અને ૧૦ ગ. દૂર રહેવું, વર્જવું.

वृजिन પુ. નિર્દય માણસ.

वृथा ક્રિ. વિ. ફોગટ, નકામું.

वृषल પુ. શુદ્ર, પાપી, વહીગયલું માણસ.

शक्रजित् પુ. શક્ર અથવા ઇન્દ્રનો જીતનાર, રાવણનો પુત્ર.

श्रि ૧ ગ. ઉ. आ જોડે, વળગી રહેવું, પાસે જવું, આશ્રય લેવો.

सदाचार પુ. સ્ત્રી. ન. (सत् પુ. સ્ત્રી. ન. સારૂં, आचार પુ. ચાલચલગત, વર્તણુક) સારી વર્તણુકવાળું.

सर्वाभिप्रेतहेतु પુ. (अभिप्रेत अभि+प्र સાથે इ નો કર્મણિ ભૂ. કૃ. ઇચ્છેલું, ઇષ્ટ) સઘળી ઇષ્ટવસ્તુનું (પ્રાપ્ત કરવાનું) કારણ.

सूनृत પુ. સ્ત્રી. ન. પ્રિય, આનંદકારી.

सूक्ति સ્ત્રી. (सु સારૂં, છટાદાર, उक्ति

સ્ત્રી. વાણી) સારી વાણી, સારૂં વચન, ખરીરીતે પ્રસિદ્ધ કરવું તે, શુદ્ધવિવરણ.

हिंस् ૧ ગ. ૫. અને ૧૦ ગ. હિંસા કરવી, નાશ કરવો.

हिंस्र પુ. સ્ત્રી. ન. ખુની, માંસાહારી.

---

ઓસડીઆં औषधि સ્ત્રી.
ઘણુંખરૂં प्रायेण અ. ક્રિ. વિ., प्रायः અ. ક્રિ. વિ.
જગ્યા (હોદ્દો) पद ન.
જનાવર पशु પુ.
જૂદું જૂદું विभिन्न પુ. સ્ત્રી. ન.
ડાળી शाखा સ્ત્રી.
દયા दया સ્ત્રી., દયાથી પીગળેલું दयार्द्र પુ. સ્ત્રી. ન.

બ્રાહ્મણરાજા ब्राह्मणराज પુ.
મંત્રી मंत्रिन् પુ., धीसचिव પુ.
માંદું [illegible] પુ. સ્ત્રી. ન.
વંટોળીઓ चक्रवात પુ., झञ्झावात પુ.
વિશ્રામ મેહેલ विश्रामप्रासाद પુ.
સાકેત (શેહેરનું નામ છે) साकेत ન.
હોદ્દો अधिकार પુ.
હોંશીઆર चतुर પુ. સ્ત્રી. ન., कुशल પુ. સ્ત્રી. ન.

---

# પાઠ ૧૩.

## ગણકાર્યરહિતકાળ.

### પરોક્ષભૂતકાળ.

૧. સામાન્ય નિયમ—ગણકાર્યરહિત કાળના પ્રત્યયોમાંના જે પ્રત્યયોની પ્રારંભે य् શિવાય બીજો કોઈ વ્યંજન હોય તેવા પ્રત્યયોની પૂર્વે કેટલાક મૂળ* ધાતુઓ પછી इ લાગેછે. જે ધાતુઓ પછી આ પ્રમાણે इ લાગેછે તેઓને सेट् કહીશું, અને બાકીનાઓને अनिट् કહીશું. अनिट् ધાતુઓની સંખ્યા કરતાં सेट् ધાતુની સંખ્યા ઘણી વધારે છે, પરંતુ अनिट् ધાતુઓ વધારે ઉપયોગી છે અને કાવ્યાદિ પુસ્તકોમાં તેઓનો પ્રયોગ વધારે સાધારણ છે †.

૨. હ્યસ્તનભૂતકાળના પ્રત્યયો નીચે પ્રમાણે છે.

---

* એટલે માત્ર એકાચ્ ધાતુઓ. ૧૦ ગણના ધાતુઓ (જેવાકે चोरय, कथय), પ્રેરકભેદો વિગેરે સાધિત ધાતુઓ છે તે હમેશાં सेट् હોય છે.

† નીચેની કારિકાઓમાં सेट् અને अनिट् ધાતુઓ પૃથક્ પૃથક્ આપેલા છે, એ કારિકાઓ શિષ્યવર્ગે પાઠે કરવી; કેમ કે લાંબી લાંબી ટીપો કરતાં એ યાદ રાખવી સેહેલી પડશે:—

ऊदृदन्तैर्यौतिरुक्ष्णुशीस्नुनुक्षुश्विडीङ्श्रिभिः । वृङ्वृञ्भ्यां च विनैकाचोऽजन्तेषु निहताः स्मृताः ॥ અર્થ:—સ્વરાન્ત ધાતુઓમાં જેને છેડે ऊत् અને ऋत् (દીર્ઘ ऊ અને દીર્ઘ ऋ) હોય તે

પરસ્મૈપદ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अ | व | म |
| ૨ જો ,, | थ | अथुस् | अ |
| ૩ જો ,, | अ | अतुस् | उस् |

૩. આમાં थ, व, અને म એ ત્રણ પ્રત્યયોજ इ લઈ શકે એવા છે. (અ) कृ, सृ, भृ, वृ, स्तु, द्रु, स्रु, અને श्रु આટલા ધાતુઓ પછી એ પ્રત્યયો પૂર્વે इ મૂકવામાં આવતી નથી, (આ) અને બીજા બધા ધાતુઓને એ પ્રત્યય લાગતાં इ લાગેછે*, પણ (ઇ) ऋ કારાન્ત अनिट् ધાતુઓ પછી थ ની પૂર્વે इ લાગતી નથી, અને (ઈ) બીજા કોઈ अनिट् ધાતુને છેડે સ્વર હોય અથવા તેની અંદર अ હોય તો તેવા ધાતુઓ પછી थની પૂર્વે વિકલ્પે इ મૂકવામાં આવે છે.

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | ए | वहे | महे |
| ૨ જો ,, | से | आथे | ध्वे |
| ૩ જો ,, | ए | आते | इरे |

---

અને યુ અને તેની પછીના ધાતુઓ શિવાય બીજા બધા એકાચ્ ધાતુએ सेट् ધાતુની ટીપમાંથી જૂદા પાડ્યા છે; એટલે સ્વરાન્ત ધાતુઓમાં જેને છેડે ऊ અો ॠ હોય તે અને કારિકામાં વર્ણવેલા બીજા ધાતુઓ सेट् છે, અને બાકીના સર્વ अनिट् છે. डीङ् એટલે डी [illegible] આ, वृङ् એટલે वृ આ [illegible]ञ् એટલે वृ છે. (ङ् એ આત્મનેપદની નિશાની છે અને ञ् એ ઉભયપદની નિશાની છે).

शक्लृपच्मुचिरिच्वच्विच्सिच्प्रच्छित्यज्निजिर्भजः । भञ्जभुज्भ्रस्ज्मस्जियज्युज्रुज्रञ्ज्विजिर्स्वञ्जिसञ्जसृजः ॥ अद्क्षुद्खिद्छिद्तुदिनुदःपद्यभिद्विद्यतिर्विनद् । शद्सदीस्विद्यतिःस्कन्दि हदीक्रुध्क्षुधिबुध्यती । बन्धिर्युधिरुधीराधि व्यध्शुधःसाधिसिध्यती ॥ मन्यहन्आप्क्षिप्छुपितप्तिपस्तृप्यति दृप्यती । लिप्लुप्वप्शप्स्वप्सृपियभ्रभ्लभ्गम्नम्यमोरमिः ॥ क्रुशिर्दंशिदिशीदृश्मृश्रिश्रुश्लिश्विश्स्पृशःकृषिः । त्विष्तुष्द्विष्दुष्पुष्यपिष्विष्शिष्शुष्श्लिष्यतयोघसिः ॥ वसतिर्दह्दिहिदुहोनह्मिह्रुह्लिह्वहिस्तथा । अनुदात्ता हलन्तेषु धातवो द्व्यधिकं शतम् ॥

આ કારિકામાં अनिट् ધાતુ ગણાવ્યા છે. કાવ્યના નિયમ પાળવાને માટે કેટલાએક ધાતુઓને इ લગાડેલી છે અને કેટલાએકને વિકરણ પ્રત્યય અને ति લગાડેલાં છે. છેલ્લી લીટીમાં अनुदात्त એ શબ્દ अनिट् ની બરોબર છે.

આ કારિકાઓમાં કહેલી વાત ગણકાર્યરહિત કાળોમાં સામાન્યરીતે ખરી છે, પણ એમાં કેટલાએક વિશેષરૂપોમાં થોડો ફેરફાર કરવો પડેછે. હ્યસ્તનભૂતકાળમાં એવા જે ફેરફાર કરવા પડેછે તે મૂળગ્રન્થમાં ઉપર કહ્યાછે.

૪. શિખનારને માલમ પડશે કે ત્રીજા પુરૂષના એકવચન અને બહુવચન વગર બીજા બધા પ્રત્યયો બીજા વર્ગના ગણોના વર્તમાનકાળના પ્રત્યયો જેવા છે. इ રહિત ध्वे (પૂર્વે इ આગમ ન આવ્યો હોય એવા ध्वे)ની પૂર્વે अ અથવા आ શિવાય કોઈ સ્વર આવ્યો હોય અથવા य्, र्, ल्, व् કે ह् આવ્યો હોય તો તેનો નિત્યે ढ्वे થાય. જો ध्वेની પૂર્વે इ આગમ આવ્યો હોય અને તે इની પૂર્વે य्, र्, ल्, व्, કે ह् આવ્યો હોય તો આ ફેરફાર વિકલ્પે થાય.

૫. જે પ્રત્યયો इ લઈ શકે એવા છે તે બધા પ્રત્યયો ઉપરના આઠ વગર બીજા બધા ધાતુઓ પછી इ લેછે.

૬. गुप्, त्रप्, सिध् ૧ ગ. 'માઙ્ગલ્યકારક થવું' અથવા 'શાસન કરવું, 'વ્યવસ્થા કરવી,' क्षम्*, मृज्, क्लिन्द्, अञ्ज्, स्यन्द्, क्लृप्, गुह्, गाह्, रध्, नश्, तृप्, दृप्, द्रुह्, मुह्, स्नुह्, स्निह्, अश् 'વ્યાપવું' વિગરે જે ધાતુઓ બધા ગણકાર્યરહિતકાળમાં વિકલ્પે सेट् (वेट्) છે તે પરોક્ષભૂતકાળમાં પણ वेट् છે. स्वृ, सू, धू પણ वेट् છે પણ પરોક્ષભૂતકાળમાં थ શિવાય બીજા પ્રત્યયો પૂર્વે તેઓ નિત્યે इ લેછે.

૭. અંગ. ૧૧ મા પાઠમાં આપેલા નિયમો પ્રમાણે પછીના સ્વરસહિત પ્રારંભના વ્યંજનનો દ્વિર્ભાવ થાયછે. પ્રારંભે સ્વર હોય તો તે એકલાનોજ દ્વિર્ભાવ થાયછે, પછીના વ્યંજનસહિતનો દ્વિર્ભાવ થતો નથી.

૮. અભ્યાસમાંના इ અને उ પછી અસવર્ણ સ્વર આવે તો इ નો इय् અને उ નો उव् થાય, અને સવર્ણ સ્વર આવે તો બે સ્વર એકઠા થઈ (દીર્ઘ) ई અને (દીર્ઘ) ऊ થાય.

इ 'જવું' એ ધાતુનો અભ્યાસનો इ પરોક્ષભૂતકાળના અવિકારક પ્રત્યય પર છતાં દીર્ઘ થાયછે.

જેમ કે उख्-उउख् ઉપલા ૭. પ્રમાણે-उओख् નીચલા ૯. પ્રમાણે-उवोख् આ ૮. પ્રમાણે. એમજ इष्-इइष्-इएष्-इयेष्. જ્યારે ગુણ થતો નથી ત્યારે उख्-उउख्-ऊख् અને इष्-इइष्-ईष् થાય છે. વળી इ-इइ-ईइ અને છેલ્લી इ નો ૪૬ પૃ૦ ૧૦. પ્રમાણે य् થયો એટલે ईयतुः ईयुः એ રૂપો સિદ્ધ થાયછે.

---

* જ્યારે આ ધાતુ इ પામતો નથી ત્યારે ૧ પુ. દ્વિ વ. અને બ વ. चक्षण्वहे, चक्षण्महे થાય છે, અટલે म् નો ण् થાયછે. એનો નિયમ એ છે કે ધાતુના અન્ત્ય म् પછી व् અથવા म् આવે તો તેનો न् થાય.

૯. પરસ્મૈપદ દ્વિવચન અને બહુવચન પ્રત્યયો અને આત્મનેપદ બધા પ્રત્યયો અવિકારક છે, અને પરસ્મૈપદ એકવચનના પ્રત્યયો વિકારક છે.

(અ) વિકારક પ્રત્યય પર છતાં ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાયછે, અને

(આ) અન્ત્ય સ્વરની અને ઉપાન્ત્ય अ ની પહેલા પુરૂપના એકવચનમાં વિકલ્પે અને ત્રીજા પુરૂપના એકવચનમાં નિત્યે વૃદ્ધિ થાયછે. (ઇ) બીજા પુરૂપના એકવચનમાં અન્ત્ય સ્વરનો ગુણ થાયછે અને ઉપાન્ત્ય अ એમનો એમ રહેછે.

बुध् પરસ્મૈપદ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | बुबोध | बुबुधिव | बुबुधिम |
| ૨ જો ,, | बुबोधिथ | बुबुधथुः | बुबुध |
| ૩ જો ,, | बुबोध | बुबुधतुः | बुबुधुः |

बुध्—बुबुध् ७. પ્રમાણે—बुबोध् ९.(અ) પ્રમાણે—बुबोध, बुबुधिव ९८ પૃ० ३. (આ) જુઓ.

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | बुबुधे | बुबुधिवहे | बुबुधिमहे |
| ૨ જો ,, | बुबुधिषे | बुबुधाथे | बुबुधिध्वे |
| ૩ જો ,, | बुबुधे | बुबुधाते | बुबुधिरे |

कृ પરસ્મૈપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चकार—चकर | चकृव | चकृम |
| ૨ જો ,, | चकर्थ | चक्रथुः | चक्र |
| ૩ જો ,, | चकार | चक्रतुः | चक्रुः |

कृ—कृकृ—चकृ ७६ પૃ० २. આ. અને ૨. ઉ. પ્રમાણે—चकार्—चकर् ઉપલા ૯. (આ) પ્રમાણે—चकार—चकर. चकृव, चकर्थ વિગેરે ૯૪ પૃ० ૩. (અ) પ્રમાણે.

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चक्रे | चकृवहे | चकृमहे |
| ૨ જો ,, | चकृषे | चक्राथे | चकृढ्वे |
| ૩ જો ,, | चक्रे | चक्राते | चक्रिरे |

ढ्वे માટે ૯૫ પૃ० ૪. જુઓ.

नी પરસ્મૈપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | निनाय-निनय | निन्यिव | निन्यिम |
| ૨ જો ,, | निनयिथ-निनेथ | निन्यथुः | निन्य |
| ૩ જો ,, | निनाय | निन्यतुः | निन्युः |

नी-नीनी ૯૫ પૃ૦ ૭. પ્રમાણે-निनी ૭૬ પૃ૦ ૨ ૭. પ્રમાણે-निनै ૯૬ પૃ૦ ૯. (આ) પ્રમાણે-निनाय ૩. પુ. એ. વ. निनी-निन्यतुः ૭૯ પૃ૦ ૨. પ્રમાણે. निनयिथ-निनेथ ને માટે ૯૮ પૃ૦ ૩. (ઈ) અને ઉપલો ૯ (ઇ) જુઓ.

આત્મનેપદ. ૧. પુ. निन्ये-निन्यिवहे-निन्यिमहे.

गद् ૩. પુ. जगाद-जगदतुः-जगदुः.

૧૦. જે ધાતુઓને અન્તે સંયુક્તવ્યંજન પૂર્વે હોય એવો ऋ આવે અને જે ધાતુઓને અન્તે ॠ (દીર્ઘ) આવે તે ધાતુઓનો અને जागृ અને ऋ ધાતુઓનો અન્ત્ય સ્વર આ કાળના અવિકારક પ્રત્યય પર છતાં પણ ગુણ પામેછે એટલે તેનો अर् થાયછે. शॄ, दॄ, અને पॄ ના અન્ત્ય સ્વરનો વિકલ્પે ગુણ થાયછે અને ગુણ થતો નથી ત્યારે સ્વર હ્રસ્વ થાયછે. ऋच्छ ના પણ આદિસ્વરનો ગુણ થાયછે.

स्मृ

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | सस्मार-सस्मर | सस्मरिव | सस्मरिम |
| ૨ જો ,, | सस्मर्थ | सस्मरथुः | सस्मर |
| ૩ જો ,, | सस्मार | सस्मरतुः | सस्मरुः |

૯૬ પૃ૦ ૨ ઇ. અને ૯૮ પૃ૦ ૩ (આ), અને (ઇ) જુઓ. शशार, शशरतुः-शश्रतुः, शशरुः-शश्रुः ઇત્યાદિ.

૧૧. છઠ્ઠા ગણના કેટલાક ધાતુઓ જેવા કે कुट, स्फुट्, त्रुट्, स्फुर्, नू, અને ध्रू હ્યસ્તનભૂતકાળના ૧. પુ. એ. વ. અને ૩. પુ. એ. વ., પ્રેરકભેદનો अय, અને અદ્યતનભૂતકાળના કર્મણિ રૂપ ૩. પુ. એ. વ. નો પ્રત્યય इ, આટલા પ્રત્યયો શિવાયબીજા વિકારક પ્રત્યયો પર છતાં પણ ગુણ કે વૃદ્ધિ પામતા નથી. नुत्रोट, तुत्रुटिथ.

૧૨. કેટલાક ધાતુઓ જેવા કે अस् અને ब्रू ખંડિત છે, અને તેઓનાં ગણકાર્યરહિત કાળમાં રૂપજ નથી.

૧૩. જો ધાતુને છેડે आ હોય તો (અ) પરસ્મૈપદ પહેલા અને ત્રીજા પુરૂષના એકવચનના પ્રત્યય अ નો औ થાય. (આ) જે અવિકારક પ્રત્યયો સ્વરાદિ છે અથવા જે પ્રત્યયો इ પામેછે તેવા પ્રત્યયોની પૂર્વે અન્ત્ય आ લોપાયછે.

ज्ञा

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | जज्ञौ | जज्ञिव | जज्ञिम |
| ૨ જો ,, | जज्ञिथ–जज्ञाथ | जज्ञथुः | जज्ञ |
| ૩ જો ,, | जज्ञौ | जज्ञतुः | जज्ञुः |

ज्ञा–जज्ञा અને अ નો औ થયો એટલે जज्ञौ. इथ પર છતાં (૯૮ પૃ૦ ૩ (ઇ) જુઓ) અને સ્વરાદિપ્રત્યયો પર છતાં आ નો લોપ થયો એટલે जज्ञ + इथ– जज्ञिथ અને વળી जज्ञथुः વિગેરે રૂપો થયાં.

૧૪. ગણકાર્યવિશિષ્ટ કાળ અને વર્તમાનકૃદન્તના પ્રત્યયો શિવાય બીજા બધા પ્રત્યયો પર છતાં ધાતુઓના અન્ત્ય ए, ऐ, અને ओ નો आ થાયછે.

ग्लै ૩. પુ. जग्लौ–जग्लतुः–जग्लुः; ૨. પુ. जग्लिथ–जग्लाथ વિગેરે.

૧૫. (અ) भू નો દ્વિર્ભાવ बभूव् થાયછે. (આ) પરોક્ષભૂતકાળમાં जि ના ज નો ग् થાયછે, हि ના ह નો घ થાયછે, અને चि ના च् નો વિકલ્પે क् થાયછે.

बभूव, बभूविथ; जिगाय–जिगय, जिग्यिव, जिगेथ–जिगयिथ, ૯૮ પૃ૦ ૩ (ઇ): जिघाय; चिकाय અથવા चिचाय.

૧૬. गम्, हन्, जन्, खन्, અને घस् એટલા ધાતુઓના ઉપાન્ત્ય अ- નો અવિકારક પ્રત્યય પર છતાં લોપ થાયછે. ह् નો બધાં રૂપોમાં घ् થાય- છે, અને अ નો લોપ થયા પછી जन् અને घस् ને બદલે યથાક્રમ ज्ञ् અને क्ष् થાયછે.

हन्

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | जघान-जघन | जघ्निव | जघ्निम |
| ૨ જો ,, | जघनिथ-जघन्थ | जघ्नथुः | जघ्न |
| ૩ જો ,, | जघान | जघ्नतुः | जघ्नुः |

૧૭. अधि ઉપસર્ગપૂર્વક इ ધાતુ જેનો અર્થ ' અભ્યાસ કરવો ' થાયછે તેનું અંગ પરોક્ષભૂતકાળમાં अधिजगा થાયછે.

अधिजगे—अधिजगाते—अधिजगिरे ઇત્યાદિ.

૧૮. (અ) सृज् અને दृश् એ એની પછી જ્યારે વ્યંજનાદિ વિકારક પ્રત્યયો આવે ત્યારે તેના ऋ નો र थाय છે, એટલે स्रज् અને द्रश् થાયછે.

(આ) थ પ્રત્યય પર છતાં આ ધાતુઓ વિકલ્પે इ લેછે.

सृज्—सृसृज्—ससृज्—ससृज्+थ—सस्रज्+थ ઉપલા પ્રમાણે—सस्रष्+थ ૬૪ પૃ૦ ૯. પ્રમાણે—सस्रष्+ठ, માર્ગોપ૦ ૨૦પૃ૦ *નોધ પ્રમાણે—सस्रष्ठ. એજ પ્રમાણે दद्रष्ठ. વળી ससर्जिथ અને ददर्शिथ પણ રૂપો થાયછે. प्रच्छ्—पप्र-च्छिथ—पप्रष्ठ ૬૪ પૃ૦ ૩ (ઈ) પ્રમાણે.

૧૯. પરોક્ષભૂતકાળમાં अद्‌ને ઠેકાણે વિકલ્પે घस् આદેશ થાયછે. આ આદેશભૂત घस् थ પૂર્વે નિત્યે इ પામેછે. અવિકારક પ્રત્યયો લાગી કેવાં રૂપો થાયછે તેને માટે ઉપલો ૧૬. જુઓ.

૨૦. પરોક્ષભૂતકાળ એવું બતાવે છે કે ક્રિયાને બન્યાને બહુ કાળ થઈ ગયો અથવા તો તે કેહેનારે જોઈ નથી. સાધારણ રીતિ આ કાળ ઘણા પુરાતન કાળની કથાઓ કહેવામાં વપરાય છે, અને પહેલા પુરૂષમાં બોલનારે જે વાત બેશુદ્ધિમાં કરી હોય અથવા જે વાત ઉલટું બોલી છુપાવવા માગતો હોય તે દર્શાવવામાં વપરાય છે.

---

बहु जगद पुरस्तात्तस्य मत्ता किलाहम् ।

कलिङ्गेष्ववसः । नाहं कलिङ्गाञ्जगाम ।

पुरा किल दुष्यन्तो नाम राजा बभूव । स एकदा मृगयां कर्तुं वन मियाय । तं तस्य सैनिका अमात्याश्चानुजग्मुः । तस्मिन्कानने दुष्यन्तो बहून्मृगाञ्जघान । एकं मृगं पलायमानमनुसरन्मार्गे दिव्याश्रमपदं ददर्श । तस्य सैनिकाः पूर्वस्मिन्नेव स्थाने तस्थुः । कण्वस्यायमृषेराश्रम इति ज्ञात्वा तं प्रविवेश । प्रविश्य च को नु भो अत्रेति पप्रच्छ । कण्वस्य कृतिका दुहिता शकुन्तलाश्रमाद्बहिरागत्य दुष्यन्तं स्वागतं व्याजहार । शकुन्तलां चारुसर्वाङ्गीं दृष्ट्वा दुष्यन्तस्तां चकमे । तस्याः पाणिं गान्धर्वेण विधिना राजा जग्राह । अनन्तरं कंचित्कालं

तावुभौ तस्मिन्नाश्रमे चिक्रीडतुः । रममाणं राजानं प्रेक्ष्य सैनिकाः पुरं निववृतिरे । राजापि पश्चात्स्वं नगरमुपययौ ।

कियद्दत्तु ब्राह्मणेभ्यो यूयं ददद । न वयं तेभ्यः किंचिद्ददिम ।
उन्मादं वीक्ष्य पद्मानां कुमुदानां च मन्दताम् ।
क्षणिकत्वं विभूतीनां चेतसा निश्चिकाय सः ॥
शुश्राव रामस्तत्सर्वं प्रतस्थे च ससैनिकः ॥
तस्तनुर्जज्वलुर्मम्लुर्जग्लुर्लुलुठिरे क्षताः ।
मुमूर्च्छुर्ववमूरक्तं ततृषुश्चोभये भटाः ॥
जम्बुमाली जहौ प्राणान् ग्राव्णा मारुतिना हतः ॥
बभाण स न मे मायां जिगायेन्द्रोऽपि किं नृभिः ॥

---

૧. ગાધિનામના રાજાએ પોતાની દીકરી ભૃગુના દીકરા ઋચીકને દીધી (दा).

૨. તેણે (તે દીકરીએ) જમદગ્નિનામના પુત્રને જન્મ આપ્યો (सू).

૩. જમદગ્નિ રેણુકાને પરણ્યો (परि+नी *).

૪. એક દહાડો તે તેના (સ્ત્રીના) અવિવેકે કરીને તેના ઉપર બહુ કોપ્યો (कुप्), અને તેના (સ્ત્રીના) દીકરાઓને ફરમાવ્યું (दिश्) કે એને મારી નાખો.

૫. તેના સૌથી નાના દીકરા પરશુરામ શિવાય બીજા કોઈએ એ કામ કર્યું નહીં (कृ).

૬. તેણે કોવાડી વતે તેનું માથું કાપી નાખ્યું (छिद्).

૭. જમદગ્નિ એ કૃત્યથી ખુશી થયો (तुष्) અને બોલ્યો (अभि+धा આ.) કે દીકરા, વરદાન માગ.

૮. પરશુરામે માગ્યું (वृ) કે મારી મા પાછી જીવતી થાય અને પાપમાંથી છુટી થાય.

---

* नर्द्, नट् ૧૦ ગ., नाथ्, नाध्, नन्द्, नक्क्, नॄ, અને नृत् આટલા ધાતુ શિવાયના न् થી શરૂ થતા ધાતુઓની પૂર્વે જેમાં र् હોય એવો ઉપસર્ગ આવે તો તેના न् નો ण् થાય. र् અને न्ની વચ્ચે માર્ગોપ૦ ૧૫ પૃ૦||નોપમાં કહેલા વર્ણોજ આવે તો ચાલે. બીજા વર્ણો આવવા જોઈએ નહી. કેટલાકના મત પ્રમાણે नाध्, नॄ, અને नर्द् ધાતુઓ અપવાદમાં આવતા નથી.

૯. ત્યારે જમદગ્નિ બોલ્યો (वि+आ+हृ આ.) કે એમ થાઓ, એટલે રેણુકા જીવતી ઉભી થઇ (उद्+स्था).

૧૦. કેટલાક કાળ પછી કાર્તવીર્ય રાજા આશ્રમ વિશે આવ્યો (आ+गम्).

૧૧. અને તેણે અને તેના સિપાઇઓએ બધાં ઝાડ તોડી પાડ્યાં (भञ्ज्), જમીનને બેદાનમેદાન કરી, (उत्सन्नां कृ) અને ઋષિની ગાયો લઇ ગયા (अप+हृ). પરશુરામ ઘેર ન હતો (भू). જ્યારે તે આવ્યો. ત્યારે તેણે કાર્તવીર્ય જોડે યુદ્ધ કર્યું (युध् આ.), અને તેને મારી નાખ્યો (हन्)

૧૨. જ્યારે કાર્તવીર્યના દીકરાઓએ આ સાંભળ્યું (श्रु) ત્યારે તેઓ ઘણા ગુસ્સે થયા (क्रुध्) અને આશ્રમવિશે ગયા(गम्).

૧૩. જમદગ્નિને એકલો જોઇને તેઓએ તેના ઉપર તીર છોડયાં (क्षिप् અથવા मुच्) અને તેને મારી નાખ્યો.

૧૪. જ્યારે પરશુરામ ઘેર પાછો આવ્યો (नि+वृत्) ત્યારે તે ક્રોધાયમાન થયો, અને તેણે ક્ષત્રિયોને જડમૂળથી કાપી નાખવાનો સંકલ્પ કર્યો (निस्+चि).

૧૫. તેણે કાર્તવીર્યના પુત્રોને પુછ્યું (प्रच्छ् અથવા अनु+युज्) કે તમે મારા બાપને મારી નાખ્યો? તેઓએ કહ્યું (गद्) કે ના અમે કદી માર્યો નથી.

૧૬. પણ પરશુરામ જાણતો હતો (ज्ञा) કે આ અપરાધી છે, અને (તેથી) તેણે તેઓને તથા બધા ક્ષત્રિયોને મારી નાખ્યા.

---

## શબ્દકોશ ૧૩.

उख् ૧૦ ગ. પ. જવું.

उन्माद પુ. હર્ષ, પ્રફુલ્લિત થવું તે, વિકાસ.

उपरि ક્રિ. વિ. ઉપર.

उभय સર્વ. પુ. સ્ત્રી. ન. બન્ને પક્ષને લગતું.

कण्व પુ. ઋષિનું નામ છે.

कम् ૧૦ ગ.* આ. પ્રીતિ કરવી, ઇચ્છવું.

कलिङ्ग પુ. દેશનું નામ છે.

कानन ન. વન.

कुमुद ન. રાત્રે ખીલતું કમળ.

कृत्रिमा સ્ત્રી. દત્તક કરેલી.

क्रुध् ૪ ગ. પ. કોપવું, ગુસ્સે થવું.

क्षणिकत्व ન. ક્ષણભંગુરપણું.

क्षत, क्षण् નો કર્મણિ ભૂ. કૃ. ઘાયલ થયલું.

---

* ગણકાર્યરહિતકાળમાં આ ધાતુના (૧૦ મા ગણના) अय નો વિકલ્પે લોપ થાયછે. પરસ્મૈપદી આશીર્વાદાર્થ અને અદ્યતનભૂતકાળ શિવાયના ગણકાર્યરહિતકાળમાં આ ગણના બીજા બધા ધાતુઓને अय કાયમ રહેછે પણ તેનો અન્ત્ય अ જતો રહેછે.

गद् ૧ ગ. પ. બોલવું.

गान्धर्व પુ. એક પ્રકારની લગ્નક્રિયા છે. એ ક્રિયા પ્રમાણે વરકન્યાની પરસ્પર અનુમતિ થઈ એટલે લગ્ન થાય, બીજું કશું જોઈએ નહીં.

गुप्* ૧ ગ. રક્ષણ કરવું.

ग्रावन् પુ. પથ્થર.

घस् ૧ ગ. પ. ખાવું.

चारुसर्वाङ्गी સ્ત્રી. (चारु સુંદર, सर्वाङ्ग સઘળાં અવયવો) જેનાં બધાં અવયવ સુંદર હોય તેવી સ્ત્રી.

निस्+चि નિશ્ચય કરવો, સંકલ્પ કરવો.

जम्बुमालिन् પુ. રાક્ષસનું નામ છે.

ज्वल् ૧ ગ. પ. ધગધગવું, બળવું, તપવું.

तृष् ૪ ગ. પ. તરસ્યા થવું.

दिव्याश्रमपद ન. (दिव्य દેવલોકી, સુંદર, आश्रमपद ન. મઠ) સુંદર મઠ.

दृप् ૪ ગ. પ. ગર્વ ધરવો.

द्रु ૧ ગ. પ. દોડવું.

नु, અ. શંકા અથવા વિતર્કદર્શક અવ્યય.

पद्म ન. દિવસે ખીલતું કમળ.

पलायमान (परा જોડે अय् ૧ ગ. આ. 'જવું' નો વર્તમાન કૃદન્ત. रा નો ला થાયછે ) દોડતું.

पुरस्तात् ક્રિ. વિ. આગળ, મ્હોં આગળ.

पूर्व સર્વ. પૂર્વનું, અગાઉનું (પુરૂષ અથવા વસ્તુ).

बहिस् ક્રિ. વિ. બહાર.

भण् ૧ ગ. પ. બોલવું.

मन्दता સ્ત્રી. સુસ્તી, કરમાયલી સ્થિતિ.

माया સ્ત્રી. જાદુવિદ્યા, ઠગાઈ, ઇન્દ્રજાલ.

मुर्च्छ् ૧ ગ. પ. મૂર્છા પામવી, બેશુદ્ધ થઈ જવું.

मृगया સ્ત્રી. શિકાર.

म्लै ૧ ગ. પ. થાકી જવું, નરમ થઈ જવું, લોથ પોથ થઈ જવું.

रक्त ન. લોહી, રૂધિર.

रध † ૪ ગ. પ. ઇજા કરવી.

रुह् ૧ ગ. આ. ભૂમિપર આળોટવું.

वम् ૧ ગ. પ. વમન કરવું, ઉલટી થવી.

विभूति સ્ત્રી. પૈસો, ચઢતી, ઐશ્વર્ય.

ससैनिक પુ. સ્ત્રી. ન. સિપાઈ સહિત.

शिष् ૧ ગ. પ. શાસન કરવું, વ્યવસ્થા કરવી, માઙ્ગલ્યકારક થવું.

---

* ગણકાર્યરહિત કાળમાં આ ધાતુને અને ૧ પૃ૦ ૧ લી કલમમાં ગણાવેલા બીજા ધાતુઓને વિકલ્પે आय् લગાડવામાં આવેછે.

† સ્વરાદિપ્રત્યય પર છતાં रध् અને जभ् માં अ પૂર્વે न् મુકાયછે; જેમકે ररन्ध परोक्ष ભૂ. કા. ૩. પુ. એ.વ. અહિં સ્વર વૃદ્ધિ પામતો નથી, કારણકે न् મૂકીએ છિયે એટલે સ્વરનું ઉપાન્ત્યપણું બંધ થાયછે.

स्तन् ૧ ગ. ૫. બૂમ પાડવી, ગર્જના કરવી.
स्निह् ૪ ગ. ૫. સ્નેહ રાખવો.
स्नु ૨ ગ. ૫. વેહેવું.
स्वृ ૧ ગ. ૫. સ્વર કરવો.
हत हन् નો કર્મણિ ભૂ. કૃ. મરાયલું.

---

અવિવેક व्यभिचार પુ.
ઋચીક (ઋષિનું નામ છે) ऋचीक પુ.
કદી નહીં नैव અ., नकर्हिचित् અ.
કાર્તવીર્ય (એક રાજાનું નામ છે. એને પરશુરામે માર્યો હતો) कार्तवीर्य પુ.
કોવાડી परशु પુ.
ગાધિ (રાજાનું નામ છે) गाधि પુ.
ઘણું भृशम् ક્રિ. વિ.
છુટી मुक्त मुच् નો કર્મણિ ભૂ. કૃ., मुक्ता સ્ત્રી., છુટાથવું मुच् (કર્મણિ ૩૫ વાપરો).
જડમૂળથી કાપીનાખવું मुल् ૧૦ ગ. उद् જોડે. उन्मूलयितुम् હેત્વર્થ-કૃદન્ત.
જમદગ્નિ (ઋષિનું નામ છે) जमदग्नि પુ.
જીવતી जीवन्ती जीव् નો કર્તરિ વર્તમાનકૃદન્ત. સ્ત્રી. सजीवा સ્ત્રી. (जीव પુ. જીંદગી, અને स [सह ને ઠેકાણે] અ. સાથે).
નામનું नाम અ., नाम्ना તૃ. એ. વ. (नामन् શબ્દઉપરથી).
નાનામાં નાનું कनिष्ठ પુ. સ્ત્રી. ન.
પાછાં જીવતાં થવું जीव् पुनर् જોડે
ભૃગુ (ઋષિનું નામ છે) भृगु પુ.
રેણુકા (જમદગ્નિની વહુ અને પરશુરામની મા) रेणुका સ્ત્રી.
શિવાય ऋते અ.

---

## પાઠ ૧૪.

## પરોક્ષભૂતકાળ (જારી).

૧. જો કોઈ ધાતુમાં બે મૂળ (અસંયુક્ત) વ્યંજન વચ્ચે अ કાર હોય અને વળી પહેલા વ્યંજનનો અભ્યાસમાં ફેરફાર થતો ન હોય તો અવિકારક પ્રત્યય પર છતાં અને પૂર્વે इ આગમ આવ્યો હોય એવા પરસ્મૈપદ ૨. પુ. એ. વ. ના પ્રત્યય थ પર છતાં તે अ ને બદલે ए મુકાય છે અને અભ્યાસનો લોપ થાયછે.

तन्

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ततान–ततन | तेनिव | तेनिम |
| ૨ જો „ | तेनिथ | तेनथुः | तेन |
| ૩ જો „ | ततान | तेनतुः | तेनुः |

तन् ધાતુમાં નિયમમાં કહેલી બધી શરતો પાર પડેલીછે; नन्द् માં એમ નથી, કેમકે એ ધાતુમાં સંયુક્ત વ્યંજન છે, गद् માં અને भण માં પણ નિયમ બધી રીતે લાગુ પડતો નથી, કેમકે અભ્યાસમાં તેઓના પહેલા વ્યંજનના અનુક્રમે ज् અને ब થાયછે. એટલે રૂપો નીચે પ્રમાણે થાયછે.

| | | | |
|---|---|---|---|
| ૩. પુ. | ननन्द | ननन्दतुः | ननन्दुः |
| ,, | जगाद | जगदतुः | जगदुः |
| ,, | बभाण | बभणतुः | बभणु |

અને नेन्दतुः, गेदतुः, भेणतुः વિગેરે થતું નથી.

पच् ૨. પુ. એ. વ. पेचिथ–पपक्थ; शक् ૨. પુ. એ. વ. शेकिथ शशक्थ, ૯૪ પૃ૦ ૩ (४). પ્રમાણે અહિં थ ની પૂર્વે વિકલ્પે इ મૂકાય છે. જ્યારે इ લાગેછે ત્યારે ઉપલો નિયમ લાગુ પડે છે, નહીં તો લાગુ પડતો નથી. च નો क् માર્ગો૫૦ ૭૮ પૃ૦*નોધ પ્રમાણે થયો છે.

૨. तॄ, फल्, भज, त्रप्, અને श्रध् ('પૂજા કરવી,' 'દ્રોહ કરવો' એવો અર્થ થતો હોય ત્યારે) એટલા ધાતુના अ અથવા आ ને બદલે એજ પ્રમાણે (ઉપલા નિયમમાં કહ્યું છે તે પ્રમાણે) ए થાયછે; વળી जॄ, भ्रम्, त्रस, फण्, राज्, भ्राज्, भ्राश, भ्लाश, स्यम्, અને स्वन् ધાતુમાં આ ફેરફાર વિકલ્પે થાયછે.

અહિં ગણાવેલા ધાતુઓને ૧ લા સામાન્ય નિયમ લાગુ પડતો નથી.

तॄ–ततॄ ૭૬ પૃ૦ ૨ ઉ પ્રમાણે–ततर +अतुः ૯૭ પૃ૦ ૧૦. પ્રમાણે–અને ઉપલા નિયમ પ્રમાણે तेरतुः, એમજ त्रपे, त्रेपाते વિગેરે. बभ्राम—बभ्रमन અથવા भ्रेमतुः—बभ्रमुः અથવા भ्रेमुः વિગેરે.

૩. शस्, दद, અને वादि ( व् થી શરૂ થતા ) ધાતુઓમાં આ ફેરફાર થતો નથી.

वम् ૩. પુ. ववाम–ववमतुः—ववमुः.

૪. ઘણું કરીને અવિકારક પ્રત્યય પર છતાં નીચે લખેલા તથા બીજા કેટલાક ધાતુઓના य, व તથા र् ના યથાક્રમ इ, उ અને ऋ થાયછે—*वच, यज्, वप, वह्, वस् ૧ ગ., वे, व्ये, ह्वे, श्वि, वद, स्वप, ज्या, वश्, व्यच, प्रच्छ्, व्रश्च्, भ्रस्ज, ग्रह, અને व्यध. પરોક્ષભૂતકાળમાં આ ટીપમાંથી प्रच्छ, व्रश्च्

* મૂળ ગ્રન્થમા વર્ણવેલા પહેલા ૧૧ ધાતુ પછી ગણકાર્યવિશિષ્ટકાળના અવિકારક પ્રત્યય આવે તો તેમા એ ફેરફાર થતો નથી.

અને भ्रस्ज् ને કાઢી નાખવા. આ ફેરફારને અથવા તો य्, व्, અને र ના આદેશભૂત इ, उ, અને ऋ ને संप्रसारण કહેછે.

૫. પરોક્ષભૂતકાળના વિકારક પ્રત્યય પર છતાં સંપ્રસારણ માત્ર અભ્યાસમાંજ થાયછે. व्यर्थ् નો અભ્યાસ બધાં રૂપોમાં वि થાયછે.

૬. સંપ્રસારણ પછી સ્વર આવે તો તે લોપાયછે.

૭. જ્યારે સંયુક્ત વ્યંજનના બન્ને વ્યંજનો સંપ્રસારણ લઇ શકે એવા હોય ત્યારે માત્ર છેલ્લામાંજ એ ફેરફાર થાયછે.

यज्

| | પરસ્મૈપદ. | | | આત્મનેપદ. | | |
|---|---|---|---|---|---|---|
| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
| ૧લો પુ. | इयाज-इयज | ईजिव | ईजिम | ईजे | ईजिवहे | ईजिमहे |
| ૨જો ,, | इयजिथ-इयष्ठ | ईजथुः | ईज | ईजिषे | ईजाथे | ईजिध्वे |
| ૩જો ,, | इयाज | ईजतुः | ईजुः | ईजे | ईजाते | ईजिरे |

यज-ययज-इअयज् ५. પ્રમાણે-इयज् ६. પ્રમાણે-इयाज. यज्-इज् ४. અને ६. પ્રમાણે-इइज्-ईज + अतुः–ईजत·. यज्–इयजिथ અથવા इयज + थ ૯૪ પૃ૦ ૩ (ई,) પ્રમાણે-इयष् + थ ६.८ પૃ૦ ९, પ્રમાણે-इयष + ठ-इयष्ठ માર્ગોપ૦ ૨૦ પૃ૦ *નોધપ્રમાણે. व्यध-व्यव्यध्-विअव्यध ५. અને ७. પ્રમાણે-विव्यध ६. પ્રમાણે-विव्याध. स्वप-स्वस्वप्-सुस्वप-*सुष्वप + अ-सुष्वाप. व्यध्-विध्-विविध + अतुः-विविधतुः. स्वप्–सुप्-सुषुप + अतुः-सुषुपतः. वच ५. ३. पु. उवाच-ऊचतुः-ऊचुः— २. पु. એ. व. उवचिथ અથવા उवक्थ. આ. ऊचे-ऊचाते ઇત્યાદિ.

૧. (અ) અનુનાસિક અથવા અંતઃસ્થ શિવાય બીજા કોઇ પણ વ્યંજન પર છતાં અથવા પદાન્તે હોય ત્યારે द्रुह, मुह, स्नुह्, અને स्निह् નાં ह નો વિકલ્પે घ् થાયછે, એટલે घ् અથવા ढ थाયછે.

मुमोहिथ, मुमोह + थ ૯૫ પૃ૦ ६. પ્રમાણે—मुमोढ + थ અથવા मुमोघ् + थ-मुमोढ અથવા मुमोग्ध.

* જે ધાતુનો આદિવ્યંજન स् હોય અને તે स् ની પછી સ્વર કે દન્ત્ય વ્યંજન આવ્યો હોય તે ધાતુઓ અને स्वक्, स्विद्, स्वद्, स्वञ्ज्, स्वप्, અને स्मि ધાતુઓના स् ની પૂર્વ સામાન્ય રીતે અંકુજ પદમા अ અથવા आ શિવાય કોઇ સ્વર અથવા કણ્ઠ્ય વ્યંજન આવ્યો હોય તો स् નો ष થાયછે. सेक्, सृप्, सृज्, स्, स्तृ, અને स्त्यै અપવાદરૂપ છે, એટલે એ ધાતુઓમા એ નિયમ લાગતો નથી

(આ) એ બીજી સ્થિતિમાં नह् ના ह् નો ध् થાયછે; જેમકે, અને ननह् +थ=ननध्+थ=ननद्ध.

૨. वह् ના ह् નો ૫૯ પૃ૦ ૨. પ્રમાણે લોપ થાય ત્યારે પૂર્વના अ અથવા आ નો ओ થાયછે.

वह्-ववह्-उवह्+थ-उवह्+थ ૫૯ પૃ૦ ૧. પ્રમાણે-उवढ्+ध ૫૯ પૃ૦ ૨. પ્રમાણે-उवढ ૫૯ પૃ૦ ૩. પ્રમાણે-અને આ નિયમ પ્રમાણે उवाढ ને બદલે उवोढ

૮. (અ). वे ઉ. 'વણવું' એ ધાતુનું પરોક્ષભૂતકાળના વિકારક પ્રત્યય પર છતાં ફેરફાર થઈ उवय् અંગ થાયછે, અને અવિકારક પ્રત્યય પર છતાં ऊय् અથવા ऊव् અંગ થાયછે. व्ये ઉ. 'ઢાંકવું' એ ધાતુનું પરોક્ષભૂતકાળના વિકારક પ્રત્યય પર છતાં विव्य અંગ થાયછે, અને અવિકારક પ્રત્યય પર છતાં विवी અંગ થાયછે. उवय् थ પૂર્વે इ આગમ પામેછે.

આ નિયમ ન હોય તો ૯૮ પૃ૦ ૧૪ લાગુ પડે. व्ये-व्येव्ये-व+इव्ये ૧૦૫ પૃ૦ ૭. પ્રમાણે-विव्ये ૬. પ્રમાણે-विव्यै+अ-विव्याय. એજ પ્રમાણે वे નાં વિકારક પ્રત્યય લગાડતાં થતાં રૂપો સમજવાં.

(આ). ह्वे ઉ. 'બોલાવવું', 'હોડ બકવી' નાં પરોક્ષભૂતકાળનાં બધાં રૂપોમાં हु થાયછે, અને श्वि નો शु થાયછે.

એટલે પરોક્ષભૂતકાળના વિકારક પ્રત્યય પર છતાં પણ એ ધાતુઓ સંપ્રસારણ પામેછે. ह्वे-हउआ-हु ૧૦૫ પૃ૦ ૬. પ્રમાણે.

(ઇ) वे અને श्विનાં રૂપો મૂળ અંગ ઉપરથી પણ થાયછે. वे-वा ૯૮ પૃ૦ ૧૮. પ્રમાણે-ववा-ववौ-ववतुः-वतुः, ૯૮ પૃ૦ ૧૩ (અ) અને (આ) પ્રમાણે.

૯. अद्, ऋ, અને व्ये ધાતુઓ थ પૂર્વે નિત્યે इ લેછે.

૨. પુ. એ. વ. आरिथ. ૩. પુ. आर्-आरतुः-आरुः.

૧૦. मस्ज् અને नश् ધાતુઓમાં વ્યંજનાદિવિકારક પ્રત્યય પર છતાં अ પછી न् લગાડાયછે.

૧૧. (અ). જે ધાતુને પ્રારંભે अ અથવા आ શિવાય કોઈ સ્વર હોય અને તે સ્વર જાતે દીર્ઘ હોય અથવા હ્રસ્વ હોય અને તેની પછી સંયુક્ત વ્યંજન આવ્યો હોય તો તે ધાતુનાં પરોક્ષભૂતકાળનાં રૂપ ધાતુને आम् ઉમેરી પછી कृ, भू, અને अस् નાં પરોક્ષભૂતકાળનાં રૂપ લગાડવાથી થાયછે. ऋच्छ ધાતુ અપવાદભૂત છે.

(આ). દશમા ગણના ધાતુઓનો, પ્રેરકભેદનો, ઇચ્છાદર્શક ભે-

દનો, અને બીજા સાધિત ધાતુઓનો અથવા સામાન્ય રીતે કહીએ તો અનેકાચ્ ધાતુઓનો પણ પરોક્ષભૂતકાળ આ રીતે થાયછે. આ રૂપને आम्युक्त પરોક્ષભૂતકાળ કહેછે.

(ઇ). આત્મનેપદી ધાતુને कृ નાં આત્મનેપદ રૂપ લાગેછે અને પરસ્મૈપદીને પરસ્મૈપદનાં રૂપ લાગેછે.

ईश् આત્મનેપદ. (અ).

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ईशांचक्रे | ईशांचकृवहे | ईशांचकृमहे |
| ૨ જો ,, | ईशांचकृषे | ईशांचक्राथे | ईशांचकृढ्वे |
| ૩ જો ,, | ईशांचक्रे | ईशांचक्राते | ईशांचक्रिरे |

વળી ईशामास, ईशांबभूव વિગેરે.

कथ् ૧૦ ગ. પરસ્મૈપદ (આ).

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | कथयांचकार-चकर | कथयांचकृव | कथयांचकृम |
| ૨ જો ,, | कथयांचकर्थ | कथयांचक्रथुः | कथयांचक्र |
| ૩ જો ,, | कथयांचकार | कथयांचक्रतुः | कथयांचक्रुः |

વળી આ. कथयांचक्रे, વિગેરે.

ઘણા ખરા ગણકાર્યરહિત કાળોમાં अय કાયમ રહેછે (૧૦૧ પૃ० * નોંધ જુઓ).

૧૨. (અ). दय्, अय्, कास्, અને आस् એ ધાતુ आम्युक्त પરોક્ષભૂતકાળનાં રૂપ નિત્યે લેછે, અને उष्, विद्, અને जागृ એ રૂપો વિકલ્પે પામે છે.

(આ). भी, ह्री, भृ, અને हु આ ધાતુઓ પણ आम्युक्त પરોક્ષભૂતકાળનાં રૂપ વિકલ્પે લે છે, પણ આ ધાતુના અંગનો ત્રીજા ગણમાં થાયછે તે પ્રમાણે પ્રથમ દ્વિર્ભાવ થાયછે અને પછી आम् અને સહાયકારક ક્રિયાપદ લાગેછે.

૧૩. आम् એ વિકારક પ્રત્યય છે, માટે એ પ્રત્યય પર છતાં અન્ત્યસ્વર અને विद् શિવાયના ધાતુના ઉપાન્ત્ય સ્વરનો ગુણ થાયછે.

बिभयांचकार ; जिह्रयांचकार ; बिभरांचकार ; ઇત્યાદિ.

૧૪. (અ). અભ્યાસમાં માત્ર अ જ હોય તો अ દીર્ઘ થઈ आ થાયછે.

( આ ). જે ધાતુને પ્રારંભે अ અને અન્તે સંયુક્ત વ્યંજન હોય એવા ધાતુમાં તથા જેને પ્રારંભે ऋ હોય તેવા ધાતુમાં તથા अश् 'વ્યાપવું' એ ધાતુમાં અભ્યાસની પછી न ઉમેરાયછે.

| | | | | |
|---|---|---|---|---|
| अर्द् | ૩. પુ. | आनर्द | आनर्दतुः | आनर्दुः |
| अन्त् | ,, | आनन्त | आनन्ततुः | आनन्तुः |
| ऋज् | ,, | आनृजे | आनृजाते | आनृजिरे |

૧૫. અદ્યતનભૂતકાળ અને આશીર્વાદાર્થ શિવાય બધા ગણકાર્યરહિત કાળમાં મૃને પરસ્મૈપદ પ્રત્યયો લાગેછે.

૧૬. આ બે પાઠમાં આપેલા નિયમો પ્રમાણે અંગ તૈયાર કરી કર્તરિ રૂપમાં ધાતુ પરસ્મૈપદી હોય કે આત્મનેપદી હોય તો પણ તે અંગને આત્મનેપદ પ્રત્યયો લગાડવાથી ધાતુનાં પરોક્ષભૂતકાળનાં કર્મણિ તથા ભાવે રૂપો થાયછે.

---

गतायां रात्रौ सुप्ता वयं किल बहु विलेपिम।

युधिष्ठिरेण पृष्टो लोमशोऽगस्त्यस्य प्रभावं कथयामास।

कृतयुगे कालेया इति विश्रुता दानवा वृत्रं समाश्रित्य महीं स्वर्गलोकं च भृशं पीडयांचक्रुः। नैतत्कर्तुमानर्हुस्ते।

तान्हन्तुं सेन्द्रा विबुधा न शेकुः।

ते ब्रह्माणमुपसंगम्योचुर्भगवन्नखिलं त्रैलोक्यं दानवैरर्द्यते किमत्र करवामहे।

परमेष्ठ्युवाच भो देवा दधीचमृषिं गत्वा तस्यास्थीनि याचध्वम्। तेषां वज्रं कृत्वा वृत्रं हत।

तथेति प्रतिज्ञाय ते सर्वे दधीचस्याश्रममुपययुः।

तमृषिं देवाः प्रणेमुस्तस्यास्थीनि च ययाचिरे।

ततः स महात्मा त्रैलोक्यस्य हितायात्मनः प्राणानुत्ससर्ज।

तस्य परासोरस्थीनि देवा जगृहुस्त्वष्टारं च गत्वा तं* तेषामुग्रं वज्रं कारयामासुः।

---

* ૨૧ મા પાઠમાં ૧૨ જુઓ.

ततस्त्वष्टा शक्रमुवाचैतद्गृहीत्वा वृत्रं जहि ।

इन्द्रेण सहिता देवा रोदसी आवृत्य तिष्ठन्तं कालेयैरभिरक्षितं च वृत्रमासेदुः । तांश्च युद्धायाजुहुविरे ।

तैः सह देवानां तुमुलं युद्धं समापेदे । रजोभिः सर्वा दिशो व्यानशिरे । दानवेभ्यश्च देवा भृशं त्रेसुः ।

इतस्ततः प्रधावतां तेषां वेगं देवा दौर्बल्यान्न पेहिरे भीताश्च पलायामासुः ।

तादृशांस्तान्दृष्ट्वेन्द्रो विष्णुं शरणं वव्राज ।

ततो विष्णुरात्मनस्तेज इन्द्रे निदधे देवाश्च महर्षयश्चापि तथा विदधिरे ।

ततो रणधुरामेकोऽपीन्द्र उवाह ।

स वृत्रस्य वधाय महद्वज्रं मुमोच । तेन हतो वृत्रो भूमौ सुष्वाप ।

कोटचा कोटचा पुरद्वारमेकैकं रुरुधे द्विषाम् ॥
तत्कर्म वालिपुत्रस्य दृष्ट्वा विश्वं विसिष्मिये ।
संत्रेसू राक्षसाः सर्वे बहु मेने च राघवः ॥
सुग्रीवो मुमुदे देवाः साध्वित्यूचुः सविस्मयाः ।
बिभीषणोऽभितुष्टाव प्रशशंसुः प्लवंगमाः ॥
राघवो न दयांचक्रे दधुर्धैर्यं न केचन ।
मग्ने पतङ्गवह्नीरैर्हाहेति च विचुक्रुशे ॥
प्राणा* दध्वंसिरे गात्रं तस्तम्भे च प्रिये हते ।
उच्छ्श्वास चिराद्दीना रुरोदासौ ररास च ॥
लोहबन्धैर्बबन्धे नु वज्रेण किं विनिर्ममे ।
मनो मे न विना रामाद्यत्पुस्फोट सहस्रधा ॥
उत्तेरिथ समुद्रं त्वं मदर्थेऽरीञ् जिहिंसिथ ।
ममर्थ चातिघोरां मां †धिग्जीवितलघूकृताम् ॥

---

* આ શ્લોક સીતાએ જ્યારે પોતાના સ્વામિ રામને ઇન્દ્રજીતના બાણની અસરથી મરણતોલ ભૂમિપર પડેલો જોયો ત્યારની સીતાની સ્થિતિને લાગુ પડે છે. નીચેના બે શ્લોકમાં તે પ્રસંગના સીતાના કરૂણશબ્દો આપેલા છે.

† धिक् અવ્યયને યોગે દ્વિતીયા વિભક્તિ વપરાય છે.

मालिन्यं मार्जयामास चन्द्रमास्तिमिरैः कृतम् ।
खलैर्दत्तं मृषा दोषमिव सत्पुरुषः सताम् ॥

ऐन्द्रेण * ह वै महाभिषेकेण संवर्त आङ्गिरसो मरुत्तमाविक्षितमभिषिषेच † । तस्माद् मरुत्त आविक्षितः समन्तं सर्वतः पृथिवीं जयन्परीयायाश्वेन च मेध्येनेजे । ‡ तदप्येष श्लोकोऽभिगीतः । मरुतः परिवेष्टारो मरुत्तस्यावसन्गृहे । आविक्षितस्य कामप्रेर्विश्वे देवाः सभासद इति ।

---

૧. જ્યારે કાલેયોનો આગેવાન માર્યો ગયો (हन् कर्मणि રૂપ) ત્યારે તેઓ મરણિયા થઈને લઢ્યા (युध्). પણ આખરે દેવોએ તેમને તાબે કર્યા (जि).

૨. પછી તેઓએ મસલત કરી (मन्त्र् અથવા मन्त्रं कृ) અને વિશ્વનો નાશ કરવાનો સંકલ્પ કર્યો (निस+चि).

૩. તેઓએ ધાર્યું (मन्) કે સઘળા ઋષિઓ અને બ્રાહ્મણોનું મોત અથવા નાશ એ હેતુ પાર પાડવાનું ઉત્તમ સાધન છે; કારણ કે તેઓ જે તપ આચરે છે (तप् અથવા चर्) અને જે યજ્ઞો કરે છે (तन् અથવા आ+हृ) તેના પર વિશ્વ આધાર રાખે છે (आ+श्रि અથવા अव+लम्ब्).

૪. માટે તેઓ દહાડે દરીઆમાં સંતાઈ રહેતા (प्र+छद्), રાત્રે બહાર ફરતા (चर्), ઘણા બ્રાહ્મણોને મારી નાખતા (हन्), અને સઘળા લોકોને દમતા (पीड् અથવા अर्द्).

૫. વસિષ્ઠ, ભાર્ગવ, અને બીજા ઋષિઓના આશ્રમો પાયમાલ કરાયા (अव+साद् પ્રેરકરૂપ) અને ઉજડ કરાયા (कृ); પછી તેઓએ તેને બાળી નાખ્યા (दह्).

૬. કોઈ માણસો જગન કરતા નહીં (यज्) અને દેવો બીતા (भी અથવા त्रस्).

૭. આ બધું કોણ કરે છે તે તેઓ જાણતા ન હતા (ज्ञा), અને તેથી તેઓ વિષ્ણુ પાસે ગયા (उप+गम्) અને તેની મદદ માગી (याच्).

---

* ऐन्द्रो महाभिषेकः એ એક જાતનો રાજ્યાભિષેક હતો. એ પ્રમાણે ઇન્દ્રને દેવોએ અભિષેક કર્યો હતો. એજ અભિષેક મૃત્યુલોકના રાજાઓને કરવામાં આવતો ત્યારે તેઓને શસ્ત્ર ભેદી શકતાં નહીં અને તેઓ આખી પૃથ્વી જીતી શકતા.

† અહિં तद् એ तस्मात् બરોબર છે. ‡ ૧૩૮ પૃ૦ § નોપ જુઓ.

૮. વિષ્ણુએ તેઓને કહ્યું ( कथ् અથવા चक्ष् ) કે એ બધું કાલેયો રાત્રે કરેછે અને દિવસે સમુદ્રમાં સંતાઈ રહેછે.

૯. તેણે ( વિષ્ણુએ ) તેમને આજ્ઞા કરી ( आ+दिश् ) કે તમે અગસ્ત્ય પાસે જાઓ અને દરીઓ પી જવાની એને વિનતિ કરો.

૧૦. દેવો તે ઋષિની પાસે ગયા ( उप+इ ), તેને નમ્યા ( प्र+नम् ), અને તેના સામર્થ્યનાં વખાણ કર્યાં ( स्तु અથવા प्र+शंस् ).

૧૧. તેણે તેમને તેમના આવવાનો હેતુ પુછ્યો ( प्रच्छ् ).

૧૨. એ તેઓએ તેને કહ્યો ( कथ् ). તે ઉપરથી અગસ્ત્ય સમુદ્રવિશે ગયો ( या ) અને દેવો તેની પાછળ ગયા ( अनु+इ અથવા अनु+या ).

૧૩. તે સમુદ્ર પી ગયો ( पा ) અને કાલેયો તેમની આશરો લીધાની જગ્યામાંથી બહાર ખેંચી કઢાયા ( आ+कृष् ).

૧૪. પછી એક લડાઈ થઈ ( सम्+आ+पद् ) અને દેવોએ તેમને મારી નાખ્યા.

## શબ્દકોશ ૧૪.

अगस्त्य પુ. ઋષિનું નામ છે.

अतिघोर પુ. સ્ત્રી. ન. ઘણું ભયંકર અથવા ક્રૂર.

अन्ततः ક્રિ. વિ. આખરે.

अभिगीत आभि જો. गै ૧ ગ. પ. નો કર્મણિ ભૂ. કૃ., ગવાયલું, ગાયલું.

अर्थ् प्र જો. ૧૦ ગ. આ., અરજ કરવી.

अर्द् ૧ અને ૧૦ ગ. પીડવું, દમવું.

अश् ૫ ગ. આ. વ્યાપવું वि જો.

*अस्थि પુ. હાડકું.

आङ्गिरस પુ. अङ्गिरस् નો વંશજ*.

आविक्षित પુ. अविक्षित् નો પુત્ર.

इ ૨ ગ. પ. परि જો., આસપાસ ફેરો ફરવો.

इतस्ततः ક્રિ. વિ. આમતેમ, અહિંથી તહિંથી.

उ અવ્યય છે.

उग्र પુ. સ્ત્રી. ન. સખ્ત, તીક્ષ્ણ, આકરૂં.

उष् ૧ ગ. પ. બાળવું.

एकैक સર્વ. પુ. સ્ત્રી. ન. એકેક, દરેક.

ऐन्द्र પુ. સ્ત્રી. ન. ઇન્દ્રસંબંધી.

कामाप्र પુ. જેની ઇચ્છાઓ સંપૂર્ણ થઈ છે તે, કૃતાર્થ.

कारय कृ નું પ્રેરકઅંગ, કરાવવું.

---

* ૧૯ પાઠમાં ૧૧ કલમ જુઓ.

कालेय પુ. અમુક રાક્ષસોનું નામ છે.
कृतयुग ન. હિંદુશાસ્ત્રના ચાર યુગમાંનો પહેલો યુગ.
क्रुश् ૧ ગ. પ. વિ જોડે, બૂમ પાડવી.
चर् ૧ ગ. જવું, છલંગ ચાલવું.
चिरात् ક્રિ. વિ. ઘણીવાર રહીને.
छद् ૧૦ ગ. प જોડે, સંતાડવું.
जीवितलघूकृत પુ. સ્ત્રી. ન. જીંદગીથી અથવા જીવતા રહેવાથી નામોશી પામેલું અથવા માનભ્રષ્ટ થયલું.
तप् ૧ ગ. પ. તપ કરવું
तादृश પુ. સ્ત્રી. ન. તેના જેવું.
तिमिर પુ. ન. અંધારૂં.
तुमुल પુ. સ્ત્રી. ન. જબરૂં, ભારે, સારીપેઠે ઝામેલું.
त्रस सम જોડે, બીવું, ત્રાસવું.
त्रैलोक्य ન. ત્રણે લોક.
दद् ૧ ગ. આ. આપવું.
दधीच પુ. ઋષિનું નામ છે.
दय् ૧ ગ. આ. દયા આણવી.
दानव પુ. રાક્ષસ.
* दिश् સ્ત્રી. દિશા.
दीन પુ. સ્ત્રી. ન. નિરાશ્રય, ગરીબ.
दोष પુ. ઠપકો, નિન્દા, કલંક.
दौर्बल्य ન. નબળાઇ.
धिक् અ. છટ્, ધિક્કારદર્શક અવ્યય.
पतङ्गवत् ક્રિ. વિ. પતંગિયાંની માફક.
परमेष्ठिन् પુ. બ્રહ્મદેવ.
परासु પુ. સ્ત્રી. ન. મરેલું, મુએલું, ગતપ્રાણ.
परिवेष्टृ પુ. પિરસનાર.
पुरद्वार ન. શેહેરનો દરવાજો
प्रभाव પુ. સામર્થ્ય, મોટાઇ.
प्लवगम પુ. વાનર.
फण् ૧ ગ. પ. જવું.
फल् ૧ ગ. પ. ફળવ
बहु ક્રિ. વિ. ઘણું, મોટેથી.
बिभीषण પુ. રાવણનો ભાઈ અને રામનો મિત્ર.
† भ्रस्ज ६ ગ. ઉ. સેકવું, ભુંજવું.
भ्राज् ૧ ગ. આ. પ્રકાશવું.
भ्राश् ૧ ગ. આ. પ્રકાશવું.
भ्लाश् ૧ ગ. આ. પ્રકાશવું.
मदर्थे ક્રિ. વિ. મારે માટે.
मन्त्र ૧૦ ગ. આ. મસલત કરવી.
मरुत्त પુ. રાજાનું નામ છે.
महाभिषेक પુ. (महत् પુ. સ્ત્રી. ન. મોટું અને अभिषेक પુ. રાજાને મુગટ પેહેરાવતી વખતે પાણી છાંટેછે તે) મોટો રાજ્યાભિષેક.
मालिन्य ન. અંધારૂં, મેલાપણું.
मृज ૧૦ ગ. સાફ કરવું, માજવું.
मृषा અ. ફોગટ, ખોટું.

---

* ૧૯ પાઠમા ૨૨ કલમ જુઓ

† આ ધાતુના આશીર્વાદાર્થ શિવાય બધા ગણકાર્યરહિત કાળમા બે અગ થાયછે, भ्रस्ज् અને भर्ज्. भ्रस्ज् ના स् નો લોપ થતો નથી ત્યારે ज् થાયછે (૯૯ પૃ૦ ૧૦).

मेध्य પુ. સ્ત્રી. ન. યજ્ઞને વાસ્તે ઠરાવેલું અથવા લાયક.
रस् ૧ ગ. પ. બૂમ પાડવી.
रोदसी ન. દ્વિ. વ. પૃથ્વી અને સ્વર્ગ.
लप् ૧ ગ. પ. वि જોડે, વિલાપ કરવો, શોક કરવો.
लम्ब् अव જોડે, ૧ ગ. આ. આધાર રાખવો.
लोमश પુ. ઋષિનું નામ છે.
लोहबन्ध પુ. (लोह પુ. ન. લોઢું, बन्ध પુ. બન્ધન, બેડી) લોઢાની બેડી.
वज्र પુ. ન. ઘણો કઠણ પથ્થર, વજ્ર.
वालिपुत्र પુ. વાલિનામના વાનરસરદારનો પુત્ર.
विबुध પુ. દેવ.
विश्रुत પુ. સ્ત્રી. ન. वि+श्रु નો કર્મણિ ભૂ. કૃ., પ્રખ્યાત, વખણાયલું.
विश्वे देवाः પુ. બ. વ. બધા દેવો.
वेग પુ. ઝડપ, વેગ.
शक्र પુ. ઇન્દ્રનું નામ છે.
श्रि आ જોડે, આધાર રાખવો.
संवर्त पु. એક ગોરનું નામ છે.
सत्पुरुष પુ. સારો માણસ.
सभासद् પુ. સભા અથવા દરબારનો બેસનાર.
समन्तम् ક્રિ. વિ. ફરતું.
सर्वतः ક્રિ. વિ. બધી દિશાએ.
साविस्मय પુ. સ્ત્રી. ન. આશ્ચર્યસહિત, અચંબો પામતું.
सहस्रधा ક્રિ. વિ. હજારો ભાગમાં.
साधु ક્રિ. વિ. સારી રીતે.
सुग्रीव પુ. વાનર સરદાર અને રામના મિત્રનું નામ છે.
सृज् उद् જોડે, તજવું.
सेन्द्र પુ. સ્ત્રી. ન. ઇન્દ્રસહિત.
स्तु अभि જોડે, વખાણવું, સ્તુતિ કરવી.
स्फुट् ૬ ગ. પ. ભાગવું, ફાટીજવું.

---

આવવું તે आगमन ન., आगम પુ.
આશરો લીધેલી જગ્યા आश्रयस्थान ન.
ઉજડ निर्जन પુ. સ્ત્રી. ન.
ઉપાય उपाय પુ., अभ्युपाय પુ.
કામ कार्य ન., फल ન.; એ હેતુ પાર પાડવાને फलावाप्तये.
તપ तपांसि બ. વ.
નાશ ध्वंस પુ., नाश પુ., अवसाद પુ.
નાશ કરવો छिद् ૭ ગ. उद् જોડે; सूद् ૧૦ ગ. नि જોડે; उच्छेत्तुम् હેત્વર્થ કૃ; निषूदयितुम् હેત્વર્થ કૃ.
મરણીઆ થઇને प्रसह्य અ. ક્રિ. વિ. आत्मनिरपेक्षम् અ. ક્રિ. વિ., साहसेन તૃ૦ વિ., ક્રિ. વિ. તરીકે વપરાયું છે.
મોત वध પુ.
હેતુ प्रयोजन ન.
સામર્થ્ય प्रभाव પુ.

# પાઠ ૧૫.

## ભાગ ૧.

અસ્તનભવિષ્યકાળ, સામાન્યભવિષ્યકાળ, અને ક્રિયાતિપત્ત્યર્થ.

૧. અસ્તનભવિષ્યકાળ.

૧ ધાતુને तृ પ્રત્યય લગાડવો. તે લગાડતાં પહેલાં અન્ય સ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વસ્વરનો ગુણ થાયછે આ પ્રમાણે જે નામ બને તેનાં પ્રથમાનાં રૂપોને ત્રીજા પુરૂષનાં રૂપ દાખલ ગણવાં, અને પહેલા અને બીજા પુરૂષમાં अस् ધાતુનાં પરસ્મૈપદી વર્તમાનકાળનાં યથાપુરૂષ રૂપ પહેલીના એકવચનમાં ઉમેરવાં. જ્યારે ધાતુ આત્મનેપદી હોય ત્યારે अस् ધાતુના આત્મનેપદી રૂપો ઉમેરવાં.

૨. सेट् ધાતુ પછી तृ ની પૂર્વે इ મૂકવામાં આવેછે, અને वेट् ધાતુ પછી इ વિકલ્પે મૂકવામાં આવેછે. अनिट् ધાતુમાં તો इ આવતીજ નથી. इष्, सह, लुभ्, रुष् અને रिष એટલા ધાતુઓને तृ પૂર્વે વિકલ્પે इ લાગેછે.

૩. પરોક્ષભૂતકાળ શિવાય બધા ગણકાર્યરહિત કાળોમાં ग्रह् ધાતુમાં પ્રત્યયની પૂર્વે આવતો इ આગમ દીર્ઘ થાયછે. वृ, અને (દીર્ઘ) ऋ-કારાન્ત ધાતુઓમાં પરોક્ષભૂતકાળ, આત્મનેપદી આશીર્વાદાર્થ, અને પરસ્મૈપદી અદ્યતનભૂતકાળ શિવાય બધા ગણકાર્યરહિત કાળોમાં इ આગમ વિકલ્પે દીર્ઘ થાય છે.

૪. ऋ ઉપાન્ત્ય સ્વર હોય એવા अनिट् ધાતુઓના ऋ નો અઘોષવ્યંજનથી શરૂ થતા વિકારક પ્રત્યય (અંગમાં ગુણ કે વૃદ્ધિ ઉત્પન્ન કરનાર પ્રત્યય) પર છતાં વિકલ્પે र થાયછે; જેમકે स्पृश-स्पर्ष्टा અથવા स्प्रष्टा. सृज् અને दृश् ને માટે ૯૯ પૃ૦ ૧૮. જુઓ: सृज-स्रष्टा; दृश-द्रष्टा.

૫. જ્યારે सह् ના ह् નો ૫૯ પૃ૦ ૩ પ્રમાણે લોપ થાયછે ત્યારે वह् ધાતુમાં એવી સ્થિતિમાં થાયછે તેમજ પૂર્વના अ અથવા आ નો ओ થાયછે. (૧૦૬ પૃ૦ ૨. જુઓ).

પરસ્મૈપદ.

भू.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | भवितास्मि | भवितास्वः | भवितास्मः |
| ૨ જો ,, | भवितासि | भवितास्थः | भवितास्थ |
| ૩ જો ,, | भविता | भवितारौ | भवितारः |

सह्—सह्+ता—सढ्+ता—सढ्+धा—सढ्+ढा—साढा—सोढा ૧૧૪ પૃ૦ ૫ પ્રમાણે; वह् નું એમજ પ્રમાણે वोढा; लभ्+ता—लभ्+धा—लब्धा; दह्+ता—दघ्+ता—दघ्+धा—दग्धा; नह्+ता—नध्+ता ૧૦૬.પૃ૦ ૧ (આ) પ્રમાણે—नध्+धा—नद्धा; सृज्+ता—स्रज्+ता ૯૯ પૃ૦ ૧૮. પ્રમાણે—स्रष्+ता—स्रष्+टा—स्रष्टा सृप्—सर्प्ता અથવા स्रप्ता.

આત્મનેપદ.

मुद्.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | मोदिताहे | मोदितास्वहे | मोदितास्महे |
| ૨ જો ,, | मोदितासे | मोदितासाथे | मोदिताध्वे |
| ૩ જો ,, | मोदिता | मोदितारौ | मोदितारः |

૮૨ પૃ૦ ૨ જુઓ.

## ૨. સામાન્ય ભવિષ્યકાળ.

૧. વર્તમાનકાળના પ્રત્યયની પૂર્વે स्य મૂકવાથી આ કાળના પ્રત્યય સિદ્ધ થાયછે. ધાતુના સ્વરૂપ પ્રમાણે स्य ની પૂર્વે इ મૂકવી, અથવા ન મૂકવી, અથવા વિકલ્પે મૂકવી. પ્રત્યય પર છતાં અન્ત્ય સ્વરનો અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાયછે.

૧. ધાતુના અન્ત્ય स् નો स થી શરૂ થતા * અપુરૂષવાચક પ્રત્યય પર છતાં त् થાય છે.

૨. गम् પ., हन्, અને ऋकारान्त ધાતુઓ પછી, એ ધાતુઓ अनिट् છે, તો પણ આ કાળમાં स्य ની પૂર્વે इ લાગેછે, અને कृत् અને नृत् सेट् છે તો પણ તેઓ પછી स्य પૂર્વે વિકલ્પે इ લાગે છે.

૩. कृप्, वृत्, वृध्, शृध्, અને स्यन्द સામાન્ય ભવિષ્યકાળમાં વિકલ્પે

* આ શબ્દોના અર્થમાં પુરૂષ અને વચનદર્શક પ્રત્યયો જેવાકે मि, सि, ति, ઇત્યાદિ અને એક બે બીજા પ્રત્યયો શિવાય બધા પ્રત્યયોનો સમાવેશ થાયછે

પરસ્મૈપદી છે, અને પરસ્મૈપદી હોય ત્યારે स्य પૂર્વે इ લાગતી નથી. આ નિયમ क्लृप् ને શ્વસ્તનભવિષ્યકાળમાં પણ લાગુ પડેછે.

लभ्.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | लप्स्ये | लप्स्यावहे | लप्स्यामहे |
| ૨ જો ,, | लप्स्यसे | लप्स्येथे | लप्स्यध्वे |
| ૩ જો ,, | लप्स्यते | लप्स्येते | लप्स्यन्ते |

भू.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | भविष्यामि | भविष्यावः | भविष्यामः |
| ૨ જો ,, | भविष्यसि | भविष्यथः | भविष्यथ |
| ૩ જો ,, | भविष्यति | भविष्यतः | भविष्यन्ति |

लभ् + स्य – लप् + स्य + ते – लप्स्यते ; दिश् + स्य – देश् – देष् – देक् – देक् + ष्यति – देक्ष्यति; दुह् + स्य – दोह् – दोघ – धोघ – धोक् – धोक् + ष्यति – धोक्ष्यति ; दृश् + स्य – द्रश् ૮૯ પૃ૦ ૧૮ પ્રમાણે – द्रष – द्रक् – द्रक् + ष्यति द्रक्ष्यति; सृप् + स्यति – सर्प् અથવા स्रप् ૧૧૪ પૃ૦ ૪ પ્રમાણે – सर्प्स्यति અથવા स्रप्स्यति; वृध् + स्य – वर्ध् – वर्त् – वर्त्स्यति – અથવા वर्धिष्यते ઉપલા ૩ પ્રમાણે.

## ૩. ક્રિયાતિપત્ત્યર્થ *

૧. ક્રિયાતિપત્ત્યર્થમાં વર્તમાનકાળના પ્રત્યયને બદલે હ્યસ્તનભૂતકાળના પ્રત્યયો स्य ને લાગેછે. કાળવાચક अ આગમ ધાતુની પૂર્વે આ અર્થમાં મૂકવામાં આવેછે. બીજી વાતે તો ૨૫ સામાન્ય ભવિષ્યકાળનાં જેવાંજ છે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलप्स्ये | अलप्स्यावहि | अलप्स्यामहि |
| ૨ જો ,, | अलप्स्यथाः | अलप्स्येथाम् | अलप्स्यध्वम् |
| ૩ જો ,, | अलप्स्यत | अलप्स्येताम् | अलप्स्यन्त |
| ૧ લો પુ. | अभविष्यम् | अभविष्याव | अभविष्याम |
| ૨ જો ,, | अभविष्यः | अभविष्यतम् | अभविष्यत |
| ૩ જો ,, | अभविष्यत् | अभविष्यताम् | अभविष्यन् |

૨. अधि પૂર્વક इ ધાતુમાં અદ્યતનભૂતકાળ અને ક્રિયાતિપત્ત્યર્થમાં इ

* જેને ગુજરાતી વ્યાકરણમાં સંકેતભૂતકાળ કહેછે તે

ને સ્થાને गा આદેશ વિકલ્પે મૂકવામાં આવેછે. गा આદેશ પ્રાપ્ત થાયછે ત્યારે તેનો વ્યંજન પર છતાં गी થાયછે; જેમકે अध्यैष्यत અથવા अध्यगीष्यत ૩. પુ. એ. વ.

૩. ગણકાર્યરહિતકાળનાં કર્મણિ તથા ભાવે રૂપો તૈયાર થયલાં અંગને માત્ર આત્મનેપદ પ્રત્યય લગાડવાથીજ સિદ્ધ થાયછે.

૪. સામાન્યભવિષ્યકાળ સામાન્ય રીતે આવતો વખત બતાવેછે અને વિશેષે કરીને અદ્યતન ( આજને લગતો ) ભવિષ્યકાળ દર્શાવેછે. શ્વસ્તનભવિષ્યકાળ વિશેષે કરીને અનદ્યતન ( આજને લગતો નહીં એવો ) ભવિષ્યકાળ બતાવેછે. જે સાંકેતિક વાક્યમાં એવો ભાવ રહેછે કે સંકેત અથવા શરત પૂર્ણ થઈ નથી, તેમાં ક્રિયાતિપત્ત્યર્થ વપરાયછે. તે બે કાળ દર્શાવેછે, ભવિષ્ય અને ભૂત. જ્યારે તે ભૂતકાળનો સંકેત દર્શાવેછે ત્યારે તેમાંથી ક્રિયા નથી બની એવો ભાવાર્થ નીકળેછે.

---

हरिद्वारं गमिष्यामि तत्र च गङ्गाया उद्गमं हिमाचलं च द्रक्ष्यामि सर्वासां देवतानां पूजां च विधाय स्वकीयं ग्रामं प्रतिनिवर्त्स्यामि।

यद्यत्ते हितकरं तत्सर्वं कर्तुं यतिष्ये।

स्वामिनादिष्टोऽपि पुष्पाणि नानयसि यदानीतानि न वेति स प्रक्ष्यति तदा किं प्रतिवक्ष्यसि।

अस्माकं मित्रं हिरण्यको नाम मूषकराजो गण्डकीतीरे चित्रवने निवसति सोऽस्माकं पाशांश्छेत्स्यति।

यदि मे बाणपथमायास्यस्यसंशयं मरिष्यसि।

सुवृष्टिश्चेदभविष्यत्तदा सुभिक्षमभविष्यत्।

यदि स धर्ममत्यक्ष्यद्दुःखभाक्समवर्तिष्यत।

कुसुमपुर एकस्मिन्गृहे शत्रुणा पातितमग्निं यदि कृष्णवर्मा न निर्वापयिष्यत्तदा सर्वमेव नगरमग्निरधक्ष्यत्।

कुम्भकर्णस्य गात्राणि रामो रणे कर्त्स्यतीति केन संभावितम्।

पुष्करेण भ्रात्रा द्यूते जितो नलो राज्यात्परिभ्रष्टो दमयन्त्या सह वनमियाय तत्रापि कलिना बहुविधैश्छलैः पीडितो सुप्तां दमयन्तीमुत्सृज्यैकस्मिन्स्थले जगाम। गच्छंश्च महान्तं दावं ददर्श। तन्मध्ये कर्कोटको नाम नाग आसीत्। तं स राजाग्नेर्मध्यादुद्धृत्य

कानिचित्पदानि निनाय । दशमे पदे कर्कोटको नलमदशत् । तेन नैषधस्य स्वीयं रूपमन्तरधीयत । आत्मानं विकृतं दृष्ट्वा स राजा विस्मितस्तस्थौ ।

ततः कर्कोटको नागः सान्त्वयन्नलमब्रवीत् ।
मया तेऽन्तर्हितं रूपं न त्वां विद्युर्जना इति ॥
यत्कृते चासि निकृतो दुःखेन महता नल ।
विषेण स मदीयेन त्वयि दुःखं निवत्स्यति ॥
विषेण संवृतैर्गात्रैर्यावत्त्वां न विमोक्ष्यति ।
तावत्त्वयि महाराज दुःखं वै स निवत्स्यति ॥
अनागा येन निकृतस्त्वमनर्हो जनाधिप ।
क्रोधादसूययित्वा तं रक्षा मे भवतः कृता ॥
न ते भयं महावीर दंष्ट्रिभ्यः शत्रुतोऽपि वा ।
ब्रह्मर्षिभ्यश्च भविता मत्प्रसादान्नराधिप ॥
राजन्विषनिमित्ता च न ते पीडा भविष्यति ।
सङ्ग्रामेषु च राजेन्द्र शश्वज्जयमवाप्स्यसि ॥
गच्छ राजन्नितः सूतो बाहुकोऽहमिति ब्रुवन् ।
समीपमृतुपर्णस्य स हि वैवाक्षनैपुणः ॥
अयोध्यां नगरीं रम्यामद्य वै निषधेश्वर ।
स तेऽक्षहृदयं दाता राजाश्वहृदयेन वै ॥
इक्ष्वाकुकुलजः श्रीमान्मित्रं चैव भविष्यति ।
भविष्यसि यदाक्षज्ञः श्रेयसा योक्ष्यसे तदा ॥
समेष्यसि च दारैस्त्वं मा स्म शोके मनः कृथाः* ।
राज्येन तनयाभ्यां च सत्यमेतद्ब्रवीमि ते ॥
स्वरूपं च यदा द्रष्टुमिच्छेथास्त्वं नराधिप ।
संस्मर्तव्यस्तदा तेऽहं वासश्चेदं निवासयेः ॥

---

* આ कृ ધાતુનુ આત્મનેપદી અદ્યતનભૂતકાળનુ ૨ પુ એ. વ. નુ રૂપ છે. અને એમા કાળવાચક આગમનો લોપ થયોછે (૨૨ પા૦ ૨ જુઓ).

अनेन वाससा च्छन्नः स्वरूपं प्रतिपत्स्यते ।
इत्युक्त्वा प्रददौ तस्मै दिव्यं वासोयुगं तदा ॥
एवं नलं च संदिश्य वासो दत्त्वा च कौरव ।
नागराजस्ततो राजंस्तत्रैवान्तरधीयत ॥

---

मरिष्यामि विजेष्ये वा हृताश्चेत्तनया मम ।
हनिष्यामि रिपूंस्तूर्णं न जीविष्यामि दुःखितः ॥
स्मेष्यन्ते मुनयो देवाः कथयिष्यन्ति चानिशम् ।
दशग्रीवस्य दुर्नीतैर्विनष्टं रक्षसां कुलम् ॥
मधुकर मदिराक्ष्याः शंस तस्याः प्रवृत्तिं
वरतनुरथवासौ नैव दृष्टा त्वया मे ।
यदि सुरभिमवाप्स्यस्तन्मुखोच्छ्वासगन्धं
तव रतिरभविष्यत्पुण्डरीके किमस्मिन् ॥
अकरिष्यदसौ * पापमतिनिष्करुणैव सा ।
नाभविष्यमहं तत्र यदि तत्परिपन्थिनी ॥

---

૧. જો હું આજે નળને નહીં દેખું (दृश्) તો અગ્નિમાં મારા આત્માને ત્યાગ કરીશ (परि+त्यज्) અને મરીશ (मृ).

૨. રાજા પોતાના મેળાપનો હેતુ મને કહેતા નથી. ઠીક છે, હું છેવટે તે જાણીશ (ज्ञा).

૩. સુદેવ, ઋતુપર્ણ પાસે જા અને તેને કહે કે દમયન્તી નવો સ્વયંવર કરનાર છે (आ+स्था), ઘણા રાજાઓ અને રાજકુમારો ત્યાં જાયછે, અને તે કાલે થનારછે (प्र+वृत्).

૪. જો તમે ઇચ્છતા હો તો કુણ્ડિનપુર એકે દહાડે જાઓ, કારણ કે સૂર્ય ઉગશે (उद्+इ) કે તરતજ તે બીજા વરને વરશે (वृ).

૫. દમયંતીએ પર્ણાદને બહુ ધન આપ્યું અને કહ્યું કે નળ આવશે (आ+गम्) ત્યારે તને વધારે આપીશ (दा). મારે માટે તેં ઘણું કર્યું

* આ વાત એક ઘાતકી સ્ત્રીને વિશે છે. એક જુવાન સ્ત્રીના પતી ઉપર પ્યાર રાખીને તે તે સ્ત્રીને મારી નાખવાનું મહાતી હતી; પરંતુ આ શ્લોક બોલનારી પવિત્ર સ્ત્રીએ તેને અટકાવી.

છે, એટલું બધું બીજો કોઈ કરશે નહીં (कृ); કારણ કે હવે* તારા પ્રયત્નના પરિણામથીજ હું થોડા વખતમાં મારા ધણી ભેગી થઈશ (युज् કર્મણિરૂપ, અથવા सम्+गम् કે सम्+इ).

૬. અરે બાહુક! તારે મને છેતરવો નહીં. જોઈએ; આ નબળા ઘોડા મને એક દહાડે કુણ્ડિનપુર શી રીતે લઈ જશે (वह અથવા नी)?

૭. હવે આપણે આપણા ઘોડા ઉપર ચઢીશું (आ+रुह्) અને ઉતાવળા દોડીશું.

૮. બાહુકે રાજાને કહ્યું કે તેં મને આ ઝાડ ઉપરનાં પાંદડાં અને ફળની સંખ્યા કહી છે. ઠીક છે; હવે હું તારી રૂબરૂ તેને કાપી નાખીશ (शद्† નું પ્રેરકરૂપ, અથવા छिद्) અને પાંદડાં ગણી જોઈશ.

૯. તમે ચાંડાળ જોડે જમો છો માટે હું તમને અડકીશ નહીં (स्पृश्).

૧૦. તે રહેવા ક્યારે ઘર બાંધવા માંડશે (आ+रभ्) તે હું જાણતો નથી.

૧૧. જ્યારે તે ઘરમાં પેઠો ત્યારે યજ્ઞદત્ત તેને નમ્યો હોત (प्र+नम्) તો તેણે તેને ગર્વિષ્ઠ માણસ ગણ્યો ન હોત (मन्).

૧૨. જો તે શત્રુની રૂબરૂ રખવાળ વિના ગયો હોત (गम्) તો શત્રુએ તેને મારી નાખ્યો હોત (हन्).

૧૩. જો દેવદત્તને તે વેળા નાગ કરડ્યો હોત (दंश्) અને ઓસડ લાવવાને કોઈ ત્યાં ન હોત (भू) તો તે નક્કી મરી જાત (मृ અથવા (उप+रम्).

૧૪. મારા આશીર્વાદથી તું આ દુનીઆમાં શ્રેષ્ઠ રાજસત્તા ભોગવીશ (भुज्) અને તારા સઘળા ગુણથી યુક્ત પુત્ર પામીશ (आप् અથવા लभ्), તારી બધી પ્રજાને સંતુષ્ટ રાખ.

## ભાગ ૨.

## કર્મણિ તથા ભાવે રૂપો.

માર્ગોપદેશિકામાં અને આ ગ્રન્થના કેટલાક ભાગમાં આપેલા નિયમો ઉપરાંત ભણનારે નીચેના નિયમો પાઠ કરવાઃ—

૧. ગણકાર્યવિશિષ્ટ કાળોમાં ધાતુને य લાગેછે તે અવિકારક છે.

૨. કર્મણિ તથા ભાવે રૂપના य પર છતાં નીચે કહેલા ફેરફાર થાયછે.

* यत्नसामर्थ्यात् અથવા બીજું કંઈ વાપરવું.

† આ ધાતુના द् નો પ્રેરકરૂપમાં त् થાયછે.

(અ). ऋ કારાન્ત ધાતુઓના ऋ નો रि થાયછે, જેમકે कृ પરથી क्रियते.

(આ). પૂર્વે સંયુક્ત વ્યંજન આવ્યો હોય એવા ऋ નો અને ऋ ધાતુના ऋ નો ગુણ થાયછે. જેમકે स्मृ પરથી स्मर्यते.

(ઇ). ૧૪. પાઠની ૪કલમ અહિં લાગુ પડેછે; જેમકે वच् પરથી उच्यते.

(ઈ). दा, धा, અને એવાં રૂપ ધારણ કરનારા બીજા ધાતુ*, मा, स्था, गै, पा, सो, અને हा, 'તજવું,' એટલા ધાતુના અન્ત્ય સ્વરનો य પર છતાં ई થાયછે; જેમકે दीयते, मीयते, ઇત્યાદિ.

(ઉ). અન્ત્ય इ અથવા उ દીર્ઘ થાયછે: જેમકે जि ઉપરથી जीयते, स्तु પરથી स्तूयते.

(ઊ). અન્ત્ય (દીર્ઘ) ॠનો ईर થાયછે, અને તેની પૂર્વે ઓષ્ઠસ્થાની વ્યંજન અથવા व् આવ્યો હોય તો તેનો ऊर थायછે (૨ પૃ. ૮ કલમ જુઓ).

(એ). मन्थ्, अञ्च् 'જવું', शंस्, दंश्, सञ्ज्, रञ्ज्, अञ्ज्, भञ्ज्, स्कन्द्, ग्रन्थ्, स्तम्भ्, बन्ध्, भ्रंश्, વિગેરે કેટલાક ધાતુઓના અનુનાસિકનો લોપ થાયછે.

૩. સ્વરાન્ત ધાતુઓ અને हन्, ग्रह्, અને दृश् ના અસ્તનભવિષ્યકાળ અને સામાન્યભવિષ્યકાળનાં કર્મણિ કે ભાવે રૂપો કરવાં હોય તો તે સ્વરની વૃદ્ધિ કરીને† ધાતુ अनिट् હોય તો પણ इ સહિત એ કાળના આત્મનેપદપ્રત્યયો લગાડવાથી તેવાં રૂપો વિકલ્પે સિદ્ધ થાયછે. આ વિકલ્પરૂપોમાં આકારાન્ત ધાતુઓ પછી य ઉમેરાયછે.

(અ). નીચેનાં રૂપો સમજાવોઃ—

स्तर्यते, स्तीर्यते, नीर्ये, पूर्ये, उह्यते, अवसीयते, भाविष्यते, घानिष्यते, भविष्यते, दर्शिष्यते, द्रक्ष्यते, हारिष्यते, नायिष्यते, नेष्यते, स्थास्यते, हरिष्यते, स्थायिष्यते.

(આ). નીચેના ધાતુઓનાં સામાન્ય ભવિષ્યકાળનાં કર્મણિ તથા ભાવે રૂપો લખોઃ—

हृ, ह्वृ, वप्, यज्, सह्, मह्, रुह्, लिह्, बन्ध्, ग्लै, हा, भिद्, वृत्, रुच्, दु, लू, सो, स्तु, रू, शास्.

---

* જ્યારે આવા શબ્દો વાપરવામાં આવે ત્યારે હમેશાં दा ૨ ગ. 'આપવું' અને दै ૧ ગ. 'સ્વચ્છ કરવું' એ બે ધાતુઓને બાતલ કરવા સમજવો.

† આ दृश् ને લાગુ પડતું નથી. दृश् તો ગુણજ પામેછે. વળી ૬ ઠ્ઠા ગણના नू અને धू સામાન્ય રીતે ગુણ કે વૃદ્ધિ પામતા નથી (૯૭ પૃ૦ ૧૧ જુઓ) તેઓને આ નિયમ લાગુ પડી વૃદ્ધિ થાય છે.

અને નીચેના ધાતુનાં વર્તમાનકાળ તથા હ્યસ્તનભૂતકાળનાં કર્મણિ યા ભાવે રૂપો લખોઃ—

गॄ, तृ, यज्, दॄ, वृ, कृ, स्मृ, स्मृ, व्यच.

## શબ્દકોશ ૧૫.

अक्ष પુ. જુગટાના પાસા.

अक्षज्ञ પુ. સ્ત્રી. ન. પાસે રમવાની કળા જાણનાર.

अक्षनैपुण પુ. સ્ત્રી. ન. પાસા નાખવામાં હોશીઆર.

अक्षहृदय ન. પાસા નાખવાની કળા.

अतिनिष्करुण પુ. સ્ત્રી. ન. (अति ઘણું, અતિશે) ઘણું નિર્દય અથવા ક્રૂર.

अनर्ह પુ. સ્ત્રી. ન. અયોગ્ય.

अनागस् પુ. સ્ત્રી. ન. નિરપરાધી.

अनिशम् ક્રિ. વિ. વારંવાર, હમેશ, નિરંતર.

अश्वहृदय ન. ઘોડા ચલાવવાની કળા.

असंशय ક્રિ. વિ. બેશક.

असूयय * ખોટું ઇચ્છવું, દ્વેષભાવ રાખવો.

इक्ष्वाकु પુ. સૂર્યવંશી રાજાઓનો મૂળપુરૂષ.

ईश्वर પુ. રાજા.

उद्गम પુ. મૂળ, ઉત્પત્તિ, નીકળવું તે.

कर्कोटक પુ. સાપનું નામ છે.

कलि પુ. પાપરૂપી તત્ત્વ.

कुण्डिनपुर ન. શેહેરનું નામ છે.

कुलज પુ. સ્ત્રી. ન. (कुल ન. કુળ, કુટુમ્બ, અને ज जन 'ઉત્પન્ન થવું' ઉપરથી) કુટુમ્બમાં જન્મેલું, વંશજ.

कृ નિ જોડે, ઇજા કરવી, નુકસાન કરવું.

कृते અ. વાસ્તે, લીધે.

गण्डकी સ્ત્રી. નદીનું નામ છે; गण्डकीतीर ન. ગણ્ડકીનો કિનારો.

गात्र ન. અવયવ, શરીર.

चित्रवन ન. વનનું નામ છે.

छल ન. કપટ.

तनय પુ. પુત્ર.

तन्मुखोच्छ्वासगन्ध પુ. (उच्छ्वास પુ. શ્વાસ લેવો તે, ઉચ્છ્વાસ. गन्ध પુ. ખુશબો, સુવાસ, પરિમળ) તેના મોઢાના શ્વાસની સુવાસ.

* એ નામધાતુ છે અને असूया પરથી અન્ત્યસ્વરનો લોપ કરી ૧૦ મા ગણમાં अय ઉમેરાય છે તેમ अय ઉમેરવાથી સિદ્ધ થયો છે.

दंष्ट्रिन् પુ. તીક્ષ્ણ દાંતવાળું પ્રાણી, સાપ.
दशम પુ. સ્ત્રી. ન. દશમું.
दाव પુ. જંગલની આગ, દવાગ્નિ, જંગલ.
दिव्य પુ. સ્ત્રી. ન. સ્વર્ગીય, સુંદર.
दुःखभाज् પુ. સ્ત્રી. ન. દુઃખ ભોગવનાર, દુઃખી.
दुःखित પુ. સ્ત્રી. ન. પીડાયલું.
दुर्नीत ન. દુષ્ટ અથવા અવિચારી કામ.
निषधेश्वर પુ. નિષધ દેશનો રાજા.
नैपुण्य ન. ચતુરાઈ.
नैषध પુ. નિષધ દેશનો રાજા, નળ.
पद् प्रति જોડે, પ્રાપ્ત કરવું.
परिपन्थिन પુ. સ્ત્રી. ન. રસ્તા વચ્ચે રહીને હરકત કરનાર, રોકનાર.
तत्परिपन्थिनी સ્ત્રી. તેનો રસ્તો રોકનારી.
परिभ्रष्ट परि+भ्रंश નો કર્મણિ ભૂ. કૃ. પડેલું.
पातित पत ના પ્રેરકરૂપનો કર્મણિ ભૂ. કૃ. પાડેલું.
पुष्कर પુ. વિશેષ નામ છે.
बहुविध પુ. સ્ત્રી. ન. ઘણા પ્રકારનું.
बाणपथ પુ. (पथिन् પુ. માર્ગ) બાણ પહોંચે એટલો માર્ગ, બાણમર્યાદા.
बाहुक પુ. નળે જ્યારે સારથિનો વેશ લીધો હતો ત્યારનું તેનું નામ.
मूषक પુ. ઉંદર: मूषकराज પુ. ઉંદરોનો રાજા.
युग ન. જોડું; वासोयुग ન. લુગડાંનો જોટો.
रति સ્ત્રી. પ્રીતિ.
वच् प्रति જોડે, પ્રતિવચન આપવું, પ્રત્યુત્તર દેવો.
वस् પ્રેરકરૂપ नि જોડે, પોશાક પેહેરવો, પેહેરવું.
वापय પ્રેરકરૂપ वा નું, निर् જોડે, હોલવવું, બુઝવવું.
विनष्ट वि+नश નો ભૂ. કૃ., નાશ પામેલું.
शत्रुतस् ક્રિ. વિ. શત્રુથી.
शश्वत् ક્રિ. વિ. હમેશ.
संभावित सम्+भू ના પ્રેરકરૂપનો કર્મણિ ભૂ. કૃ. બની શકે એવું ધારાયલું.
संस्मर्तव्य પુ. સ્ત્રી. ન. યાદ રાખવાલાયક.
सुभिक्ष ન. અન્નની પુષ્કળતા.
सूत પુ. સારથિ, રથ હાંકનાર.
हरिद्वार ન. હિમાલયનાં તળાઆં આગળ એક પવિત્ર સ્થાન છે.
हिमाचल પુ. હિમાલય.
हिरण्यक પુ. ઉંદરનું નામ છે.

આશીર્વાદ आशिष् સ્ત્રી.
ગર્વિષ્ઠ अवलिप्त ભૂ. કૃ.
છેતરવું अति+सम्+धा, वि+प्र+लभ्, वञ्च् ૧૦ ગ. આ.
છેવટ उदर्क પુ., अवसान ન., परिणाम પુ.
છેવટે उदर्के વિગેરે.
નીચપુરૂષ कापुरुष પુ.
પર્ણાદ (વિશેષ નામ છે) पर्णाद પુ.
બાંધવું निर्+मा.
મેળાપ आगमन ન.
રખવાળ વિનાનું अरक्षित કર્મણિ ભૂ. કૃ.
રૂબરૂ (કોઇની) समक्षम् ક્રિ. વિ., प्रत्यक्षम् ક્રિ. વિ.
શ્રેષ્ઠ રાજ્યસત્તા साम्राज्य ન., पारमेष्ठ्य ન.
સંખ્યા संख्या સ્ત્રી.
સંતુષ્ટ રાખવું अनु+रञ्ज् નો પ્રેરક ભેદ.
સુદેવ (વિશેષ નામ છે) सुदेव પુ.
હેતુ प्रयोजन ન., उद्देश પુ.

---

## પાઠ ૧૯.

## વિભક્તિમાં નિયમભંગ.

માર્ગોપદેશિકાના ૨૫. પાઠને મથાળે આપેલા વિભક્તિપ્રત્યય વિદ્યાર્થીએ ધ્યાનમાં રાખવા.

૧. આ સ્થળે કેટલાક નામની વિભક્તિનાં નિયમવિરૂદ્ધ રૂપજ અમે બતાવીએ છિયે; તેમનાં બાકીનાં રૂપો તો સામાન્ય સંધિનિયમ પ્રમાણે વિભક્તિપ્રત્યય લગાડવાથી થાયછે. જે ઠેકાણે સંબોધનના એકવચન વિશે કંઈ પણ વિશેષ લખ્યું ન હોય ત્યાં તે રૂપ પ્રથમાના એકવચનના રૂપ સરખુંજ સમજવું*.

૨. જે નામો પોતેજ आકારાન્ત ધાતુ હોય અથવા જે નામોનો અન્ત્ય ભાગ आકારાન્ત ધાતુ હોય જેમ કે विश्वपा, शङ्खध्मा વિગેરે, તેવાં નામોના आકારનો દ્વિતીયાના બહુવચનથી માંડીને સ્વરાદિ પ્રત્યય પર છતાં લોપ થાયછે.

---

* વિદ્યાર્થીને સુગમ પડે માટે ઘણા અઘરા શબ્દોનાં સંપૂર્ણ રૂપાખ્યાન આપેલાં છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | विश्वपाः | विश्वपौ | विश्वपाः | प० | विश्वपः | विश्वपाभ्याम् | विश्वपाभ्यः |
| द्वि० | विश्वपाम् | ,, | विश्वपः | ष० | ,, | विश्वपोः | विश्वपाम् |
| तृ० | विश्वपा | विश्वपाभ्याम् | विश्वपाभिः | स० | विश्वपि | ,, | विश्वपासु |
| च० | विश्वपे | ,, | विश्वपाभ्यः | सं० | हे विश्वपाः | विश्वपौ | विश्वपाः |

૩. पति શબ્દનું સંબોધનનું એકવચન, ષષ્ઠીનું બહુવચન, અને પ્રથમ છ રૂપો हरि શબ્દનાં એ રૂપો જેવાં થાયછે; અને પંચમી, ષષ્ઠી, અને સપ્તમીનાં એકવચનનાં રૂપો पत्युः–पत्युः–पत्यौ થાયછે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | पतिः | पती | पतयः | प० | पत्युः | पतिभ्याम् | पतिभ्यः |
| द्वि० | पतिम् | ,, | पतीन् | ष० | ,, | पत्योः | पतीनाम् |
| तृ० | पत्या | पतिभ्याम् | पतिभिः | स० | पत्यौ | ,, | पतिषु |
| च० | पत्ये | ,, | पतिभ्यः | सं० | हे पते | पती | पतयः |

૪. सखि શબ્દનાં પહેલાં પાંચ રૂપો सखा–सखायौ–सखायः–सखायम्–सखायौ થાયછે, દ્વિતીયાનું બહુવચન सखीन् થાયછે, અને પંચમી, ષષ્ઠી, અને સપ્તમીનાં એકવચનનાં રૂપો અને ષષ્ઠીનું બહુવચન सख्युः–ख्युः—ख्यौ–खीनाम् થાયછે. સંબોધનનું એકવચન सखे છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | सखा | सखायौ | सखायः | प० | सख्युः | सखिभ्याम् | सखिभ्यः |
| द्वि० | सखायम् | ,, | सखीन् | ष० | ,, | सख्योः | सखीनाम् |
| तृ० | सख्या | सखिभ्याम् | सखिभिः | स० | सख्यौ | ,, | सखिषु |
| च० | सख्ये | ,, | सखिभ्यः | सं० | हे सखे | सखायौ | सखायः |

૫. श्री, धी, भ्रू, અને બીજાં એવાં ધાતુઉપરથી વગર પ્રત્યયે નીકળેલાં નામો તથા भ्रू અને स्त्री એટલાંનો અન્ત્ય इ અથવા उ હ્રસ્વ કે દીર્ઘને સ્વરાદિપ્રત્યય પર છતાં યથાક્રમ इय् અથવા उव् થાયછે. स्त्री શબ્દને नदी ના પ્રત્યય લાગેછે, અને श्री, धी, भ्रू, અને બીજાં એજ પ્રકારનાં સ્ત્રીલિંગનાં નામોને ચતુર્થી, પંચમી, ષષ્ઠી, અને સપ્તમીનાં એકવચનમાં તથા ષષ્ઠીનાં બહુવચનમાં એ પ્રત્યયો વિકલ્પે લાગેછે. स्त्री નું દ્વિ० એ.

વ. स्त्रीम् અથવા स्त्रियम् થાયછે, અને દ્વિ૦ બ. વ. स्त्रीः અથવા स्त्रियः થાય છે. સં૦ એ. વ. स्त्रि થાયછે.

૬. ई કારાન્ત સ્ત્રીલિંગનાં ધાતુરૂપ નામો જેવાંકે धी અને श्री અને तरी, तन्त्री, અને लक्ष्मी એટલા શબ્દો પછી પ્રથમાના એકવચનના स પ્રત્યયનો લોપ થતો નથી*.

स्त्री

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | स्त्री | स्त्रियौ | स्त्रियः | पं० | स्त्रियाः | स्त्रीभ्याम् | स्त्रीभ्यः |
| द्वि० | स्त्रियम् / स्त्रीम् | ,, | स्त्रियः / स्त्रीः | ष० | ,, | स्त्रियोः | स्त्रीणाम् |
| | | | | स० | स्त्रियाम् | ,, | स्त्रीषु |
| तृ० | स्त्रिया | स्त्रीभ्याम् | स्त्रीभिः | सं० | हे स्त्रि† | | |
| च० | स्त्रियै | ,, | स्त्रीभ्यः | | | | |

श्री

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | श्रीः | श्रियौ | श्रियः | पं० | श्रियः-याः | श्रीभ्याम् | श्रीभ्यः |
| द्वि० | श्रियम् | ,, | ,, | ष० | ,, | श्रियोः | श्रियाम् / श्रीणाम् |
| तृ० | श्रिया | श्रीभ्याम् | श्रीभिः | | | | |
| च० | श्रियै-यै | ,, | श्रीभ्यः | स० | श्रियि-याम् | ,, | श्रीषु |
| | | | | सं० | हे श्रीः | | |

भ्रू

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | भ्रूः | भ्रुवौ | भ्रुवः | पं० | भ्रुवः-वाः | भ्रूभ्याम् | भ्रूभ्यः |
| द्वि० | भ्रुवम् | ,, | ,, | ष० | ,, | भ्रुवोः | भ्रुवाम् / भ्रूणाम् |
| तृ० | भ्रुवा | भ्रूभ्याम् | भ्रूभिः | | | | |
| च० | भ्रुवे-वै | ,, | भ्रूभ्यः | स० | भ्रुवि-वाम् | ,, | भ्रूषु |
| | | | | सं० | हे भ्रूः | | |

૭. (અ). જો ધાતુરૂપ નામના અન્ત્ય इ કે उ (હ્રસ્વ કે દીર્ઘ)ની પૂર્વે

* अवीलक्ष्मीतरीतन्त्रीधीह्रीश्रीणामुदाहृतः ।
सप्तानामेव शब्दानां सिलोपो न कदाचन ॥

† સઘળા શબ્દોના સં૦ દ્વિ. વ. અને બ. વ. રૂપો પ્ર૦ દ્વિ. વ. અને બ. વ. રૂપો જેવાંજ થાયછે.

ધાતુનો સંયુક્ત વ્યંજન ન આવ્યો હોય અને વળી તે નામની પૂર્વે ઉપસર્ગ આવ્યો હોય અથવા કોઈ સત્ત્વવાચક નામ આવ્યું હોય અને ઉપસર્ગ આવ્યો હોય તો તેનો સંબન્ધ ક્રિયાશબ્દની સાથે હોય પણ નામની સાથે ન હોય અને સત્ત્વવાચક નામ આવ્યું હોય તો તેને સમાસનો વિગ્રહ કરતાં પ્રથમા શિવાય કોઈ પણ વિભક્તિ આવતી હોય, તો તેવાં ધાતુરૂપ નામના इ યા उ (હ્રસ્વ કે દીર્ઘ) નો સ્વરાદિ પ્રત્યય પર છતાં य् વા व् થાયછે: જેમકે ग्रामणीः-ण्यौ-ण्यः-ण्यम्; प्रधीः-ध्यौ-ध्यः; ग्रामणी અને બીજાં જે નામોને છેડે नी ધાતુ હોય તેવાં નામોનું સપ્તમીનું એકવચન आम् પ્રત્યય લગાડવાથી થાયછે: જેમકે ग्रामण्याम्. ग्रामणी અને सेनानी જેવાં નામો જેનો મૂળ અર્થ પુરૂષથી થતો ધંધો દર્શાવેછે તેવાં નામોનાં રૂપાખ્યાન જ્યારે તેઓ સ્ત્રીલિંગનાં સત્ત્વવાચક નામોનો ગુણ બતાવનાર વિશેષણ તરીકે વપરાયાં હોય ત્યારે પણ પુલ્લિંગનાં જેવાં થાયછે. દીર્ઘ ई અથવા ऊकारान्त બીજાં ધાતુરૂપ નામો જેના ई અથવા ऊनो ઉપર કહ્યા પ્રમાણે य् અથવા व् થાયછે તેવાં નામોનાં સ્ત્રીલિંગનાં રૂપ नदी અથવા वधूनां રૂપ જેવાં થાયછે. એવાં નામોનાં પ્રથમાનાં એકવચનનાં રૂપ માટે ૧૨૬ પૃ૦ ૬ જુઓ.*

---

* ૭ (અ). નિયમ વિદ્યાર્થીને સારી પેઠે સમજ પડે માટે આ નોધ આપીછે. ग्रामणी શબ્દમા એ નિયમની બધી શરત પાર પડી છે. ग्रामणी એમાં नी ધાતુરૂપનામ છે એના અન્ત્ય ई ની પૂર્વે સંયુક્ત વ્યંજન આવ્યો નથી, માત્ર ण આવ્યો છે. વળી એ ધાતુરૂપ નામ नी ની પૂર્વે સત્ત્વવાચક નામ આવ્યું છે અને સમાસનો વિગ્રહ કરતાં તે નામ એટલે ग्राम શબ્દ દ્વિતીયામા આવશે જેમ કે ग्रामं नयतीति ग्रामणीः માટે આ શબ્દને એ નિયમ લાગી ग्रामण्यौ-ण्यः વિગેરે સ્વરાદિ પ્રત્યયો પર્વે ई નો य् થઇ રૂપો થાયછે. प्रधी શબ્દને પણ નિયમ લાગુ પડેછે કેમ કે એમાં धी ધાતુરૂપ નામ છે, એના અન્ત્ય ई ની પૂર્વે સંયુક્ત વ્યંજન આવ્યો નથી, અને વળી એ ધાતુરૂપ નામ धीની પૂર્વે ઉપસર્ગ આવ્યો છે અને તેનો સંબંધ ક્રિયાપદની સાથે છે (प्रकृष्टं ध्यायतीति प्रधीः આ વિગ્રહમાં).

આ નિયમના પ્રત્યુદાહરણ આપવાથી નિયમ બરોબર સમજાશે. यवक्री, सुधी, कटप्रू, વિગેરે શબ્દોમા અન્ત્ય ई અથવા ऊ ની પૂર્વે સંયુક્ત વ્યંજન આવ્યો છે અને તે ધાતુનો છે માટે ई અને ऊ નો સ્વરાદિ પ્રત્યય પર છતાં इय् અને उव् થાયછે; જેમ કે यवक्रियौ, सुधियौ, कटप्रुवौ, ઇત્યાદિ.

उन्नी, उल्लू વિગેરે શબ્દોમાં અન્ત્ય ई અથવા ऊ ની પૂર્વે સંયુક્ત વ્યંજન આવ્યો છે તો પણ નિયમ લાગુ પડેછે, કેમકે એ સંયુક્ત વ્યંજન ધાતુનો નથી. यवक्री, सुधी, कटप्रू ના क्री, धी, અને प्रू ધાતુમા અન્ત્ય ई અથવા ऊ પૂર્વે क्र, ध्, અને प्र સંયુક્ત વ્યંજન છે તેમ नी અને लू ધાતુમાં કંઈ સંયુક્ત વ્યંજન નથી.

नी અને लू શબ્દને નિયમ લાગતો નથી (नियौ-यः, लुवौ-वः ઇત્યાદિ) કેમકે એ શબ્દો પૂર્વે ઉપસર્ગ યા સત્ત્વવાચક નામ નથી.

शुद्धधी, परमधी, परमलू, ઇત્યાદિ શબ્દોને બહુવ્રીહિ કે કર્મધારય સમાસ લઇએ તો નિયમ લાગતો

प्रधी पुं.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | प्रधीः | प्रध्यौ | प्रध्यः | पं० | प्रध्यः | प्रधीभ्याम् | प्रधीभ्यः |
| द्वि० | प्रध्यम् | ,, | ,, | ष० | ,, | प्रध्योः | प्रध्याम् |
| तृ० | प्रध्या | प्रधीभ्याम् | प्रधीभिः | स० | प्रध्यि | ,, | प्रधीषु |
| च० | प्रध्ये | ,, | प्रधीभ्यः | सं० | हे प्रधीः | | |

प्रधी स्त्री.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | प्रधीः | प्रध्यौ | प्रध्यः | पं० | प्रध्याः | प्रधीभ्याम् | प्रधीभ्यः |
| द्वि० | प्रध्यम् | ,, | ,, | ष० | ,, | प्रध्योः | प्रधीनाम् |
| तृ० | प्रध्या | प्रधीभ्याम् | प्रधीभिः | स० | प्रध्याम् | ,, | प्रधीषु |
| च० | प्रध्यै | ,, | प्रधीभ्यः | सं० | हे प्रधि | | |

पुनर्भू स्त्री. नां એવાંજ રૂપ થાયછે.

(આ). અપવાદ—सुधी અને જેને [illegible] भू આવે એવાં નામ; જેમકે सुधीः-धियौ-धियः, स्वयंभूः-भुवौ-भुवः વિગેરે.

આ નામો અને જે બીજાં નામોના ई અથવા ऊ નો इय् અથવા उव् થાયછે તે નામોનાં સ્ત્રીલિંગનાં રૂપો धी નાં જેવાં થાયછે, ૧૨૫ પૃ૦ ૫ જુઓ.

(ઈ). પ્રત્યપવાદઃ—वर्षाभू અને पुनर्भू, જેમકે वर्षाभ्वौ વિગેરે.

---

નથી. જેમકે સમાસનો વિગ્રહ કરતા शुद्ध, परम, શબ્દો પ્રથમામાં આવેછે, (शुद्धा धीर्यस्य सः शुद्धधीः, लुनातीति लूः, परमश्चासौ लूश्च परमलूः) એટલે કર્મધારય કે બહુવ્રીહિ સમાસમાં આ નિયમ લાગશે નહીં, માત્ર તત્પુરૂષમાંજ લાગશે. પણ એજ શબ્દોને તત્પુરૂષ ગણિયે (शुद्धं ध्यायतीति शुद्धधीः) તો નિયમ લાગશે. दुर्धी તત્પુરૂષ (दुष्टं ध्यायतीति दुर्धीः) दुर्ध्यौ-र्ध्यः, બહુવ્રીહિ વા કર્મધારય (दुष्टा धीर्यस्य सः वा दुष्टा चासौ धीश्च) दुर्धियौ-यः

* એટલે નીચેની શરતો પાર પડી હોય તોજ આ નિયમ લાગુ પડેછે.

૧. અન્ત્ય ई કે ऊ (હ્રસ્વ કે દીર્ઘ) ધાતુનામનો હોવો જોઇએ.

૨. તે ધાતુનામના અન્ત્ય इ કે उ (હ્રસ્વ કે દીર્ઘ) ની પૂર્વે ધાતુમાં આવેલો સંયુક્ત વ્યંજન ન જોઇએ.

૩. એ ધાતુનામની પૂર્વે સત્ત્વવાચક નામ કે ઉપસર્ગ આવવો જોઇએ.

૪. સમાસનો વિગ્રહ કરતાં ઉપસર્ગ ક્રિયાપદ સાથે જવો જોઇએ અને સત્ત્વવાચક નામ હોય તો તેને પ્રથમા શિવાય કોઇ વિભક્તિ આવવી જોઇએ. એટલે તત્પુરૂષ સમાસમાંજ નિયમ લાગુ પડશે અને કર્મધારય કે બહુવ્રીહિમાં લાગુ પડશે નહીં.

सुधी શબ્દ અપવાદભૂત હોવાથી તત્પુરૂષ સમાસમાં પણ તેના અન્ત્ય ई નો इय् થશે.

સુધી પુ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | सुधीः | सुधियौ | सुधियः | प० | सुधियः | सुधीभ्याम् | सुधीभ्यः |
| द्वि० | सुधियम् | ,, | ,, | ष० | ,, | सुधियोः | सुधियाम् |
| तृ० | सुधिया | सुधीभ्याम् | सुधीभिः | स० | सुधियि | ,, | सुधीषु |
| च० | सुधिये | ,, | सुधीभ्यः | सं० | हे सुधीः | | |

સુધી સ્ત્રી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | सुधीः | सुधियौ | सुधियः | प० | सुधियः -याः | सुधीभ्याम् | सुधीभ्यः |
| द्वि० | सुधियम् | ,, | ,, | ष० | ,, | सुधियोः | सुधियाम् / सुधीनाम् |
| तृ० | सुधिया | सुधीभ्याम् | सुधीभिः | स० | सुधियि -याम् | ,, | सुधीषु |
| च० | सुधिये-यै | ,, | सुधीभ्यः | सं० | हे सुधीः | | |

સુધિ ન.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | सुधि | सुधिनी | सुधीनि | प० | सुधियः -नः | सुधिभ्याम् | सुधिभ्यः |
| द्वि० | ,, | ,, | ,, | ष० | ,, | सुधियोः-नोः | सुधियाम् -सुधीनाम् |
| तृ० | सुधिया -ना | सुधिभ्याम् | सुधिभिः | स० | सुधियि-नि | ,, | सुधिषु |
| च० | सुधिये-ने | ,, | सुधिभ्यः | सं० | हे सुधे, हे सुधि | | |

૮. गो અને द्यो એઓના અન્ત્ય ओ નો પહેલાં પાંચ રૂપમાં औ થાય-છે, જેમકે गौः-गावौ-गावः વિગેરે. દ્વિતીયાનાં એકવચન गाम् અને द्याम् થાયછે, અને બહુવચન गाः અને द्याः થાયછે. પંચમી અને ષષ્ઠીનાં એકવચન गोः અને द्योः થાય છે. બધાં ઓકારાન્ત નામનાં આ પ્રમાણે રૂપાખ્યાપન થાયછે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | गौः | गावौ | गावः | प० | गोः | गोभ्याम् | गोभ्यः |
| द्वि० | गाम् | ,, | गाः | ष० | ,, | गवोः | गवाम् |
| तृ० | गवा | गोभ्याम् | गोभिः | स० | गवि | ,, | गोषु |
| च० | गवे | ,, | गोभ्यः | सं० | हे गौः | | |

૯. नौ અને ग्लौ એ એઓનાં રૂપમાં કંઈ વિલક્ષણ નથી; એટલે માર્ગોપ૦ ૨૫ પાઠમાં આપેલા પ્રત્યયો લગાડવાથી અને સ્વરાદિ પ્રત્યયો પર છતાં સંધિનિયમ પ્રમાણે औ. નો आव् કરવાથી રૂપો સિદ્ધ થાયછે.

૧૦. વ્યંજનાદિ પ્રત્યય પર છતાં रै નો रा થાયછે, જેમકે राः रायौ વિગેરે. તૃ० राया-राभ्याम्-राभिः સ० બ.વ. रासु.

૧૧. अस्थि, दधि, सक्थि, અને अक्षि એ એઓને તૃતીયાનાં એકવચનથી માંડીને સ્વરાદિ પ્રત્યય પર છતાં अस्थन्, दधन्, सक्थन्, અને अक्षन् હોય તેમ ગણવા. અને अन्नन्त નામની પેઠે રૂપાખ્યાન કરવાં. પહેલી બે વિભક્તિમાં એનાં રૂપ वारि નાં જેવાં થાયછે.

अस्थि न.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | अस्थि | अस्थिनी | अस्थीनि | प० | अस्थ्नः | अस्थिभ्याम् | अस्थिभ्यः |
| द्वि० | ,, | ,, | ,, | ष० | ,, | अस्थ्नोः | अस्थ्नाम् |
| तृ० | अस्थ्ना | अस्थिभ्याम् | अस्थिभिः | स० | अस्थ्नि / अस्थनि | ,, | अस्थिषु |
| च० | अस्थ्ने | ,, | अस्थिभ्यः | सं० | हे अस्थि-स्थे | | |

ઘણા ધાતુઓ કોઈપણ પ્રત્યયનો વધારો થયા વગર નામદાખલ વપરાય છે.

૧૨. ધાતુના અન્ત્ય ह्‌ની પછી અમુક વ્યંજન આવે તો તેનો શો શો ફેરફાર થાય તે ૯ મા અને ૧૪ મા પાઠમાં સમજાવ્યું છે.

જેમકે लिह् એ ધાતુરૂપ નામમાં स् પ્રત્યયનો લોપ થયો એટલે ह् નો ૫૯ પૃ૦ ૧. પ્રમાણે ढ् થયો અને તે ढ् નો ૭૧ પૃ૦ ૨. પ્રમાણે ड् અથવા ट् થયો. भ्याम् અને બીજા એવા પ્રત્યય પર છતાં તેનો ૬૧ પૃ૦ ૬. પ્રમાણે ड् થાયછે, એટલે રૂપો નીચે પ્રમાણે થાયછે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | लिट्-ड् | लिहौ | लिहः | स० | लिहि | लिहोः | लिट्सु, *लिट्त्सु |
| तृ० | लिहा | लिड्भ्याम् | लिड्भिः | सं० | हे लिट्-ड् | | |

दुह्—स् નો લોપ થયો એટલે ૬૧ પૃ૦ ૫. પ્રમાણે दुघ થયું અને ૬૧ પૃ૦ ૭. પ્રમાણે धुघ થયું અને ૭૧ પૃ૦ ૨. પ્રમાણે धुक् અથવા धुग् થયું. भ्याम् અને એવા પ્રત્યયો પર છતાં ૬૧ પૃ૦ ૫. પ્રમાણે दुघ ભ્યામ્ થયું. પછી,

૧૩. ૯ મા પાઠમાં ૭ મી કલમમાં કહેલો ફેરફાર વ્યંજનાદિ પ્રત્યય પર છતાં થાયછે.

આ નિયમ પ્રમાણે અને ૬૧ પૃ૦ ૬. પ્રમાણે धुग्भ्याम् વિગેરે રૂપો થાયછે. સપ્તમીનું બહુવચન धुक्षु થાયછે.

दुह्

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | धुक्-ग् | दुहौ | दुहः | स० | दुहि | दुहोः | धुक्षु |
| तृ० | दुहा | धुग्भ्याम् | धुग्भिः | सं० | हे धुक्-ग् | | |

द्रुह्

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | ध्रुक्-ग्-ट्-ड् | द्रुहौ | द्रुहः | स० | द्रुहि | द्रुहोः | ध्रुक्षु, ध्रुट्सु, ध्रुट्त्सु |
| तृ० | द्रुहा | ध्रुग्भ्याम्, ध्रुड्भ्याम् | ध्रुग्भिः, ध्रुड्भिः | सं० | हे ध्रुक्-ग्-ट्-ड् | | |

૧૪. अनडुह् શબ્દનાં પહેલાં પાંચ રૂપ अनड्वान्–ड्वाहौ–हः–हम्–हौ થાયછે. સંબોધનનું એકવચન अनड्वन् થાયછે. વ્યંજનાદિ પ્રત્યય પર છતાં અન્ત્ય ह નો द् થાયછે; જેમકે अनडुद्भ्याम्-अनडुद्भिः–अनडुत्सु વિગેરે.

૧૫. दिव् નું પ્રથમાનું એકવચન द्यौः છે. વ્યંજનાદિ પ્રત્યય પર છતાં दिव् નું द्यु રૂપ થાયછે; જેમકે द्युभ्याम्–द्युषु.

૧૬. अर्यमन्, पूषन्, અને वृत्रहन् જેવાં છેડે हन् હોય એવાં નામોનો ઉપાન્ત્ય अ પ્રથમાનાં એકવચનમાંજ માત્ર દીર્ઘ થાયછે. એટલો તેમાં અને બીજાં अन्नन्त નામમાં ફેર છે. જ્યારે अ લોપાતો નથી ત્યારે वृत्रहन्-

---

* ट् ની પછી स આવે તો એની વચ્ચે વિકલ્પે त् મુકાયછે.

ના न् નો ण થાયછે: જેમકે પ્ર૦ वृत्रहा—वृत्रहणौ—वृत्रहणः:—तृ० वृत्रघ्ना—वृत्रहभ्याम्—वृत्रहभिः; स० वृत्रघ्नि અથવા वृत्रहणि—वृत्रघ्नोः—वृत्रहसु.

अ લોપાયછે ત્યારે ह નો घ् કરવા વિષે ૬૨ પૃ૦ ૨ (ध) કલમ જેવી.

૧૭. श्वन्, युवन्, અને मघवन् એમ શબ્દોમાં દ્વિતીયાના બહુવચનથી માંડીને સ્વરાદિપ્રત્યય પર છતાં व નો उ થાય છે; જેમકે शुनः, यूनः, मघोनः દ્વિ૦ બ. વ.; शुनाम्, यूनाम्, मघोनाम् ૧૦ ષ. વ. વિગરે. બીજી બાબતોમાં આ નામનાં રૂપાખ્યાપન अन्नन्त નામનાં જેવાં થાયછે; જેમકે श्वभिः, युवभिः, मघवद्भिः તૃ૦ બ. વ., श्वसु, युवसु, मघवसु સ૦ બ. વ. વિગેરે.

૧૮. पथिन् શબ્દનાં પહેલાં પાંચ રૂપ पन्थाः-न्थानौ-नः-नम्-नौ થાયછે. અન્ત્ય इन्નો સ્વરાદિપ્રત્યય પર છતાં લોપ થાયછે. બીજી બાબતોમાં એનાં રૂપ इन्नन्त નામનાં જેવાં થાયછે; જેમકે पथः દ્વિ૦ બ. વ. पथा-थिभ्याम्-थिभिः તૃ૦; पथाम् ષ૦ બ. વ.; पथिषु સ૦ બ. વ. : સંબોધનનું એકવચન પ્રથમાનાં એકવચનની પેઠે पन्थाः થાયછે.

૧૯. मथिन्નાં રૂપાખ્યાન पथिन् નાં જેવાંજ થાયછે. ऋभुक्षिन्નાં અને पथिन् વા मथिन् નાં રૂપમાં માત્ર એટલોજ ફેર છે કે ऋभुक्षिन् નાં પહેલાં પાંચ રૂપમાં અનુનાસિક આવતો નથી; ऋभुक्षाः—क्षाणौ-क्षाणः પ્ર૦; ऋभुक्षः દ્વિ૦ બ. વ.; ऋभुक्षा તૃ૦ એ. વ.

૨૦. परिव्राजના ज ને ૯ મા પાઠનો ૬ નિયમ લાગુ પડેછે.

પ્ર૦ એ. વ. परिव्राज-स् નો લોપ થયો એટલે परिव्राष-परिव्राट्-ट् ૭૧ પૃ૦ ૨. પ્રમાણે-તૃ૦ દ્વિ. વ. परिव्राज+भ्याम्—परिव्राष+भ्याम् ઉપર પ્રમાણે-परिव्राड्-भ्याम् ૬૧ પૃ૦ ૬ પ્રમાણે-સ૦ બ. વ. परिव्राज+सु—परिव्राष+सु ઉપર પ્રમાણે—परिव्राड्+सु*—परिव्राट्+सु માર્ગોપ૯ ૫ પૃ૦ ૧*નોધ પ્રમાણે—અથવા परिव्राट्त्सु ૧૩૧ પૃ૦ *નોધ પ્રમાણે.

એજ પ્રમાણે विश् નું પ્ર૦ એ. વ. विश्-विष ૬૮ પૃ૦ ૬ પ્રમાણે કેમકે स् નો લોપ થાયછે-विट्-ड् ૭૧ પૃ૦ ૨. પ્રમાણે. તૃ૦ દ્વિ. વ. विश्-विष-विड्भ्याम्. એજ પ્રમાણે देवेज् (देव+यज्), निश्, विश्वसृज्, राज् વિગેરેનાં રૂપાખ્યાન કરવાં.

---

* અનુનાસિક શિવાય, કોઇ પણ વ્યંજનનો પદાન્તે તેજ વર્ગનો ત્રીજો વ્યંજન થાયછે અને ष् નો એવે ઠેકાણે ड् થાયછે. જો નિયમ 'પદાન્તે' લાગુ પડેછે તેજ નિયમ વિભક્તિના વ્યંજનાદિ પ્રત્યય પર છતાં પણ લાગુ પડેછે. આ નિયમ લાગેછે ત્યાં ૬૦ પૃ૦ ૪ નિયમ લાગતો નથી. लेढ्+सि અહિં આ નિયમ લાગતો નથી કેમકે ढ् પદાન્તે નથી; અથવા सि વિભક્તિનો પ્રત્યય નથી.

૨૧. प्राच्, प्रत्यच्, उदच्, अवाच्, सम्यच्, અને तिर्यच् એટલા શબ્દનાં પુલ્લિંગનાં પહેલાં પાંચ રૂપમાં અન્ત્ય વ્યંજનની પૂર્વે અનુનાસિક મૂકવામાં આવેછે. પ્રથમાનાં એકવચન प्राङ्, प्रत्यङ्, उदङ् વિગેરે થાયછે. દ્વિતીયાના બહુવચનથી માંડીને સ્વરાદિપ્રત્યય પર છતાં અને નપુંસકના પ્રથમા અને દ્વિતીયાના દ્વિવચનના ई પ્રત્યય પર છતાં प्रत्य, उद, सम्य, અને तिर्यनां प्रती, उदी, समी, અને तिरश् થાયછે; જેમકે દ્વિ૦ બ. વ. प्रतीचः, उदीचः, समीचः, અને तिरश्चः. આ શબ્દોનું સ્ત્રીલિંગ કરવું હોય તો પ્રકૃતિ-(મૂળરૂપ) માં ઉપર પ્રમાણે ફેરફાર કરી ई લગાડવી; જેમકે प्राची, प्रतीची વિગેરે.

तिर्यच् પુ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | तिर्यङ् | तिर्यञ्चौ | तिर्यञ्चः | प० | तिरश्चः | तिर्यग्भ्याम् | तिर्यग्भ्यः |
| द्वि० | तिर्यञ्चम् | ,, | तिरश्चः | ष० | ,, | तिरश्चोः | तिरश्चाम् |
| तृ० | तिरश्चा | तिर्यग्भ्याम् | तिर्यग्भिः | स० | तिरश्चि | ,, | तिर्यक्षु |
| च० | तिरश्चे | ,, | तिर्यग्भ्यः | सं० | हे तिर्यङ् | | |

तिर्यच् ન.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| प्र० અને द्वि० | तिर्यक्-ग् | तिरश्ची | तिर्यञ्चि |

બાકીનાં રૂપો પુલ્લિંગનાં જેવાં થાયછે.

૨૨. स्रज्, तादृश्, दिश्, અને दृश् એટલા શબ્દોના અન્ત્ય વર્ણનો અઘોષ અથવા ઘોષ વ્યંજન પર છતાં क् અથવા ग् થાયછે, અને પદાન્તે હોય ત્યારે क् અને ग् બન્ને થાયછે; પ્ર૦ એ. વ. स्रक् અથવા स्रग्; તૃ૦ દ્વિ. વ. स्रग्भ्याम्; સ૦ બ. વ. स्रक्षु.

૨૩. ૬૫ પૃ૦ ૭ માં કહેલા ધાતુના વર્તમાનકૃદન્તોમાં અને ત્રીજા ગણના ધાતુઓના વર્તમાન કૃદન્તોમાં પુલ્લિંગનાં પહેલાં પાંચ રૂપોમાં અન્ત્ય વ્યંજન પૂર્વે न् આવતો નથી. નપુંસકના પ્રથમાનાં અને દ્વિતીયાનાં બહુવચનમાં તેઓમાં न् વિકલ્પે મૂકાયછે. નપુંસકના પ્રથમાનાં અને દ્વિતીયાનાં દ્વિવચનનાં રૂપો તથા એ શબ્દોનું સ્ત્રીલિંગનું અંગરૂપ માત્ર ई લગાડ્યાથીજ થાયછે.

| बिभ्रत् પુ. | | | | बिभ्रत् ન. | | |
|---|---|---|---|---|---|---|
| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
| प्र० | बिभ्रत् | बिभ्रतौ | बिभ्रतः | बिभ्रत् | बिभ्रती | बिभ्रति / बिभ्रन्ति |
| द्वि० | बिभ्रतम् | ,, | ,, | ,, | ,, | ,, |

સ્ત્રીલિંગ નું અંગરૂપ बिभ्रती.

૨૪. છઠ્ઠા ગણના ધાતુઓના વર્તમાનકૃદન્તોની માફક બીજા ગણના આકારાન્ત ધાતુઓના વર્તમાનકૃદન્તોમાં સ્ત્રીલિંગના તેમજ નપુંસકના પ્રથમાના અને દ્વિતીયાના દ્વિવચનના પ્રત્યયુ ई પર છતાં न् વિકલ્પે મુકાય છે; यात्—यातीं અથવા यान्ती પ્ર૦ તથા દ્વિ૦ દ્વિ.વ. અને સ્ત્રીલિંગનું અંગ.

૨૫. पुंस् શબ્દનાં પહેલાં પાંચ રૂપ पुमान्—मांसौ—मांसः मांसम्—मांसौ થાયછે. સંબોધનનું એકવચન पुमन् થાયછે. અન્ત્ય स् નો વ્યંજનાદિ પ્રત્યય પર છતાં લોપ થાયછે; જેમકે તૃ૦ બ.વ. पुंभिः; સ૦ બ.વ. पुंसु.

૨૬. गिर्, અને पुर्, धुर् વિગેરે બીજાં र्‌કારાન્ત નામોનો અને आशिस् નો ઉપાન્ત્ય સ્વર વ્યંજનાદિ પ્રત્યય પર છતાં અથવા પદાન્તે હોય ત્યારે દીર્ઘ થાયછે. છેલ્લા શબ્દના स् નો સાધારણ નિયમ અથવા દસ્તુર પ્રમાણે ष् થાયછે. અનુસ્વાર, વિસર્ગ, અથવા श्, ष्, કે स् પૂર્વેના સ્વર અને स्‌ની વચ્ચે આવે તો પણ આ ફેરફાર (स् નો ष्) થાયછે; आशीःषु અથવા आशीष्षु.

| गिर्. | | | | आशिस्. | | |
|---|---|---|---|---|---|---|
| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | એ.વ. | દ્વિ.વ | બ.વ. |
| प्र० | गीः | गिरौ | गिरः | आशीः | आशिषौ | आशिषः |
| द्वि० | गिरम् | ,, | ,, | आशिषम् | ,, | ,, |
| तृ० | गिरा | गीर्भ्याम् | गीर्भिः | आशिषा | आशीर्भ्याम् | आशीर्भिः |

૨૭. अप् નાં રૂપ માત્ર બહુવચનમાંજ છે. प्र० आपः થાય છે. भ્‌થી શરૂ થતા પ્રત્યયો પર છતાં प् નો द् થાયછે; જેમકે अद्भिः તૃ૦ બ.વ.

૨૮. अहन् ના અન્ત્ય न् નો પ્રથમાના એકવચનના પ્રત્યય પહેલાં थायछे, અને બીજા વ્યંજનાદિ પ્રત્યય પર છતાં વિસર્ગ થાયછે.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| प्र० અને द्वि० | अहः | अह्नी-अहनी | अहानि |
| तृ० | अह्ना | अहोभ्याम् | अहोभिः |
| स० | अह्नि-अहनि | अह्नोः | अहःसु-अहस्सु |

अहर्भाति અહિં अहर् પ્ર૦ એ.વ. છે.

૨૯. पूर्व, पर, अवर, दक्षिण, उत्तर, अपर, अधर, અને स्व એટલા શબ્દ જ્યારે (સ્થળનો, કાળનો, અથવા પુરૂષનો) સંબન્ધ માત્ર દર્શાવેછે ત્યારે તથા अन्तर શબ્દનો 'અંદરનું' અથવા 'અધોવાસ' (નીચનું વસ્ત્ર) અર્થ હોય ત્યારે તેઓનાં રૂપાખ્યાન સર્વનામ પ્રમાણે થાયછે. પ્રથમાનાં બહુવચનમાં અને પંચમી અને સપ્તમીનાં એકવચનમાં તેઓનાં રૂપ વિકલ્પે સર્વનામ જેવાં થાય છે; જેમકે पूर्वे-पूर्वाः; पूर्वात्-पूर्वस्मात्; पूर्वे-पूर्वास्मिन्.

૩૦. નીચેના દશ શબ્દ સર્વનામ છે; એમનાં રૂપ સર્વનામનાં રૂપ જેવાં થાયછે, અને નપુંસકનાં પ્રથમા અને દ્વિતીયાનાં એકવચનનાં રૂપ એ શબ્દોને त् અથવા द् ઉમેરવાથી થાયછે:—अन्य, अन्यतर, कतर, कतम, यतर, यतम, ततर, ततम, एकतम, इतर; જેમકે अन्यत्-द्, कतरत्-द्.

૩૧. चरम, अल्प, अर्ध, कतिपय, અને नेम નાં પુલ્લિંગનાં પ્રથમાનાં બહુવચનનાં રૂપો સર્વનામનાં એ રૂપોની પેઠે વિકલ્પે થાયછે. नेम એ શબ્દ સર્વનામ છે.

૩૨. पपी, ययी, અને બીજાં ईकारान्त પુલ્લિંગ નામોનાં દ્વિ૦ એ. વ. અને દ્વિ૦ બ. વ. નાં રૂપ અનુક્રમે म् અને न् લગાડવાથી થાયછે.

पपी.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. | | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | पपीः | पप्यौ | पप्यः | पं० | पप्यः | पपीभ्याम् | पपीभ्यः |
| द्वि० | पपीम् | ,, | पपीन् | ष० | ,, | पप्योः | पप्याम् |
| तृ० | पप्या | पपीभ्याम् | पपीभिः | स० | पपी | ,, | पपीषु |
| च० | पप्ये | ,, | पपीभ्यः | सं० | हे पपीः | | |

૩૩. પહેલાં પાંચ રૂપમાં क्रोष्टु શબ્દનાં રૂપ નિત્યે क्रोष्टृ શબ્દનાં જેવાં થાયછે, અને તૃતીયાના એકવચનથી માંડીને સ્વરાદિ પ્રત્યય પર છતાં વિકલ્પે એવાં થાયછે. પણ ષષ્ઠીના બહુવચનમાં એ નિયમ

લાગુ પડતો નથી. ત્યાં રૂપ માત્ર क्रोष्टूनाम् થાયછે. સંબોધનનું એક-વચન क्रोष्टो છે. બીજાં રૂપો उકારાન્ત પુલ્લિંગ નામોનાં જેવાં થાયછે.

क्रोष्टु.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| प्र० | क्रोष्टा | क्रोष्टारौ | क्रोष्टारः |
| द्वि० | क्रोष्टारम् | ,, | क्रोष्टून् |
| तृ० | क्रोष्ट्रा, क्रोष्टुना | क्रोष्टुभ्याम् | क्रोष्टुभिः |
| च० | क्रोष्ट्रे, क्रोष्टवे | ,, | क्रोष्टुभ्यः |
| पं० | क्रोष्टुः, क्रोष्टोः | क्रोष्टुभ्याम् | क्रोष्टुभ्यः |
| ष० | ,, | क्रोष्ट्रोः, क्रोष्ट्वोः | क्रोष्टूनाम् |
| स० | क्रोष्टरि, क्रोष्टौ | ,, | क्रोष्टुषु |
| सं० | हे क्रोष्टो | | |

૩૪. जरा અને निर्जर શબ્દો સ્વરાદિ પ્રત્યય પર છતાં जरस् અને निर्जरस् રૂપ વિકલ્પે ધરેછે. બીજી રીતે जरा શબ્દનાં રૂપો સ્ત્રીલિંગ આકારાન્ત શબ્દોનાં જેવાં થાયછે, અને निर्जर શબ્દનાં રૂપ अકારાન્તનાં જેવાં થાયછે; जरा, जरसौ–जरे વિગેરે.

૩૫. પ્રથમા અને સંબોધનના એકવચન શિવાય બધા પ્રત્યય પર છતાં अर्वन् શબ્દને अर्वत् જેવો સમજવો. જ્યારે નકારદર્શક अन એ શબ્દની પૂર્વે લગાડવામાં આવેછે ત્યારે એનાં (એટલે अनर्वन् શબ્દનાં) રૂપ आत्मन् જેવાં થાયછે.

૩૬. उशनस् નાં રૂપ अस् જેને છેડે હોય એવા (चन्द्रमस् જેવા) શબ્દનાં જેવાં થાયછે, પણ પ્ર० એ. વ. उशना થાયછે અને સં० એ. વ. उशनन्, उशन, અથવા उशनः થાયછે.

૩૭. દ્વિતીયાના બહુવચનથી શરૂ થતા સ્વરાદિ પ્રત્યય પર છતાં કેટલાક નામના (જેવાકે विश्ववाह्, श्वेतवाह्, प्रष्ठवाह्) છેલ્લા ભાગ वाह् નો ऊह् થાયછે અને ऊह् નો ऊ અને પૂર્વના अ અથવા आ મળીને औ થાયછે: જેમકે विश्वौहः દ્વિ० બ. વ. विश्ववाह् શબ્દ ઉપરથી. लिह् માં થાયછે તેમ ह् નો ढ् અને બીજા ફેરફાર થાયછે. विश्ववाट्-ड् પ્ર० એ. વ.; विश्ववाड्भ्याम् તૃ० દ્વિ. વ.; विश्वौहाम् ષ० બ. વ.; विश्ववाट्सु विश्ववाट्त्सु સ० બ. વ.

૩૮. तुरासाह् શબ્દના स् નો વ્યંજનાદિ પ્રત્યય પર છતાં ष् થાયછે; तुराषाट्-ड् પ્ર૦ એ. વ.; तुराषाड्भ्याम् તૃ૦ દ્વિ. વ.; तुराषाट्सु-तुराषाट्त्सु સ૦ બ. વ.; तुरासाहाम् ષ૦ બ. વ.

૩૯. दोषन् પુ. ન., असन् ન., दत् પુ., पद् પુ., नस् સ્ત્રી., मास् પુ., हृद् ન., मांस् ન., पृत् સ્ત્રી., स्नु પુ. ન., शकन् ન., उदन् ન., आसन् ન., निश् સ્ત્રી. એટલા શબ્દોનાં પ્રથમાનાં રૂપો અને દ્વિતીયાનાં એકવચનનાં અને દ્વિવચનનાં રૂપો નથી. બીજી વિભક્તિઓમાં સામાન્ય નિયમ પ્રમાણે તેઓનાં રૂપ થાયછે. मास् અને मांस् ના स् નો વ્યંજનાદિ પ્રત્યય પર છતાં લોપ થાયછે. मास ના स् નો सु પર છતાં લોપ થતો નથી; જેમકે मांस् ઉપ થી मान्भ्याम् તૃ૦ દ્વિ. વ., मांसु સ૦ બ. વ.; मास् ઉપરથી माभ्याम् તૃ૦ દ્વિ. વ., मास्सु-माःसु સ૦ બ. વ.

---

यदा महान्वैयाकरणः पाणिनिः समजायत तदा व्याकरणविषये प्राचां
कानिचिन्मतानि प्रतीचां मतेभ्यो भिन्नान्यासन् ।

पूर्वेषां संप्रदायमनुसृत्य ग्रन्थारम्भे देवतां स्तौमि ।

विधवायाः पुनरुद्वाहः सशास्त्र इत्येके* शास्त्रविरुद्ध इत्यन्ये कलौ
प्रतिषिद्ध इत्यपरे वदन्ति ।

विवाहविधावर्यमणं पूषणं चाधिकृत्य मन्त्रान्पठन्ति ।

अपराधं विना पत्युर्नारी तस्मै प्रकुप्यति ।

प्रजापीडनजो वह्नी राज्ञः श्रियं कुलं प्राणांश्च दहति ।

यस्मिञ्छकटे सोमो राजा† नीयते तस्य धुर्यन्यतरोऽनड्वान्युक्तः
स्यादन्यतरो विमुक्तोऽथ राजानमुपाहरेयुः ।

यूनां बुद्धिः शास्त्रैः संस्क्रियते ।

पत्या परित्यक्ता विधवा वा यान्यं पतिं विन्दते सा पुनर्भूर्भवति ।

दिवि यथा संख्यातीतास्तारकास्तथैव दाशरथौ रामे गुणाः ।

तस्याश्चार्वङ्ग्याः स्त्रिया लावण्यं पश्यन्तो जना अक्ष्णां फलं प्रापुः ।

---

* ૧૭ મા પાઠની ૪ થી કલમ જુઓ.

† પવિત્ર સોમવલ્લીને ઘણી વાર राजा ના નામથી વર્ણવેલી છે

इन्द्रियं वा एतदस्मिँल्लोके यद्दधि । यद्दध्नाभिषिञ्चतीन्द्रियमेवा*-स्मिंस्त†द्दधाति ।

मधुराभिर्गीर्भिः साधुं सान्त्वयामास गोविन्दः । स साधुश्च तमाशी-र्भिरनुगृह्येष्टं प्रदेशं जगाम ।

‡असृजा रक्षः संसृजतात् ।

एकः शब्दः सम्यग्ज्ञातः सम्यक्प्रयुक्तश्च स्वर्गे लोके कामधुग्भवतीति वैयाकरणानां मतम् ।

पुण्येऽहनि पुरोधास्तं राज्येऽभिषिषेच§ मन्त्रं चेमं पपाठ ।

याभिरिन्द्रमभ्यषिञ्च§ त्प्रजापतिः सोमं राजानं वरुणं यमं मनुं ताभि-रद्भिरभिषिञ्चामि त्वामहं राज्ञां त्वमधिराजो भवेह ।

देवासुरा वा एषु लोकेषु संयेतिरे । त एतस्यां प्राच्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन् । ते दक्षिणस्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन् । ते प्रतीच्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन् । त उदी-च्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन् ।

आदित्यचन्द्रावनिलोऽनलश्च द्यौर्भूमिरापो हृदयं यमश्च ।

अहश्च रात्रिश्च** उभे च संध्ये धर्मोऽपि जानाति नरस्य वृत्तम् ॥

---

* જે પુરૂષ ઉપર પાણી અથવા દહીં છાંટવામાં આવેછે તે પુરૂષને આ લાગુ પડેછે.

† तद् નો અહિં અર્થ 'તેટલા માટે' જેવો થાયછે.

‡ જ્યારે યજ્ઞમાં પશુને મારી નાખેછે ત્યારે તેનું લોહી રાક્ષસોને આપી દે છે. तात् એ પ્રત્યય આજ્ઞાર્થના બીજા અને ત્રીજા પુરૂષનાં એકવચનનાં રૂપ બનાવવામાં વિકલ્પે વપરાય છે. એ અવિકારક પ્રત્યય છે.

§ सु ૫ ગ., सु ૯ ગ., सो, स्तु, स्तोभ्, स्था, सिध्, सिच्, सञ्ज्, स्वञ्ज् અને બીજા કેટલાક ધાતુઓની પૂર્વે ઉપસર્ગ આવ્યો હોય અને તે ઉપસર્ગમાં अ અથવા आ શિવાય કોઇ પણ સ્વર એ ધાતુના स् ની પૂર્વે હોય તો स् નો ष् થાયછે. આ ફેરફાર ભૂતકાળોનો અથવા ક્રિયાતિપત્ત્યર્થનો अ અથવા आ આગમ स् અને ઉપસર્ગમાંના अ અથવા आ શિવાયના સ્વરની વચ્ચે આવ્યો હોય તો પણ થાયછે. स्था, सिध्, सिच्, सञ्ज्, અને स्वञ्ज्, ધાતુઓમાં અભ્યાસમાં પણ એ ફેરફાર થાયછે અને અભ્યાસનું વ્યવધાન ( વચ્ચે આવવું ) હોય તો પણ ધાતુના स् નો ष् થાયછે ; જેમકે निषेधति, न्यषेधत्, निषि-षेध, अधितष्ठौ, न्यषेधिष्यत्.

**संहितैकपदे नित्या नित्या धातूपसर्गयोः ।
नित्या समासे वाक्ये तु सा विवक्षामपेक्षते ॥

એક પદમાં, ઉપસર્ગ અને ધાતુમાં અને સમાસમાં સંધિ નિત્ય થાયછે, પણ વાક્યમાં તો વક્તાની ઇચ્છાપર આધાર રાખેછે--અહિં આ વાક્યને આધારે છન્દોરચના માટે સંધિ થઇ નથી.

अवश्यं नश्वरे देहे दुर्दमे च यमे द्विषि।
हास्यं नास्याद्विनिर्याति यत्पुंसामिदमद्भुतम् ।
सत्यं संसृतिगर्तेयं दुःखैः पूर्णा निरन्तरम् ।
यतस्तद्व्यतिरेकेण नान्यत्किंचिदिहाप्यते ॥
अनित्ये प्रियसंवासे संसारे चक्रवद्गतौ ।
पथि संगतमेवैतद्भ्राता माता पिता सखा ॥
हृदि विद्ध इवात्यर्थं यया संतप्यते जनः ।
पीडितोऽपि हि मेधावी न तां वाचमुदीरयेत् ॥
तस्य पृथ्वी प्रसूतेऽर्थं धर्ममर्थः प्रसूयते ।
प्रसौति विजयं धर्मः स च प्रसवति श्रियम् ॥
गर्हते न तथा श्वानं चाण्डालं च न गर्हति ।
गर्हयत्याहवे भग्नं यथासौ क्षत्रियं नरम् ॥
हते भर्तरि वैक्लव्यात्क्रिन्दन्ति तदरिस्त्रियः ।
अजस्रैरश्रुभिस्तासां क्लिद्यन्ति नयनानि च ॥
ददात्यसौ धनं भूरि ब्राह्मणेभ्यो दिने दिने ।
ददते ब्राह्मणास्तस्मै संतुष्टा नित्यमाशिषः ॥
असौ स्वश्लाघमानोऽपि कत्थते नात्मनो गुणान् ।
कथयन्ति जना एव तस्य तानद्भुतान्भुवि ॥
वृश्चिकानां भुजङ्गानां दुर्जनानां च वेधसा ।
विभज्य नियतं न्यस्तं विषं पुच्छे मुखे हृदि ॥
चन्दनैश्चर्चितेव द्यौर्दिशः कार्शैरिव श्रिताः ।
क्षीरेण क्षालितेवोर्वी शर्वरीशे विराजति ॥
यथामिषं जले मत्स्यैर्भक्ष्यते श्वापदैर्भुवि ।
आकाशे पक्षिभिश्चैव तथा सर्वत्र वित्तवान् ॥
नक्रः स्वस्थानमासाद्य गजेन्द्रमपि कर्षति ।
स एव प्रच्युतः स्थानाच्छुनापि परिभूयते ॥
बुद्धिमान्पुरुषो जह्याद्भिन्नां नावमिवाम्भसि ।
अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजम् ॥

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

मानुषाणां* प्रमाणं स्याद्भुक्तिर्वै दशवार्षिकी ।
विहंगानां तिरश्चां च यावदेव समाश्रयः ॥
कृष्णसारे ददच्चक्षुस्त्वयि चाधिज्यकार्मुके ।
मृगानुसारिणं साक्षात्पश्यामीव पिनाकिनम् † ॥
नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥

૧. જ્યારે ભરતને રાજ્યાભિષેક થયો ત્યારે તેણે બ્રાહ્મણોને સો સો ગાયો (गो) આપી. દીર્ઘતમસે તેને તે આપતો (ददत्) જોયો.

૨. અગાઉના (पूर्व) વખતમાં બ્રાહ્મણો ગાયો (गो)નું અને કુતરાનું માંસ ખાતા.

૩. ઉત્તરના (उदच्) લોકો ગુલામગિરીને નિર્દય [મનુષ્યને અયોગ્ય] ગણતા અને તેનું મૂળ કાઢવાને દક્ષિણ (अवाच्)વાળા જોડે લડતા.

૪. ઉશનસ (उशनस्) અસુરનો અને બૃહસ્પતિ સુરનો ગુરૂ હતો. રાજ્કીય વિદ્યા સંબન્ધી હજી કેટલાંએક પુસ્તકો છે તેના કર્તા તેઓ ગણાય છે [કર્તા તરીકે ગણાયલા તેઓ છે].

૫. તેઓએ તે ટેકરી પોલી કરવા માંડી અને તે કામ ઘણે દહાડે (अहन्) પુરૂં કીધું.

૬. ગામના મુખીને (ग्रामणी) સેનાપતિએ પુછ્યું કે તું મારા લશ્કરને દાણો આપીશ?

૭. ચિત્રકૂટ પાસે જે ઝુંપડું છે તે તેની પાસે જોગીઓ (परिव्राज्) રહેતા હતા તેઓએ બાંધ્યું છે.

૮. બઈરીઓએ (स्त्री) છોકરાં ઉછેરવાં અને પુરૂષોએ (पुंस्) સખ્ત મેહેનતથી પૈસો મેળવવો.

* માણસ અને પશુને માલિકીનો હક થવાને કેટલા વરસનો કબજો જોઈએ તે આ શ્લોકમાં લખેલું છે.
† જ્યારે દુષ્યન્ત રાજા હરણ પાછળ દોડતો હતો ત્યારે તેને આ શ્લોક તેના સારથિએ કહ્યો છે.

૯. દિલીપનો ઘોડો એકવાર ઇન્દ્રથી (वृत्रहन् કે मघवन्) હરણ કરાયો.

૧૦. પ્રારંભે માત્ર પાણી (अप्) હતાં, એ પાણી ઉપર પોતાની મેળે થયલા (स्वयंभू) બ્રહ્મા દેખાયા અને તે સ્વયંભૂએ આ બધી વસ્તુઓ પેદા કરી.

૧૧. તે એક આંખે (अक्षि) આંધળો છે.

૧૨. કુન્દલતાના ફુલોનું મધુ મધમાખીથી (मधुलिह्) પીવાયું.

૧૩. મૂર્તિઓ હાથીનાં હાડકાંની (अस्थि) બને છે.

૧૪. જે સત્યને માર્ગે (पथिन्) ચાલેછે તે ચઢતીને પામેછે.

૧૫. ગ્રીસમાં 'કુતરાના (श्वन्) માથાં' એ નામથી કહેવાતી બે ટેકરીઓ હતી.

૧૬. ગરીબને પૈસા આપવાને તારા વડે (पति) તેને આજ્ઞા કરી છે. [કર્મણિ પ્રયોગ વાપરો].

૧૭. તેનો સોબતી (सखि) કાશી ગયો એટલે તે અહિં એકલો રહેછે.

૧૮. ઝંદ ભાષાના ધર્મપુસ્તકોમાં અર્યમનનું (अर्यमन्) નામ આવેછે.

૧૯. આ પુસ્તકોમાંનું કોઇપણ એક (एकतम) મને આપો.

૨૦. વેદ ભણતા બ્રાહ્મણો ચોમાસામાં ડેંડેં કરતા દેડકા (वर्षाभू) જેવા છે.

## કોશ ૧૬.

अक्षि ન. આંખ.

अजस्र પુ. સ્ત્રી. ન. હમેશાનું, નિરન્તરનું.

अत्यर्थम् ક્રિ. વિ. ઘણુંજ, અતિશે.

अद्भुत પુ. સ્ત્રી. ન. આશ્ચર્યકારક.

अधर સર્વ. પુ. સ્ત્રી. ન. નીચલું, નીચેનું.

अधर्म પુ. દુષ્ટકામ.

अनडुह् પુ. બળદ.

अनल પુ. અગ્નિ.

अनिल પુ. વાયુ.

अप् સ્ત્રી. પાણી (બ. વ. માં વપરાયછે).

अपर સર્વ. પુ. સ્ત્રી. ન. બીજું, અન્ય, ઇતર.

अप्रवक्तृ પુ. જે બોલતો અથવા શિખવતો નથી.

अर्यमन् પુ. દેવ, દેવલોકગત પૂર્વજ.

अर्वन् પુ. ઘોડો.

अवर સર્વ. પુ. સ્ત્રી. ન. પાછલું, પછીનું, ઉતરતું.

अवश्यम् ક્રિ. વિ. નક્કી, નિશ્ચે.
अवाच् પુ. સ્ત્રી. ન. દક્ષિણનું.
असन् ન. લોહી.
असृज् ન. લોહી.
अहन् ન. દિવસ.
आमिष પુ. ન. માંસ, ગળ, લાલચ.
आशिस् સ્ત્રી. આશીર્વાદ.
आसन ન. મોહોડું, મુખ.
आस्य ન. મુખ.
आहव પુ. લડાઈ.
इन्द्रिय ન. જોર (અંગનું).
ईर् ૧ ગ. પ. અને ૧૦ ગ. उद् જોડે, બોલવું.
उत्तर સર્વ. પુ. સ્ત્રી. ન. ઉપરનું, પછીનું.
उदीच् પુ. સ્ત્રી. ન. ઉત્તર દિશાનું.
उदक ન. પાણી.
उन्नति સ્ત્રી. ઉંચાપણું, મહાત્મતા.
उर्वी સ્ત્રી. પૃથ્વી.
उशनस् પુ. અસુરોના ગુરૂનું નામ છે.
ऋभुक्षिन् પુ. ઇન્દ્રનું નામ છે.
कपाल પુ. ન. માથું, ખોપરી.
कामदुह् પુ. સ્ત્રી. ન. ગમે તે ઇચ્છા પુરી પાડનાર.
कार्मुक ન. કામઠું; अधिज्य જોડે, પુ. સ્ત્રી. ન. જેનું કામઠું ખેંચેલું હોય તે.
काश પુ. ન. એક જાતનું ધોળું ફુલ.
कुल ન. કુટુંબ.
कृष् अप+आ જોડે, ખસેડવું, દૂર કરવું, अधि જોડે, તાકવું; अधिकृत्य તાકીને એટલે લાગુ પાડીને.
कृष्णसार પુ. હરણ.
क्लिद् ૪ ગ. પ. ભીના થવું, ભિંજાવું.
क्लिन्द् ૧ ગ. પ. શોક કરવો.
क्षीर ન. દૂધ.
गर्ह् ૧ ગ. પ. અને ૧૦ ગ. કોઈને વિશે હલકો વિચાર બાંધવો. ધિક્કારવું, નિન્દા કરવી.
गिर् સ્ત્રી. વાણી.
गर्ह् ૧ ગ. આ. કોઈને વિશે હલકો વિચાર બાંધવો, ધિક્કારવું.
गो પુ. આખલો; સ્ત્રી. ગાય, વાણી, પૃથ્વી.
ग्रामणी પુ. ગામનો મુખી.
ग्लौ પુ. ચન્દ્ર.
चक्रवद्गति પુ. સ્ત્રી. ન. (चक्रवत् પેંડાની પેઠે) ચક્રના જેવી જેની ગતિ છે તે; હમેશા ફરતું.
चन्दन ન. ચન્દનનું લાકડું.
चरित चर् નો કર્મણિ. ભૂ. કૃ. કીધેલું, આચરેલું.
चर्चित चर्च् નો કર્મણિ ભૂ. કૃ. લેપ કીધેલું.
चाण्डाल પુ. ચણ્ડાળ, ભંગિયો.
चार्वङ्गी સ્ત્રી. સુંદર સ્ત્રી, અલબેલી, છેલછબીલી.
चेतस् ન. હઈયું, બુદ્ધિ.
जन् सम् જોડે, જનમવું, થઈજવું.
जाड्य ન. સુસ્તિ.

तन्त्री સ્ત્રી. એક જાતનું વાજીત્ર, સારંગી.
तदरिस्त्री સ્ત્રી. તેના દુશ્મનની બાઈડી.
तद्व्यतिरेक પુ. (व्यतिरेक પુ. બાતલ મૂકવું તે) તેને બાતલ મૂકવું તે, તેની ગેરહાજરી.
तप् ૪ ગ. ૫ . सम् જોડે, દુઃખ પામવું, દુઃખી થવી.
तरी સ્ત્રી. મછવો, હોડી.
तादृश પુ. સ્ત્રી. ન. તેના જેવું, તત્સદૃશ.
तिर्यच् પુ. પશુ, હેવાન; પુ. સ્ત્રી. ન. આડું, ત્રાંસું.
तुरासाह् પુ. ઇન્દ્રનું નામ છે.
त्विष् સ્ત્રી. તેજ, ચકચકાટ.
दत् પુ. દાંત.
ददत् दा 'આપવું' નો વર્તમાન કૃદન્ત.
दक्षिण સર્વ. પુ. સ્ત્રી. ન. દક્ષિણ દિશાનું.
दधि ન. દહીં.
दाशरथि પુ. દશરથનો પુત્ર.
दिव् સ્ત્રી. દિવસ, સ્વર્ગ.
दिश् સ્ત્રી. દિશા.
दुर्दम પુ. સ્ત્રી. ન. મુશ્કેલીથી વશ થાય એવું.
दृश् સ્ત્રી. નજર, આંખ
देवेज પુ. સ્ત્રી. ન. દેવનો પૂજનાર.
दोषन् પુ. ન. હાથ.
द्यो સ્ત્રી. સ્વર્ગ.
धी સ્ત્રી. બુદ્ધિ.
धुर् સ્ત્રી. ધુસરી, જોતર.
नक्र પુ. મગર.
नश्वर પુ. સ્ત્રી. ન. નાશવન્ત.
नस् સ્ત્રી. નાક.
नियतम् ક્રિ. વિ. નક્કી.
निरन्तरम् ક્રિ. વિ. અવકાશવગર, છેક પાસે પાસે.
निर्जर પુ. દેવ.
निर्दय પુ. સ્ત્રી. ન. ક્રૂર, દયારહિત.
निशा સ્ત્રી. રાત્રી.
पठ् ૧ ગ. પ. ભણવું, વાંચવું.
पति પુ. શેઠ, વર, ધણી.
पथिन् પુ. માર્ગ, રસ્તો.
पद् પુ. પગ.
पपी પુ. સૂર્ય, રક્ષણ કરનાર, પાળનાર, પાલક.
पर સર્વ. પુ. સ્ત્રી. ન. બીજું, અન્ય, ઇતર.
परित्यक्त परि + त्यज् નો કર્મણિ ભૂ. કૃ., તજાયલું.
परिव्राज् પુ. જોગી.
पिनाकिन् પુ. શિવનું નામ છે.
पुंस् પુ. માણસ, પુરૂષ.
पुनर्भू સ્ત્રી. ફરીથી પરણેલી વિધવા.
पुर् સ્ત્રી. પુરી.
पुरोधस् પુ. ઘરનો ગોર.
पूर्ण पॄ નો કર્મણિ ભૂ. કૃ., ભરાયલું, ભરેલું.
पूर्व સર્વ. પુ. સ્ત્રી. ન. અગાઉનું, પૂર્વદિશાનું.
पृतना સ્ત્રી. લશ્કર.
प्रच्युत प्र + च्यु 'પડવું' નો ભૂ. કૃ.

प्रजापीडनज પુ. સ્ત્રી. ન. (प्रजा સ્ત્રી. રૈયત, पीडन ન. પીડવું, અને, ज [जन् ધાતુ ઉપરથી] ઉત્પન્ન થતું) રૈયતને પીડવાથી ઉત્પન્ન થતું.
प्रतिषिद्ध प्रति+सिध्નો કર્મણિ ભૂ. કૃ. મના કરાયલું, વરાયલું.
प्रत्यच् પુ. સ્ત્રી. ન. પશ્ચિમનું.
प्रधी પુ. સ્ત્રી. ન. ચતુર, બુદ્ધિવાળું.
प्रयुक्त प्र+युजનો કર્મણિ ભૂ. કૃ. વપરાયલું.
प्राच् પુ. સ્ત્રી. ન. પૂર્વદિશાનું.
प्रियसंवास પુ. संवास પુ. સાથે રહેવું, વાહાલા માણસોની સાથે રહેવું તે વાહાલા માણસોની સોબત.
फल् ૧ ગ. પ. ફળવું.
भग्न भञ्जનો કર્મણિ ભૂ. કૃ. ભાગેલું, રણમાંથી નાસી ગયલું.
भज् वि જોડે; ભાગવું, ભાગ કરવા.
भुजङ्ग. પુ. સાપ.
भुक्ति સ્ત્રી. માલકી, કબજો, ઉપભોગ.
भू સ્ત્રી. પૃથ્વી.
भू परि જોડે, ધિક્કારવું, તિરસ્કાર કરવો.
भ्रू સ્ત્રી. ભમર.
मघवन् પુ. ઇન્દ્રનું નામ છે.
मथिन् પુ. વલોવવાની રવૈ.
मधुलिह् પુ. કાળો ભમરો.
मांस } ન. માંસ.
मांस }
मानोन्नति સ્ત્રી. (मान પુ. માન, આબરૂ) માનનું મોટાપણું, પ્રૌઢ સ્વમાન.
मास પુ. મહિનો.
मृगानुसारिन् પુ. સ્ત્રી. ન. મૃગની પાછળ જનાર.
यत् सम् જોડે, તરફડીઆં મારવાં, બહુ શ્રમ લેવો.
यम પુ. જમ.
यष्टि પુ. ભાંગ.
या वि+निस् જોડે, જતા રહેવું.
राज् ૧ ગ. ઉ. वि જોડે, પ્રકાશવું.
राज् પુ. રાજા; પુ. સ્ત્રી. ન. પ્રકાશતું.
र પુ. પૈસો.
लावण्य ન. ખુબસુરતી, સુન્દરતા.
वह्नि પુ. દેવતા.
वर्षाभू પુ. દેડકો.
वित्तवत् પુ. સ્ત્રી. ન. પૈસાદાર.
विद्ध व्यध् નો કર્મણિ ભૂ. કૃ. વિંધાયલું, ઘાયલ થયલું.
विश પુ. વૈશ્ય, વેપારી; સ્ત્રી. રૈયત, લોકો.
विश्वपा પુ. સર્વનો રક્ષક, ઇશ્વર.
विश्ववाह् પુ. વિશ્વનો રક્ષક, અથવા નભાવનાર.
विश्वसृज् પુ. વિશ્વનો સરજનાર, બ્રહ્મા.
वृत् आ જોડે, આસપાસ ફરવું, પાછા ફરવું.
वृत्रहन् પુ. वृत्र નો મારનાર, ઇન્દ્ર.
वृश्चिक પુ. વિછુ.

वैक्लव्य ન. દુઃખ, વ્યથા.
वैयाकरण પુ. વ્યાકરણશાસ્ત્ર જાણનાર.
व्याकरण ન. વ્યાકરણ.
शकट પુ. ન. ગાડું.
शकन् ન. છાણ.
शङ्खध्मा પુ. શંખ ફુંકનાર.
शनैस् ક્રિ. વિ. ધીમે ધીમે.
शर्वरीश પુ. (शर्वरी સ્ત્રી. રાત્રી) રાત્રીનો ધણી, ચન્દ્ર.
श्री સ્ત્રી. ધન, લક્ષ્મી.
श्वन् પુ. કુતરો.
श्वापद પુ. શીકારી જાનવર, પશુ.
सखि* પુ. દોસ્તદાર, સોબતી.
संख्यातीत પુ. સ્ત્રી. ન. (संख्या સ્ત્રી.) સંખ્યા, अतीत પુ. સ્ત્રી. ન. ઉપરાંત ગયલું) અસંખ્ય.
संतुष्ट सम्+तुष् નો ભૂ. કૃ. સંતોષ પામેલું, ખુશ થયલું.
संप्रदाय પુ. રીવાજ, પરંપરાથી ચાલતી રૂઢી.
संसृतिगर्ता સ્ત્રી. (संसृति સ્ત્રી. આ દુનીઆ, સંસાર, गर्ता સ્ત્રી. ખાડો) સંસાર રૂપી ખાડો.
सत्संगति સ્ત્રી. સદ્ગુણીની સોબત.
सद् आ જોડે, ૧ ગ. પાસે જવું.
सद् प्र જોડે (પ્રેરક ભેદમાં) ખુશ કરવું, રીઝવવું.
सद्यस् ક્રિ. વિ. એકદમ, તરતજ.
सम्यच् પુ. સ્ત્રી. ન. સારૂં.
सम्राज् પુ. મોટો રાજા, પાદશાહ.
साक्षात् ક્રિ. વિ. રૂબરૂ, દેખતાં.
सु ૧ ગ. પ. અને ૨ ગ. પ. प्र જોડે, ઉત્પન્ન કરવું.
सू ૨ ગ. આ. प्र. જોડે, ઉત્પન્ન કરવું.
सू ૪ ગ. આ. प्र જોડે, ઉત્પન્ન કરવું.
सृज् सम् જોડે, સંસર્ગમાં આણવું, સામેલ કરવું.
स्त्री સ્ત્રી. બાયડી, વહુ.
स्नु પુ. ન. શિખર.
स्वप्राय् નામધાતુ આ. સમણું આવવું, સમણામાં બોલવું.
स्वयंभू પુ. સ્ત્રી. ન. પોતાની શક્તિથી જે છે તે.
हास्य ન. હસવું તે.
हृ उप+आ જોડે, ૧ ગ. ઉ. આણવું, લેવું.

---

આંધળું अन्ध પુ. સ્ત્રી. ન.
ઉછેરવું सम् + वर्धय (वृध् ) ના પ્રેરકભેદ ) पोषणं અથવા भरणं कृ.
કહેવું अभि+धा, કહેવાતું अभिहित.
ગણાયલું अभिमत કર્મણિ ભૂ. કૃ., प्रसिद्ध ભૂ. કૃ.; કર્તા तर्कि

---

* अत्यागसहनो बन्धुः सदैवानुमतः सुहृत् ।
एकक्रियं भवेन्मित्रं समप्राणः सखा मतः ॥

ગણાયલા [ द्वि. व. ] कर्तृत्वेना- भिमतौ.
ગુલામગિરી दास्य न.
ચોમાસું वर्षा અ. વ.
ડૂં ડૂં કરવું आ+रट् ૧ ગ.
દાણો धान्य न.
દીર્ઘતમસ્ (ઋષિનું નામ છે ) दीर्घतमस् पु.
ધર્મપુસ્તક धर्मग्रन्थ पु., धर्मपुस्तक न.
ખોદવું કરવું उद्+खन्, उत्खनितुम् हेत्वर्थ કૃદન્ત.
પ્રારંભ अग्र न., आदि पु.
બાંધવું निर्+मा ३ ग.
માણસને અયોગ્ય માનવાનહૈં પુ. સ્રી. ન., निरनुक्रोशं कर्म.
મેળવવું अर्ज ૧ ગ. અને ૧૦ ગ. રૂપ જોડે.
રાજકીયવિદ્યા नीतिशास्त्र न.
સત્ય ऋत न., सत्य न.
સેંસો शततशः અ.

# પાઠ ૧૭.

## સંખ્યાત્મક શબ્દો.

૧. સંસ્કૃત ભાષાના સંખ્યાવાચક શબ્દોની ટીપ નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| १ | एक એક | ११ | एकादशन् અગીઆર |
| २ | द्वि બે | १२ | द्वादशन् બાર |
| ३ | त्रि ત્રણ | १३ | त्रयोदशन् તેર |
| ४ | चतुर् ચાર | १४ | चतुर्दशन् ચૌદ |
| ५ | पञ्चन् પાંચ | १५ | पञ्चदशन् પંદર |
| ६ | षष् છ | १६ | षोडशन् સોળ |
| ७ | सप्तन् સાત | १७ | सप्तदशन् સત્તર |
| ८ | अष्टन् આઠ | १८ | अष्टादशन् અઢાર |
| ९ | नवन् નવ | १९ | नवदशन् / एकोनविंशति } ઓગણીસ |
| १० | दशन् દશ | | |

**२० विंशति વીસ.**

नवदशन् સુધીના સંખ્યાવાચક શબ્દોને વિશેષણ જેવા ગણી શકાય, એટલે કે તેઓ જે નામને સંબંધે મૂકાયછે તેનાં વચન વિભક્તિ તેઓને લાગેછે અને પહેલા ચારને તો જાતિ પણ તે નામનીજ લાગેછે.

| | | | |
|---|---|---|---|
| ૨. | विंशति વીસ | षष्टि સાઠ |
| | त्रिंशत् ત્રીસ | सप्तति સિત્તેર |
| | चत्वारिंशत् ચાળીસ | अशीति એંશી |
| | पञ्चाशत् પચાસ | नवति નેવું |

આ શબ્દોને સત્વવાચક નામ તરીકે ગણી શકાય. એ બધા સ્ત્રીલિંગમાં છે, પણ જે નામની જોડે તેઓ સંબંધ રાખે તે નામ ગમે તે જાતિનું હોઇ શકે. બહુવચનના નામની જોડે પણ તેઓ એકવચનમાં વપરાયછે; જેમકે विंशतिर्ब्राह्मणाः 'વીસ બ્રાહ્મણ.' બીજા નામની પેઠે તેઓને દ્વિવચન અને બહુવચન પણ છે; પરંતુ જ્યારે એ વચનોનો પ્રયોગ કરવામાં આવેછે ત્યારે વાકયરચનામાં ફેર પડેછે; ब्राह्मणानां विंशती 'બ્રાહ્મણોની બે વીસીઓ,' ब्राह्मणानां विंशतयः 'બ્રાહ્મણોની ઘણી વીસીઓ.' એવીજ રીતે એકવચનનો પ્રયોગ થઇ શકે; જેમકે ब्राह्मणानां विंशतिः 'બ્રાહ્મણોની એક વીસી.'

૩. આ विंशति વિગેરે ઉપલા નિયમમાં કહેલી સંખ્યાઓમાંની ગમે તે બેની વચલી સંખ્યાઓ કરવાને માટે બેમાંની નાની દશવાચક સંખ્યાની પૂર્વે एक, द्वि, એમ नवन् સુધી મુકવા; પણ વચલી નવની સંખ્યા કરવી હોય તો ઘણું કરીને એવી રીત છે કે મોટી દશવાચક સંખ્યાની પૂર્વે एकोन મૂકવું. વળી આવી રીતે સંખ્યાઓને જોડતી વેળા અન્ત્ય न् નો નિત્યલોપ થાયછે; द्वि નો द्वा, त्रि નો त्रयः, અને अष्टन् નો अष्टा થાયછે. પણ આ છેલ્લા ત્રણ ફેરફાર चत्वारिंशत्, पञ्चाशत्, षष्टि, सप्तति, અને नवति ના સંબંધમાં વિકલ્પે થાયછે, અને अशीति ના સંબંધમાં બિલકુલ થતાજ નથી. ઉપરની કલમમાં કહેલા વાકયરચનાના નિયમો આ સંખ્યાવાચકોને પણ લાગુ પડેછે. शत 'સો' એ નપુંસકલિંગનું નામ છે.

| | | | |
|---|---|---|---|
| ३१ एकत्रिंशत् | એકત્રીસ | ३४ चतुस्त्रिंशत् | ચોત્રીસ |
| ३२ द्वात्रिंशत् | બત્રીસ | ३५ पञ्चत्रिंशत् | પાંત્રીસ |
| ३३ त्रयस्त्रिंशत् | તેત્રીસ | ३६ षट्*त्रिंशत् | છત્રીસ |

* અહિં त्रिंशत् ના આદિ त् નો યથાક્રમ મૂર્ધાસ્થાની વ્યંજન થતો નથી. કારણ કે નિયમ એવો છે કે જો મૂર્ધાસ્થાની વ્યંજન પદને અન્તે હોય અને તેની પછી દન્તસ્થાનનો વ્યંજન આવે તો દન્તસ્થાનના વ્યંજનોને બદલે યથાક્રમ મૂર્ધાસ્થાનના વ્યંજનો થતા નથી.

| | | | | |
|---|---|---|---|---|
| ૩૭ सप्तत्रिंशत् | સાડત્રીસ | ૪૩ | त्रिचत्वारिंशत्<br>त्रयश्चत्वारिंशत् | ત્રેંતાળીસ |
| ૩૮ अष्टात्रिंशत् | આડત્રીસ | ૪૮ | अष्टचत्वारिंशत्<br>अष्टाचत्वारिंशत् | અડતાળીસ |
| ૩૯ नवत्रिंशत्-एकोनचत्वारिंशत् | ઓગણચાળીસ | | વિગેરે. | વિગેરે. |
| ૪૨ द्विचत्वारिंशत्<br>द्वाचत्वारिंशत् | બેંતાળીસ | ૮૨ | द्व्यशीति | બ્યાસી |
| | | ૮૩ | त्र्यशीति | ત્યાસી |

## વિભક્તિનાં રૂપાખ્યાન.

### પુલ્લિંગ.

૪. एक નાં રૂપ સર્વનામનાં જેવાં થાય છે. જ્યારે તેનો અર્થ કોઈ માણસ થાયછે અને તે અનિયત સંખ્યા દેખાડેછે ત્યારે તેને દ્વિવચન અને બહુવચન હોયછે. द्वि ને માત્ર દ્વિવચનજ છે, અને તેનાં રૂપ કરતી વખતે તેને द्व એટલે अકારાન્ત નામ તરીકે ગણવો. द्वौ પ્ર૦ અને દ્વિ૦, द्वाभ्याम् તૃ૦ ચ૦ પં૦, द्वयोः ષ૦ અને સ૦. त्रि અને બીજા વિશેષણરૂપી સંખ્યાવાચકોનાં રૂપ બહુવચનમાંજ થાયછે. त्रि નાં રૂપ પુલ્લિંગ इકારાન્ત નામની પેઠે થાયછે. માત્ર ષષ્ઠીના બહુવચનમાંજ વિશેષ છે. એ રૂપ त्रयाणाम् થાયછે.

चतुर् ની પ્રથમા चत्वारः અને ષષ્ઠી અને સપ્તમી चतुर्णाम् અને चतुर्षु થાયછે. બાકીનાં રૂપ સામાન્ય નિયમ પ્રમાણે થાયછે.

બાકીનાં વિશેષણરૂપી સંખ્યાવાચકો પછી પ્રથમા અને દ્વિતીયાના પ્રત્યયનો લોપ થાયછે અને એ વિભક્તિઓમાં તેમજ વ્યંજનાદિ પ્રત્યય પર છતાં અન્ત્ય न् નો લોપ થાયછે, અને अन् નો अ ષષ્ઠીમાં દીર્ઘ થાયછે; જેમકે पञ्च પ્ર૦ અને દ્વિ૦, पञ्चभिः તૃ૦, पञ्चभ्यः ચ૦ અને પં૦, पञ्चानाम् ષ૦, पञ्चसु સ૦; षट् અથવા षड् પ્ર૦ અને દ્વિ૦; षड्भिः તૃ૦, षड्भ्यः ચ૦ અને પં૦, षण्णाम् ષ૦, षट्सु અથવા षट्त्सु સ૦. कति 'કેટલા' નાં રૂપ એજ પ્રમાણે થાયછે.

अष्टन् નાં રૂપ વળી બીજી રીતે પણ થાયછે; अष्टौ પ્ર૦ અને દ્વિ૦, अष्टाभिः તૃ૦, अष्टाभ्यः ચ૦ અને પં૦, अष्टासु સ૦; ષષ્ઠીના રૂપમાં વિશેષ નથી.

### સ્ત્રીલિંગ.

૫. एका અને द्वा નાં રૂપ सर्वा જેવાં થાયછે. त्रि અને चतुर् નાં સ્ત્રીલિંગનાં

અંગ तिसृ અને चतसृ છે. એ એનાં રૂપાખ્યાન આ પ્રમાણે થાયછે. तिस्रः અને चतस्रः પ્ર૦ અને દ્વિ૦, तिसृभिः અને चतसृभिः તૃ૦, तिसृभ्यः અને चतसृभ्यः ચ૦ અને પં૦, तिसृणाम् અને चतसृणाम् ષ૦; અને तिसृषु અને चतसृषु સ૦.

બાકીનાં સંખ્યાવાચક વિશેષણનાં સ્ત્રીલિંગનાં રૂપ પુલ્લિંગનાંથી જૂદાં નથી.

નપુંસકલિંગ.

| | | |
|---|---|---|
| ૬. एक | एकम् | પ્ર૦ અને દ્વિ૦ |
| द्वि | द्वे | ,, |
| त्रि | त्रीणि | ,, |
| चतुर् | चत्वारि | ,, |

બાકીનાં સંખ્યાવાચક વિશેષણનાં નપુંસકલિંગનાં રૂપ પુલ્લિંગનાં જેવાંજ છે.

૭. एक, द्वि, त्रि, चतुर्, અને षष् એટલા ઉપરથી સંખ્યાપૂરક શબ્દો અનુક્રમે प्रथम, द्वितीय, तृतीय, चतुर्थ, અને षष्ठ થાયછે. प्रथमને બદલે आग्रिम અને आदिम, અને चतुर्थ ને ઠેકાણે तुर्य અને तुरीय પણ વપરાયછે. दशन् સુધીના બીજા સંખ્યાવાચક શબ્દો ઉપરથી સંખ્યાપૂરક શબ્દો કરવા હોય તો અન્ત્ય न् નો લોપ કરી म વધારવો, જેમકે पञ्चमः વિગેરે. एकादशन्-થી नवदशन् સુધીનાને સંખ્યાપૂરક કરવા હોયતો માત્ર न નો લોપ કરવો; एकादशः વિગેરે.

૮. विंशति અને બીજાં તેવાં સંખ્યાવાચક નામો તથા તે પરથી બનેલા સાધિત સંખ્યાવાચકોને સંખ્યાપૂરક કરવાં હોય તો तम લગાડવો, જેમકે विंशतितमः एकविंशतितमः त्रिंशत्तमः एकत्रिंशत्तमः, વિગેરે. બીજી રીત એવી છે કે विंशति ના ति નો લોપ કરવો અને બાકીનાના અન્ત્ય વ્યંજનનો લોપ કરવો. જો અન્તે સ્વર હોય તો તે સ્વરનો अ કરવો, પણ આ છેલ્લો ફેરફાર તો સાધિતસંખ્યાવાચકોમાંજ થાયછે. મૂળસંખ્યાવાચકોના સંખ્યાપૂરક પહેલી રીતિજ થાયછે : જેમકે विंशः एकविंशः, त्रिंशः, एकत्रिंशः, षष्टितमः, एकषष्टः, एकषष्टितमः વિગેરે. शत 'સો' ઉપરથી સંખ્યાપૂરક शततम થાયછે.

ઉદાહરણ:

| संख्यावाचक | संख्यापूरक |
| --- | --- |
| विंशतिः | विंशतितमः, विंशः |
| अष्टाविंशतिः | अष्टाविंशतितमः,अष्टाविंशः |
| त्रिंशत् | त्रिंशत्तमः, त्रिंशः |
| चतुस्त्रिंशत् | चतुस्त्रिंशत्तमः, चतुस्त्रिंशः |
| षष्टिः | षष्टितमः |
| सप्तषष्टिः | सप्तषष्टितमः, सप्तषष्टः |
| सप्ततिः | सप्ततितमः |
| द्विसप्ततिः } | { द्विसप्ततितमः, द्विसप्ततः |
| द्वासप्ततिः } | { द्वासप्ततितमः, द्वासप्ततः |
| अशीतिः | अशीतितमः |
| षडशीतिः | षडशीतितमः, षडशीतः |
| नवतिः | नवतितमः |
| षण्णवतिः | षण्णवतितमः, षण्णवतः |
| शतम् | शततमम् |

૯. प्रथम, अग्रिम, आदिम, द्वितीय, तृतीय, तुर्य, तुरीय એટલાનાં સ્ત્રીલિંગનાં અંગ आ લગાડવાથી થાયછે. અને બાકીનાઓનાં રૂપ અન્ત્ય अ-ની ई કર્યાથી થાયછે; જેમકે प्रथमा, द्वितीया, વિગેરે, चतुर्थी, पञ्चमी, एकविंशी, एकविंशतितमी, વિગેરે.

૧૦. प्रथम પુ. નું પ્રથમાનું બહુવચન प्रथमे અથવા प्रथमाः થાયછે, અને द्वितीय અને तृतीय અથવા द्वितीया અને तृतीयाનાં ૨૦, ૫૦, ૫૦, અને ૭૦ નાં એકવચનનાં રૂપો વિકલ્પે अ કારાન્ત અથવા आ કારાન્ત સર્વનામનાં જેવાં થાયછે; જેમકે द्वितीयस्मै— द्वितीयाय વિગેરે.

૧૧. સંખ્યાત્મક શબ્દો પરથી નિયમિત આવૃત્તિદર્શક ક્રિયાવિશેષણો કરવાને द्वि, त्रि, અને चतुर् ને स લગાડવો, અને બાકીનાને कृत्वस् લગાડવો. कृत्वस् પર છતાં न् નો લોપ થાયછે. एक ઉપરથી सकृत् 'એકવાર' થાયછે. द्विः 'બેવાર', त्रिः 'ત્રણવાર', चतुः 'ચારવાર', पञ्चकृत्वः, षट्कृत्वः, વિગેરે.

૧૨. यद्, तद्, અને एतद् એઓને वत् પ્રત્યય, અને इदम् અને किम्-ને यत् પ્રત્યય લાગેછે. એ બે પ્રત્યયોનો અર્થ 'એટલા' થાયછે. એ પ્રત્યયો પર છતાં પહેલા ત્રણનાં રૂપ या, ता, અને एता થાયછે, અને છેલ્લા બેનાં इ અને कि થાયછે: જેમકે तावत् 'તેટલું' तावत् પ્ર૦ એ. વ.

पञ्चाशते ब्राह्मणेभ्यः प्रत्यहं कृष्णवर्माऽन्नं ददाति ।
गुरोः परिचर्यां कुर्वतस्तस्य द्विचत्वारिंशदहानि व्यतीयुः ।
चतस्रो विद्याश्चतुष्षष्टिं कलाश्च चन्द्रापीडोऽशिक्षत ।
चत्वारि शृङ्गा* त्रयोऽस्य पादा द्वे शीर्षे सप्त हस्तासो† ऽस्य ‡ ।
श्रावणस्य कृष्णपक्षेऽष्टम्यां तिथौ देवकी कृष्णं सुषुवे ।
त्रिः सप्तकृत्वः परशुरामः पृथिवीमक्षत्रियामकरोत् ।
सप्तदश सामिधेनीरनुब्रूयात् ।
ता एताः सप्तर्चोऽ§न्वाह । तासां त्रिः प्रथमामन्वाह त्रिरुत्तमां ता एकादश संपद्यन्ते ।
त्रयस्त्रिंशद्वै देवा अष्टौ वसव एकादश रुद्रा द्वादशादित्याः प्रजापतिश्च वषट्कारश्च ।
¶शतमनूच्यमायुष्कामस्य ‖ । शतायुर्वै पुरुष आयुष्येवैनं** ††तद्दधाति‡‡ । त्रीणि च शतानि च षष्टिश्चानूच्यानि यज्ञकामस्य ।

---

* शृङ्ग न. નું પ્ર૦ બ. વ. (વૈદિક અથવા આર્ષ પ્રયોગ).

† हस्त પુ. નું પ્ર૦ બ. વ. (વૈદિક અથવા આર્ષ પ્રયોગ).

‡ જ્યારે પવિત્ર અગ્નિ સળગાવેછે ત્યારે આ ભણવામાં આવેછે. એમાં અગ્નિદેવના કલ્પિત આકારનું વર્ણન કીધેલું છે.

§ આનો કર્ત્તા होता અધ્યાહારે છે. અમુક ક્રિયામાં હોતા મન્ત્ર ભણેછે તે વિશે આ છે.

¶ અગ્નિષ્ટોમનામના યજ્ઞનું प्रातरनुवाक કરીને અંગ છે, તેમાં ગોરા ઘણા મન્ત્ર ભણેછે. એ મન્ત્રની સંખ્યા આ વાક્યમાં નક્કી કરીછે; જેમકે પહેલું એમ કહેછે કે આયુષ્કામ પુરૂષ યજ્ઞ કરે તો સો મન્ત્ર ભણવા; પછી તેનું કારણ આપેલું છે, અને એજ પ્રમાણે બાકીનું સમજવું.

‖ આનો વિશેષ્ય यजमान અથવા યજ્ઞકરનાર અધ્યાહારે છે.

** આ यजमान ને લાગુ પડેછે.

†† આહિં तद् નો અર્થ तस्मात् લેવો છે.

‡‡ આનો કર્ત્તા અધ્યાહાર होता છે.

त्रीणि च वै शतानि षष्टिश्च संवत्सरस्याहानि । तावान्संवत्सरः संवत्सरः प्रजापतिः प्रजापतिर्यज्ञः । उपैनं यज्ञो नमति यस्यैवं विद्वांस्त्रीणि च शतानि च षष्टिं चान्वाह । सप्त च शतानि विंशतिश्चानूच्यानि प्रजापशुकामस्य । सप्त च वै शतानि विंशतिश्च संवत्सरस्याहोरात्राः ।

संविभाजयति श्रीमान् स वित्तेन द्विजोत्तमान् ।
धर्मषष्ठांशभागेन तेऽपि संविभजन्ति तम् ॥
गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ।
गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥
त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम् ।
खानि चैव स्पृशेदद्भिरात्मानं शिर एव च ॥
जीवन्तोऽपि मृताः पञ्च व्यासेन परिकीर्तिताः ।
दरिद्रो व्याधितो मूर्खः प्रवासी नित्यसेवकः ॥
अनारम्भो हि कार्याणां प्रथमं बुद्धिलक्षणम् ।
प्रारब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम् ॥
नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ* ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥
तिस्रः कोट्योऽर्धकोटी च यानि लोमानि मानवे ।
तावत्कालं वसेत्स्वर्गं भर्तारं यानुगच्छति ।

૧. તે મહિનાની ૨૭ મી તારીખે પણ્ડિતોની સભા ભરાઈ હતી.

૨. તે વખતે નવાણુ માણસોની પરીક્ષા લેવાઈ અને તેમાં ચોપાન વ્યાકરણમાં સારા વિદ્વાન માલમ પડ્યા.

૩. પંડિતો કહેછે કે પુરાણ અરાઢ છે અને સ્મૃતિઓ વીસ છે.

૪. અસલ ત્રણ વેદ હતા—ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદ. પછી ચાર થયા.

૫. હાલ યજુર્વેદની બે મુખ્ય શાખાઓ છે.

૬. મનુસ્મૃતિના બાર મુખ્ય પ્રકરણ છે, અને સાતમામાં રાજાઓની ફરજ ગણાવેલી છે.

---

* આ પ્રયોગ પાણિનિના નિયમથી વિરૂદ્ધ છે. ગયા પાઠની ૩ જી કલમ જુઓ.

૭. આસો મહિનાના અજવાળિયાની દશેમે દક્ષિણના લોકો શમીનાં પાંદડાંને સોનું કહીને (વ. કૃ. વાપરો) એક બીજાને આપેછે.

૮. બધા શત્રુઓ પાંચે પાણ્ડવોથી મરાયા.

૯. રામે રાવણનાં દશ માથાં છેદી નાખ્યાં.

૧૦ તેણે ચાર વિદ્યામાં, છ શાસ્ત્રમાં, અને ચોસઠ કળામાં પ્રવીણતા મેળવી.

૧૧. મેં તેને ત્રણવાર જવાનું કહ્યું અને જ્યારે તેણે એમ ન કર્યું ત્યારે મેં તેને લાત મારી.

૧૨. હિંદુઓ એમ માનેછે કે આઠ દિશાના આઠ દિગ્પાળ છે.

૧૩. મહાભારતના અરાઢ પર્વ મધ્યે ત્રીજું પર્વ ઘણું ઉત્તમ છે, કારણ કે તેમાં ઘણી મનોરંજક વાર્તા છે.

૧૪. વૈદ્યે મને આ ઓસડ બેતાળીસ દહાડા * ખાવાનું કહેલું છે.

૧૫. રઘુવંશના સત્તર સર્ગ, કુમારસંભવના સાત, નવ નાટકો, અને પતંજલિના મહાભાષ્યના છ્યાસી પાના હું ભણ્યોછું.

---

## શબ્દકોશ ૧૭.

अक्षत्रिय પુ. સ્ત્રી. ન. ક્ષત્રિયવિનાનું.

अनारम्भ પુ. પ્રારંભ નહીં તે.

अनूच्य अनु+वच નો વિધ્યર્થ કૃ., ભણી જવાનું.

अन्तगमन ન. અન્તે જવું તે.

अन्वाह (अनु+आह) તે બોલેછે, પડેછે.

अब्द પુ. વરસ.

अर्भकोटी સ્ત્રી. (अर्भ ન. અડધું, कोटि સ્ત્રી. કરોડ) અડધો કરોડ, પચાસ લાખ.

अहोरात्र પુ. રાતદિવસ.

आयुष्काम પુ. લાંબો આવરદા ઇચ્છનાર.

इ व्याति જોડે, જતા રહેવું.

उत्तम પુ. સ્ત્રી. ન. છેલ્લું.

उपनायन, उपनयन } ન. જનોઇની ક્રિયા.

कला સ્ત્રી. હુન્નર.

कार्य ન. કામ, કાજ.

कीर्तित परि જોડે (कृत् ૧૦ ગ. 'કહેવું' ઉપરથી) ગણાવેલું.

कृष्ण પુ. વિષ્ણુનો આઠમો અવતાર.

कृष्णपक्ष પુ. અંધારિયું.

कृष्णवर्मन् પુ. વિશેષનામ છે.

क्लीब પુ. ન. નપુંસક, નામર્દ.

---

* ૨૩ પૃ० * નોપ જુઓ.

ख ન. માણસના શરીરના પોલા ભાગ, જેવાકે મોઢું, નાક વિગેરે.

गर्भाष्टम પુ. સ્ત્રી. ન. (गर्भ પુ. ગરભ, અને अष्टम આઠમું) ગર્ભ રહે ત્યાંથી આઠમું.

चन्द्रापीड પુ. રાજકુમારનું નામ છે.

चम् ૧ ગ. પ. आ જોડે, આચમન કરવું.

तावत्कालम् ક્રિ. વિ. તેટલીવાર લગી.

देवकी સ્ત્રી. કૃષ્ણની મા.

द्विजोत्तम પુ. બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ.

धर्मषष्ठांशभाग પુ. પુણ્યનો છઠ્ઠો ભાગ.

पतित પુ. સ્ત્રી. ન. પાપી, ધર્મભ્રષ્ટ થયલું.

पद् ૪ ગ. આ. सम् જોડે, જુમલે થવું, બધું મળીને થવું.

परिचर्या સ્ત્રી. નોકરી, સેવા.

प्रजापति પુ. બ્રહ્મદેવ.

प्रजापशुकाम (प्रजा સ્ત્રી. છોકરાં, पशु પુ. ઢોર, અને काम પુ. ઇચ્છા) છોકરાં અને પશુ ઇચ્છનાર.

प्रवासिन् પુ. મુસાફર.

प्रव्राजित प्र+व्रज् નો ભૂ. કૃ. દેશમાંથી કાઢી મૂકેલો, ત્યાગી થયેલો.

बुद्धिलक्षण ન. (बुद्धि સ્ત્રી. અક્કલ, लक्षण ન. ચિહ્ન) બુદ્ધિનું ચિહ્ન.

भज् सम्+वि જોડે, ભાગ આપવો, બક્ષીસ કરવી.

भाज् ૧૦ ગ. सम्+वि જોડે, ભાગ આપવો, બક્ષીસ કરવી.

मृज प्र જોડે, ધોવું.

लोमन् ન. વાળ, રૂવું.

वषट्कार પુ. અગ્નિમાં બળી નાખતી વખતે वौषट् કરીને ઉચ્ચાર કરે છે તે, એ દેવતા ગણાય છે.

विद्या સ્ત્રી. વિદ્યા.

विद्वस् પુ. સ્ત્રી. ન. જાણનાર.

विश् પુ. હિંદુઓમાં (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા વિશ્ અને શૂદ્ર) ચાર જાતિમાં ત્રીજો વર્ગ અથવા ત્રીજી ન્યાત.

व्याधित પુ. સ્ત્રી. ન. રોગિષ્ટ.

व्यास પુ. મહાભારતના કર્ત્તા તરીકે મનાયછે તે, ઋષિનું નામ છે.

शतायुष् પુ. સ્ત્રી. ન. સોવરસ જીવનાર.

शृङ्ग ન. શિંગડું.

श्रावण પુ. હિંદુના ચૈત્રી વરસનો પાંચમો મહિનો.

संवत्सर પુ. વરસ.

सामिधेनी સ્ત્રી. યજ્ઞને માટે દેવતા પાડતી વખતે એક કવિતા (મન્ત્ર) બોલાયછે તે.

અજવાળિયું પખવાડિયું (ચાન્દ્ર માસનું) शुक्लपक्ष પુ.
અસલ अग्रे अग्र નું સ૦ એ. વ., आदौ आदि નું સ૦ એ. વ.
આસો (મહિનાનું નામ છે) आश्विन પુ.
ઋગ્વેદ (વેદનું નામ છે) ऋग्वेद પુ.
કહેતું अभिदधान अभि+धा નો વ. કૃ.
કુમારસંભવ (કાલિદાસરચિત કાવ્યનું નામ છે) कुमारसंभव પુ.
ગણાયલું परिकीर्तित કર્મણિ ભૂ. કૃ.
परिगणित ,, ,,
દિગ્પાળ दिक्पाल પુ.
નાટક नाटक ન.
પર્વ (ભાગ, સર્ગ) पर्वन् ન.
પુરાણ (ઘણી ચીજો વિશે પરંપરાથી ચાલતું વર્ણન જે ગ્રન્થોમાં હોય છે તેવા તથા ધર્મસંબંધી વિધિ અથવા પદ્ધતિ વિશે જેમાં બ્યાન હોયછે એવી જાતના ગ્રન્થોનું નામ) पुराण ન.
ફરજ धर्म પુ.
મહાભારત (પાણ્ડુ અને ધૃતરાષ્ટ્રના પુત્રો વચ્ચેનું યુદ્ધ જેમાં વર્ણવેલું છે તે વીરરસ કાવ્યનું નામ છે) महाभारत ન.
મળેલું (જેવાકે સભા) मिलित ભૂ. કૃ.
માલમપડચું-પડેલું उपलब्ध કર્મણિ ભૂ. કૃ., समधिगत કર્મણિ ભૂ. કૃ.
યજુર્વેદ (વેદનું નામ છે) यजुर्वेद પુ.
રઘુવંશ (કાળીદાસના કાવ્યનું નામ છે) रघुवंश પુ.
લાત लत्ता સ્ત્રી.; લાતમારે છે लत्तया प्रहरति.
વિદ્યા विद्या સ્ત્રી.
વૈદ भिषज् પુ., वैद्य પુ.
શમી (એકજાતનું ઝાડ છે) शमी સ્ત્રી.
સભા समाज પુ., परिषद् સ્ત્રી., सभा સ્ત્રી.
સર્ગ सर्ग પુ.
સામવેદ सामवेद પુ. (વેદનું નામ છે).
સારૂં समीचीन પુ. સ્ત્રી. ન., निपुण પુ. સ્ત્રી. ન.

## પાઠ ૧૮.

### વિશેષણનાં અધિકતાદર્શક અને શ્રેષ્ઠતાદર્શકરૂપો વિગેરે.

૧. અધિકતાદર્શક પ્રત્યય ईयस् છે, અને શ્રેષ્ઠતાદર્શક પ્રત્યય इष्ठ છે. એ પ્રત્યયો પર છતાં શબ્દના અન્ત્ય સ્વરનો અને અન્તે વ્યંજન હોય તો પૂર્વસ્વરસહિત અન્ત્ય વ્યંજનનો લોપ થાયછે; જેમકે लघु મૂળરૂપી વિશેષણ, लघीयस् અધિકતાદર્શક વિશેષણ; लघिष्ठ શ્રેષ્ઠતાદર્શક વિશેષણ; महत् મૂળ. महीयस् અધિક., महिष्ठ શ્રેષ્ઠ. વિગેરે.

આ પ્રત્યયો ગુણ બતાવનાર વિશેષણોને લગાડવામાં આવેછે. કૃદન્તોને

અને બીજા ક્રિયાપદ ઉપરથી સાધિત થયલા શબ્દોને લાગતા નથી. તેઓને તો तर અને तम ( નીચે કહેલા ) પ્રત્યયો અધિકતા અને શ્રેષ્ઠતા દર્શાવવાને લાગે છે.

૨. पृथु, मृदु, भृश, कृश, दृढ, અને परिवृढ એ શબ્દોના ऋ નો र થઈ જાયછે; જેમકે पृथु મૂળ; प्रथीयस् અધિક; અને प्रथिष्ठ શ્રેષ્ઠ.

૩. स्थूल, दूर, ह्रस्व, क्षिप्र, અને क्षुद्र એ એઓના છેલ્લા એકાચ્નો (એટલે વ્યંજનસહિત અન્ત્ય સ્વરનો ) અને युवन ના वन् નો લોપ થાયછે, અને પૂર્વસ્વરનો ગુણ થાયછે; જેમકે स्थूल મૂળ., स्थवीयस् અધિક, स्थविष्ठ શ્રેષ્ઠ.

૪. જે સ્વામિત્વદર્શક પ્રત્યયો હમણાં તરત કહેવામાં આવશે તેનો લોપ થાયછે; જેમકે बलवत् મૂળ., बलीयस् અધિક., बलिष्ठ શ્રેષ્ઠ.,

૫. આ નીચેની ટીપ નિયમવિરુદ્ધ રૂપોની છે.

| મૂળ. | અધિક. | શ્રેષ્ઠ. |
| --- | --- | --- |
| प्रशस्य વખાણવા જોગ | श्रेयस् | श्रेष्ठ |
| वृद्ध ઘરડું | ज्यायस्<br>वर्षीयस् | ज्येष्ठ<br>वर्षिष्ठ |
| अन्तिक પાસેનું | नेदीयस् | नेदिष्ठ |
| बाढ દૃઢ, સારૂં | साधीयस् | साधिष्ठ |
| प्रिय પ્યારૂં, વહાલું | प्रेयस् | प्रेष्ठ |
| स्थिर નિશ્ચલ, સ્થિર | स्थेयस् | स्थेष्ठ |
| स्फिर જાડું, ઘણું | स्फेयस् | स्फेष्ठ |
| गुरु ભારે | गरीयस् | गरिष्ठ |
| उरु પહોળું | वरीयस् | वरिष्ठ |
| बहुल ઘણું, બહુ | बंहीयस् | बंहिष्ठ |
| दीर्घ લાંબું | द्राघीयस् | द्राघिष्ठ |
| बहु ઘણું, બહુ | भूयस् | भूयिष्ठ |
| युवन् જુવાન | यवीयस्<br>कनीयस् | यविष्ठ<br>कनिष्ठ |
| अल्प નાનું | कनीयस्<br>अल्पीयस् | कनिष्ठ<br>अल्पिष्ठ |

૬. અન્તે स હોય એવાં અધિકતાદર્શક વિશેષણોનાં રૂપાખ્યાપન માર્ગોપદેશિકામાં ૨૭ મા પાઠમાં બતાવેલી રીત પ્રમાણે કરવાં. તેનું સ્ત્રીલિંગ ई લગાડ્યાથી અને શ્રેષ્ઠતાદર્શક વિશેષણનું आ લગાડ્યાથી થાયછે; જેમકે कनीयसी, कनिष्ठा.

૭. तर પણ અધિકતાદર્શક પ્રત્યય છે, અને તેની જોડનો શ્રેષ્ઠતાદર્શક પ્રત્યય तम છે. આ પ્રત્યયો માત્ર વિશેષણોનેજ લાગેછે એમ નથી, પણ નામને, અવ્યયોને, અને ક્રિયાપદને પણ લાગેછે. ક્રિયાપદને લાગેછે ત્યારે तर અને तमનાં રૂપ तराम् અને तमाम् થાયછે. વળી અવ્યયને લાગેછે ત્યારે પણ તેવાં રૂપ થાયછે: પરંતુ જો પ્રત્યયસહિત અવ્યય વિશેષણ થતા હોય તો આ ફેર થતો નથી. જે શબ્દને આ પ્રત્યયો લગાડવામાં આવેછે તેમાં કંઈ પણ ફેરફાર થતો નથી.

ઉદા૦—लघु મૂળ., लघुतरः, लघुतमः, पाचकतरः, पाचकतमः, पचतितराम्, पचतितमाम्, उच्चैस्तराम्, उच्चैस्तमाम्, उच्चैस्तरः વિશે., उच्चैस्तमः વિશે.

૮. જે વિશેષણને અન્તે तर અને तम હોય છે તેનું સ્ત્રીલિંગ आ લગાડ્યાથી થાયછે.

૯. પ્રકૃતિએ દર્શાવેલી વસ્તુનો ધણી બતાવે એવાં સાધિત રૂપો પ્રકૃતિને मत् લગાડ્યાથી થાયછે; જેમકે धीमत् 'બુદ્ધિમાન્', धी 'બુદ્ધિ' ઉપરથી.

૧૦. પ્રકૃતિને અન્તે અથવા ઉપાન્તે म અથવા अ કે आ હોય તો मत्-ના म નો व् થાયછે; એટલે मत् ને બદલે वत् થાયછે; જેમકે धनवत् 'ધનવાળો,' धन 'પૈસા' ઉપરથી, विद्यावत्, यशस्वत्, भास्वत्, किंवत्, लक्ष्मीवत्.

આ નિયમના કેટલાક અપવાદ છે; જેમકે यवमत्, भूमिमत् વિગેરે.

૧૧. વળી એજ અર્થ દર્શાવવાને अकारान्त નામને इन् પ્રત્યય પણ લાગેછે. એ પ્રત્યય પર છતાં પૂર્વના अનો લોપ થાયછે; જેમકે दण्डिन्, धनिन् વિગેરે. વળી विन् પ્રત્યયનો પણ તેજ અર્થ છે. તે કેટલાક નામોને લાગેછે.

૧૨. दृश પુ. સ્ત્રી. ન., અને दृश પુ. ન. (दृशी સ્ત્રી.) એ પ્રત્યયો સર્વનામને લાગેછે, અને તેનો અર્થ 'સરખું' એવો થાયછે. એ પ્રત્યયો પર છતાં પ્રકૃતિના અન્ત્યાક્ષરનો લોપ થાયછે, અને પછી आ લાગેછે; જેમકે तादृश 'તેના જેવું,' त्वादृश 'તારા જેવું,' અને इदम् અને किम् નાં રૂપ ई અને की થાયછે; જેમકે ईदृश, कीदृश.

૧૩. નામને અથવા અવ્યયને कृ, भू, અને કોઈ કોઈ વાર अस् નાં ક્રિયાવાચક અથવા બીજાં રૂપ લગાડવામાં આવેછે, તેથી પ્રકૃતિએ દાખવેલી વસ્તુ જેવું થવું અથવા કરવું એવો અર્થ થાયછે.

૧૪. (અ) અવ્યય શિવાય બીજા કોઈ શબ્દના अ અથવા आ નો (ઉપરની કલમમાંનો ફેર થતાં વખત) ई થાયછે.

(આ) પૂર્વનો इ અથવા उ દીર્ઘ થાયછે.

(ઇ) પૂર્વના ऋ ને બદલે री થાયછે.

(ઈ) અન્ત્ય न् નો અને मनस्, अरुस्, चक्षुस्, चेतस्, रहस्, અને रजस् એટલાના स् અથવા ष् નો લોપ થાયછે.

ઉદા:—घनीकरोति, घनीभवति, गङ्गीभवति, प्रत्यक्षीकरोति, स्त्रीभवनम् न., शुचीभूतम् न., पटूभवनम् न., मात्रीकरोति, पित्रीभूता स्त्री.

ऋग्वेदात्सामवेदस्य महिमा भूयान् ।

यज्ञवर्मायोध्यां गच्छन्वनानां द्राघीयोऽतिक्रम्याश्राम्यत् ।

कृष्णस्य सुभद्रा यवीयसी स्वसा ।

सर्वेषु कुसुमेषु शिरीषकुसुमं म्रदिष्ठम् ।

निःश्रेयसाय कर्मपथाज्ज्ञानमार्गः साधीयान् । श्रेष्ठस्तु सर्वेषां भक्तिमार्गः ।

परमात्माणोरप्यणीयान्महतोऽपि महीयान्वर्तते ।

धार्तराष्ट्रेभ्यः पाण्डवाः कृष्णसाहाय्याद्बलीयांसः किं तु तेषां योधसमाजो गरीयान् ।

दुःखितस्य वृत्तान्तश्रवणेनार्द्रीभवन्ति हृदयान्यनुकम्पिनां महात्मनाम् ।

यो यज्ञकर्माणि यथाविधि करोति स प्रजावान्पशुमांस्तेजस्वी ब्रह्मवर्चसी यशस्वांश्च भवति ।

विष्णुशर्मण एकपञ्चाशत्पुत्रा आसन् । तेषां ये मध्यमाद्देवदत्ताज्ज्यायांसः पञ्चविंशतिस्ते कनीयोभिः पञ्चविंशत्या कलहं चक्रुः ।

सर्वासु नदीषु भागीरथी द्राघिष्ठा विस्तारे वरिष्ठा च । तस्याः सलिलं यमुनायाः शुचितरम् । पर्वतेषु हिमालयः प्रथिष्ठः ।

अहो द्राघिमतोऽपि विश्रमनीयतास्य राज्ञो वपुषः ।

ईदृशी मे मन्दभाग्यता यन्न केवलं भर्तुर्विरहो दारकयोरपि ।
हा सौम्य हनूमन्क्क पुनस्त्वादृशस्य साधोर्महोपकारिणः संभवोऽस्मिञ्जगति ।
नैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।
नेयं मे जटा किं तु वेणीकृतः कचानां कलाप इत्यब्रवीत्काचित्स्त्री ।
दासीभूतां सर्पाणां जनन्याः सेवां कुर्वतीं स्वमातरं बन्धनान्मुमोच गरुडः ।
तपश्चरन्रावणः स्वीयानि नव शिरांसि शिवायोपायनीचकारेति शृणुमः ।
प्रियतमस्य पुण्डरीकस्य मरणेन सशोकया महाश्वेतया तिरस्कृता विषया दूरीकृतो बान्धवजनोऽङ्गीकृतमरण्येऽवस्थानम् ।
एकः पुरुषः प्रियतमायाः प्रासादस्योपरितनीं भूमिं प्रवेष्टुमिच्छुर्वातायनादधोवलम्बमानमहिं रज्जुकृत्यारुरोह ।
उपरते भर्तरि यत्प्राणाः परित्यज्यन्ते तन्मौर्ख्यम् । उत्तरा विराटदुहिता बालिका विनयवति धीमति विक्रान्ते च पञ्चत्वमभिमन्यावुपगतेऽपि प्राणान्न जहौ । अन्या अपि सहस्रशः कन्यका अभर्तृमत्यो जाताः सत्यो जीवितानि न तत्यजुरिति श्रूयते ।

जीवनाय मनुजन्मनामिह भ्राम्यतामथ कदापि स प्रभुः ।
त्वादृशो भवति भाग्ययोगतो वेत्ति यः सदसतां यदन्तरम् ॥

---

१. દશરથની ત્રણ ભાર્યાંમાં કૌસલ્યા સૌથી મોટી ( वृद्ध ) હતી, અને કૈકેયી સૌથી નાની ( युवन् ) હતી.

२. સીતાનો શરીરનો આકાર દ્રૌપદીના શરીરની આકૃતિ કરતાં વધારે નાજુક ( तनु ) હતો.

૩. મોટું ( बहु ) નાનાની ( लघु ) બરોબર થાય એ અર્થવગરનું [ અનર્થક ] છે.

૪. દોડવામાં, ઘોડો બધા પ્રાણીઓમાં સૌથી ઉતાવળો ( आशु ) છે.

૫. સદ્ગુણવાળા ( सद्गुण, पुण्य ) પુરૂષો સુખમાં ( सुख ) છે, અને માનને લાયક છે.

૬. સત્યભામા કરતાં કૃષ્ણને રૂક્મિણી વધારે વહાલી ( प्रिय ) હતી.

૭. જ્યારે માણસનું અદૃષ્ટ ખોટું હોયછે ત્યારે તેનાં સગાં પણ શત્રુ જેવાં [જાણે શત્રુ હોય તેવાં] (विपक्ष) થઈ જાયછે.

૮. જેને પૈસો (वसु), અથવા ધિરજ (धैर्य), અથવા યશ (यशस्, कीर्त्ति), અથવા જમીન (भूमि) હોય તેનું નામ શું કહેવાય ?*

૯. બધાએ જાણે એક મનના હોય તેવા થવું (एकचित्त), અને આ જાગ લઈ ઉડી જવું.

૧૦. બધા દેવોમાં ઇન્દ્ર સૌથી વધારે શક્તિમાન (ओजस्विन्) અને બળવાન (बलिन्) હતો અને તેથી તેઓએ તેને રાજમુગટ પેહેરાવ્યો.

૧૧. મૂળવચનનો અર્થ કોઈ કોઈવાર ટીકાકરનારથી સ્પષ્ટ જેવો (विशद) કરાયછે, અને કોઈ કોઈવાર ગુંચવી નાખેલા જેવો (गूढ) કરાયછે.

૧૨. તે કાળની સર્વ સ્ત્રીઓમાં દમયન્તી વધારે ખુબસુરત (सुन्दर, चारु) અને પોતાના સ્વામિને† વધારે આસક્ત (भक्त, अनुरक्त) હતી.

૧૩. આ પળે તારૂં હૈયું હેત કરીને પિગળી ગયું છે [પ્રવાહી જેવું થયું છે] (द्रव.)

૧૪. ગાડીઓની ઝુંસરીએ જે બળદ જોડાયલા હોયછે તે સાધારણ બળદાનાં કરતાં વધારે જાડા (पीवर) હોયછે.

૧૫. અરે સીતા! તારાજેવી (त्वद्) આટલી બધી પવિત્ર, નિખાલસ, અને પ્રેમવાળી (अनुराग, प्रणय) બીજી એકે સ્ત્રી નથી, અને મારા જેવો (मद्) આટલો બધો ક્રૂર અને દયાવગરનો કોઈ પુરૂષ નથી.

## શબ્દકોશ ૧૮.

अणु પુ. સ્ત્રી. ન. નાનું; પુ. નાનો રજકણ.

अधस् અ. નીચે, તળે.

अध्वन् પુ. માર્ગ.

अनुकम्पिन् પુ. સ્ત્રી. ન. દયાવાન.

अन्तर ન. ફેર.

अभिमन्यु પુ. અર્જુનનો પુત્ર.

अरुष પુ. ન. ઘા, જખમ.

अवलम्बमान પુ. સ્ત્રી. ન. લટકતું.

अवस्थान ન. રેહેઠાણ.

अहि પુ. સાપ.

आर्द्र પુ. સ્ત્રી. ન. ભીનું.

* વિદ્યાર્થીએ આ પ્રશ્નનો ઉત્તર દેવો. † સપ્તમી અથવા ષષ્ઠી.

इच्छु પુ. સ્ત્રી. ન. ઇચ્છતું, ઇચ્છનાર.

उत्तरा સ્ત્રી. વિરાટ નામના રાજાની પુત્રી.

उपरितन પુ. સ્ત્રી. ન. ઉપલું.

उपायन ન. નજરાણું.

एकमनस् પુ. સ્ત્રી. ન. એક મનનું.

कच પુ. વાળ.

कर्मपथ પુ. (कर्मन् કર્મ, અને पथिन् રસ્તો) કર્મનો માર્ગ, એટલે મોક્ષ અથવા નિત્યસુખ મેળવવાને ધર્મસંબંધી ક્રિયા કર્મ કરવાં તે.

कलह પુ. કજીયો.

कलाप પુ. દડો, સમૂહ.

कृश પુ. સ્ત્રી. ન. દુબળું, પાતળું.

कृष्णसाहाय्य ન. કૃષ્ણની મદદ.

क्रम् ૧ ગ. પ. अति જોડે, ઓળંગવું, ઉલ્લંઘન કરવું.

क्षुद्र પુ. સ્ત્રી. ન. નાનું, નીચ.

गरुड પુ. ગરૂડ પક્ષી, વિષ્ણુદેવ વાહન તરીકે વાપરતા તે જાતનું પક્ષી.

जटा સ્ત્રી. જટા (ગુંચવાયલા વાળનું ઝુંડ.)

जीवन ન. ગુજરાન.

जीवित ન. જીંદગી.

ज्ञानमार्ग પુ. (ज्ञान ન. જાણવું તે, मार्ग પુ. રસ્તો) જ્ઞાનનો રસ્તો, મોક્ષની પ્રાપ્તિ માટે ઈશ્વરસંબંધી જ્ઞાન.

दारक પુ. બાળ, પુત્ર.

दीप्ति સ્ત્રી. તેજ.

दृढ પુ. સ્ત્રી, ન. નિશ્ચલ, મજબુત.

निःश्रेयस ન. કલ્યાણ, મુક્તિ.

परिवृढ પુ. ધણી, માલીક.

पुण्डरीक પુ. વિશેષ નામ છે; ન. કમળનું ફુલ.

पृथु પુ. સ્ત્રી. ન. મોટું. વિશાળ.

बन्धन ન. કબજો, કેદ કરવું તે, બંદી.

बालिका સ્ત્રી. બાળક છોકરી.

ब्रह्मवर्चसिन् પુ. સ્ત્રી. ન. વેદ કરીને તેજ પામેલું, વૈદિક ક્રિયાથી પ્રાપ્ત થતું તેજ પામેલું.

भक्तिमार्ग પુ. (भक्ति સ્ત્રી. પ્રીતિ, ભક્તિ, અને मार्ग પુ. રસ્તો) મુક્તિ માટે ઈશ્વરની પ્રીતિ અથવા ભક્તિ.

भाग्ययोग પુ. (भाग्य ન. નસીબ, સારૂં નસીબ, योग પુ. પ્રાપ્તિ) સારા ભાગ્ય અથવા નસીબની પ્રાપ્તિ.

भृश પુ. સ્ત્રી. ન. ઘણું, જબરૂં.

मध्यम પુ. સ્ત્રી. ન. વચલું; ન. કમ્મર.

मनुजन्मन् પુ. (मनु પુ. માણસોના પૂર્વજો અથવા મૂળપુરૂષોમાંનો એક) મનુથી જન્મેલો, માણસ, મનુષ્ય.

मन्दभाग्यता સ્ત્રી. (मन्द સુસ્ત, નબળું, भाग्य નસીબ, मन्दभाग्य નબળા નસીબવાળો, કમનસીબ, અભાગિયો) દુર્દૈવ, દુર્ભાગ્ય.

महाश्वेता સ્ત્રી. એક ગન્ધર્વની દીકરીનું નામ છે.

महोपकारिन પુ. સ્ત્રી. ન. ઘણું ઉપકારી.

मौर्ख्य ન. મૂર્ખાઈ.

यज्ञवर्मन પુ. વિશેષ નામ છે.

यथाविधि ક્રિ. વિ. વિધિપુસ્તકમાં કહેલા નિયમ પ્રમાણે.

यमुना સ્ત્રી. નદીનું નામ છે, જમના.

युग પુ. ઝુંસરી, જોતર.

योधसमाज પુ. (योध પુ. જોદ્ધો. समाज પુ. ટોળું) જોદ્ધાનું ટોળું, લશ્કર.

रज्जु સ્ત્રી. દોરડું.

रम ઉપ જોડે, ૧ ગ. પ. મરી જવું.

रहस ન. ગુપ્તતા, એકાન્તપણું, ગુપ્તવાત; ક્રિ. વિ. છાનામાના, એકાન્તે.

लघु પુ. સ્ત્રી. ન. નાનું.

वपुष ન. શરીર.

विक्रान्त પુ. સ્ત્રી. ન. હિમતવાન, શૂરું.

विश्वसनीयता સ્ત્રી. વિશ્વાસ ઉપજાવવાની શક્તિ.

विषय પુ. ઇન્દ્રિયસુખ આપનારો પદાર્થ.

विष्णुशर्मन् પુ. વિશેષ નામ છે.

विस्तार પુ. ફેલાવ.

वृत्तान्तश्रवण ન. (वृत्तान्त પુ. ઇતિહાસ, હેવાલ, श्रवण ન. સાંભળવું તે) ઇતિહાસ અથવા હેવાલ સાંભળવો તે.

वेणि-णी સ્ત્રી. ગુંથેલા વાળ.

शिरीष ન. એક જાતનું ફુલ.

शुचि પુ. સ્ત્રી. ન. સ્વચ્છ.

संभव પુ. શક્યતા, બની શકે એવી સ્થિતિ, સંભવ.

सदसत् પુ. સ્ત્રી. ન. સારૂં અને નઠારૂં.

सलिल ન. પાણી.

सशोक પુ. સ્ત્રી. ન. (स સાથે, शोक પુ. દિલગિરી) શોકથી પીડિત.

सहस्रशः ક્રિ. વિ. હજારો.

सुभद्रा સ્ત્રી. અર્જુનની વહુ.

सेवा સ્ત્રી. નોકરી.

सौम्य પુ. સ્ત્રી. ન. નમ્ર, અનુગ્ર, મનોજ્ઞ, સુંદર.

हनुमत् પુ. વાનરનું નામ છે, એ રામનો ભક્ત હતો, હનુમાન.

ह्रस्व પુ. સ્ત્રી. ન. ટુંકું.

---

અર્થ अर्थ પુ.

અર્થ વગરનું अयुक्त ભૂ. કૃ., अनुपपन्न ભૂ. કૃ.

કૈકેયી (દશરથની એક પત્નીનું નામ છે) कैकेयी સ્ત્રી.

કૌસલ્યા (દશરથની એક પત્નીનું નામ છે) कौसल्या સ્ત્રી.

ક્રૂર नृशंस પુ. સ્ત્રી. ન.

ખોટું प्रतिकूल પુ. સ્ત્રી. ન.

જાળ जाल ન.

જોડાયલું नियुक्त કર્મણિ ભૂ. કૃ.: युज् नियुक्तः.
ટીકા કરનાર टीकाकार પુ., टीकाकृत् પુ.
દયાવગરનું निर्घृण પુ. સ્ત્રી. ન.
દોડવું તે विद्रवण ન.
નિષ્કપટ ऋजु પુ. સ્ત્રી. ન., आर्जवयुक्त પુ. સ્ત્રી. ન., सरल પુ. સ્ત્રી. ન.
પવિત્ર विशुद्धशील પુ. સ્ત્રી. ન.
પળ क्षण પુ.
રુક્મિણી (કૃષ્ણની વહુ) रुक्मिणी સ્ત્રી.
શરીરનો આકાર तनु સ્ત્રી., वपुस् ન., आकृति સ્ત્રી.
સગું बन्धु પુ., बन्धुजन પુ., ज्ञाति પુ.
સત્યભામા (કૃષ્ણની એક સ્ત્રીનું નામ છે) सत्यभामा સ્ત્રી.
સાધારણ साधारण પુ. સ્ત્રી. ન., सामान्य પુ. સ્ત્રી. ન.

# પાઠ ૧૯.

## સમાસ.

### દ્વન્દ્વ અને તત્પુરુષ.

૧. ૧. સંસ્કૃતભાષામાં એક મૂળનામ*નો બીજા જોડે સમાસ થઈ શકે છે, અને વળી તે સમાસનો ત્રીજા નામની જોડે કે બીજા સમાસ જોડે સમાસ થઈ શકે છે; અથવા તો કેટલાક નામોનો સાથે અથવા એકી વખતે સમાસ થઈ શકે છે. આવી રીતે સમાસમાં ગમે તેટલા મૂળશબ્દો આવે. એઓનો જે જે પ્રકારે જે જે અર્થ પ્રમાણે સમાસ થાય છે તે ઉપર નજર રાખી સમાસના કેટલાક વર્ગ પાડેલા છે.† જે નામો છુટાં હોય તો વાક્યયોગી સંયોજક અવ્યય વડે જોડાય તેવાં નામથી બનેલો જે સમાસ તે દ્વન્દ્વ કહેવાય છે; જેમકે रामश्च कृष्णश्च रामकृष्णौ; रामश्च लक्ष्मणश्च भरतश्च शत्रुघ्नश्च-रामलक्ष्मणभरतशत्रुघ्नाः.

૨. (अ) જો સમાસમાં બે નામ હોય અને તેમાં પ્રત્યેક એકવચનમાં હોય તો સમાસને દ્વિવચન લાગે છે અને તેમાં બે કરતાં વધારે નામ હોય

* એટલે સત્ત્વવાચક નામ, વિશેષણ, અથવા અવ્યય.

† ગમે તે નામનો ગમે તે બીજા નામની સાથે ગમે તે અર્થમાં સમાસ થઈ શકે એમ કદી ધારવું નહીં. સંસ્કૃતભાષાની વાક્યરચના પ્રમાણે અમુક સમાસજ સશાસ્ત્ર છે અને બીજાઓ નથી. અજ્ઞાન પુરુષો આ વાત જાણતા નથી અને તેથી ગમે તેવા સમાસો કરે છે, પણ તે શુદ્ધસંસ્કૃત નથી. સંસ્કૃત વૈયાકરણોએ એ વિષે ઘણા બારીક નિયમો આપ્યા છે અને તેમાંના કેટલાક મૂળગ્રન્થમાં સમજાવ્યા છે. અભ્યાસને માટે તો ઉત્તમ ગ્રન્થકારોએ જે સમાસ વાપર્યા છે તે વાપરવા એજ સારામાં સારો રસ્તો છે.

તો તેને બહુવચન લાગેછે. (आ) છેલ્લાં નામની જે જાતિ હોય તે જાતિ આખા સમાસને લાગેછે; જેમકે कुक्कुटमयूर्याविमे, मयूरीकुक्कुटाविमौ. (इ) જો દ્વન્દ્વસમાસમાં સમુદાયનો ભાવ આવે અથવા જે જે વસ્તુ ગણેલી હોય તે બધી મળીને એક સંકીર્ણ વિચાર થતો હોય તો તે સમાસ નપુંસક અને એકવચનમાં મૂકાયછે. એવા સમાસને 'સમાહારદ્વન્દ્વ' કહે-છે. જો જન્તુદર્શક શબ્દો, અથવા પ્રાણીના અવયવવાચક શબ્દો, અથવા સેનાનાં અંગો, અથવા જે પદાર્થો વચ્ચે સ્વાભાવિક વેર હોય તેવા પદાર્થો, અથવા પ્રાણી સિવાય બધાં સામાન્ય નામ દ્વન્દ્વ સમાસના અવ-યવો હોય તો તે સમાસ હમેશ સમાહારદ્વન્દ્વ થાય; જેમકે यूकालिक्षम्, पाणिपादम्, रथिकाश्वारोहम्, अहिनकुलम्, धानाशष्कुलि. આ સિવાય બીજે સ્થળે દ્વન્દ્વસમાસ કરવો કે સમાહારદ્વન્દ્વ સમાસ કરવો તે વિવક્ષા (વક્તૃની અથવા બોલનારની ઇચ્છા) ઉપર આધાર રાખેછે.

૩. નિકટ સગપણ અથવા કોઈપણ તરેહની વિદ્યા દર્શાવનાર કોઈ શબ્દને છેડે ऋ આવે અને તેની પછી બીજો ऋકારાન્ત શબ્દ કે पुत्र શબ્દ આવે તો ऋ નો आ થાયછે; જેમકે હોતાપોતારૌ, मातापितरौ, पितापुत्रौ.

૪. જો સમાહારદ્વન્દ્વને છેડે કોઈ તાલવ્ય વ્યંજન અથવા द्, ष्, કે ह આવે તો તેમાં अ વધારવામાં આવે છે; જેમકે वाक्त्वचम्, त्वक्स्रजम्, शमीदृषदम्, वाक्त्विषम्, छत्रोपानहम्. પણ જો દ્વન્દ્વસમાસ સમાહૃત ન હોય તો એવી રીતે अ વધારાતો નથી; જેમકે प्रावृट्शरदौ.

૨. ૧. તત્પુરૂષજાતના સમાસમાં બે અવયવ હોયછે. તેમાંનો પહેલો અવયવ બીજાના અર્થને નિયમિત કરેછે* અથવા તેનો ગુણ દેખાડે-છે. ગુણ દર્શાવનાર અવયવનો અર્થ કોઈ પણ વિભક્તિ જેવો હોયછે અ-થવા તો બીજા અવયવની જોડે સમવિભક્તિક (એકજ વિભક્તિમાં) હોયછે અને આ બીજી રીતનો હોય ત્યારે તે અવયવ ગુણવાચક અથવા સત્ત્વવાચક હોય. પહેલાને તત્પુરૂષસમાસ કહેછે અને બીજાને કર્મધારય કહેછે: જેમકે राज्ञः पुरूषः=राजपुरूषः (તત્પુરૂષ). गम्भीरो नादः=गम्भीरनादः (કર્મધારય). पुरूषो व्याघ्र इव=पुरूषव्याघ्रः (કર્મધારય).

૨. પહેલી શિવાયની છ વિભક્તિ પ્રમાણે તત્પુરૂષના છ પ્રકાર છે.

(अ) (१) દ્વિતીયાન્ત નામની પછી श्रित, अतीत, पतित, गत, अत्यस्त,

* કેટલેક ઠેકાણે ગુણદર્શક અવયવ અન્તે મૂકવામાં આવેછે.

प्राप्त, અને आपन्न એટલા શબ્દો આવે તો સમાસ થાયછે. તેને દ્વિતીયા-તત્પુરૂષ સમાસ કહેછે: જેમકે कृष्णं श्रितः=कृष्णश्रितः, दुःखमापन्नः=दुःखापन्नः, स्वर्गं गतः=स्वर्गगतः.

(૨) ચાલુ ક્રિયાની અથવા સ્થિતિની મર્યાદા દર્શાવનાર દ્વિતીયાન્ત શબ્દ તે ક્રિયા અથવા સ્થિતિ બતાવનાર શબ્દને યોગે સમાસ પામેછે; मुहूर्तं सुखम्=मुहूर्तसुखम्.

(आ) (१) (ક્રિયાસાધન બતાવનાર) તૃતીયાન્ત નામનો (એ તૃતીયાન્ત શબ્દ જે ક્રિયા બતાવેછે તે ક્રિયાકૃત) પરિણામદર્શક જોડે સમાસ થાયછે. (૨) पूर्व, सदृश, सम, ऊन, અથવા ऊनશબ્દના સમાનાર્થ શબ્દો, कलह, निपुण, मिश्र, અને श्लक्ष्ण શબ્દો પહેલાં પણ તૃતીયાન્ત નામ આવે તો સમાસ થાયછે તે તૃતીયાતત્પુરૂષ કહેવાયછે.

(૩) તૃતીયાન્ત નામ કર્તરિ અથવા કરણે તૃતીયાના અર્થમાં વપરાયું હોય તો તેનો ધાતુસાધિત શબ્દો (કૃદન્તો) જોડે કોઈ કોઈ વાર સમાસ થાયછે.

(૪) કોઈ પણ પ્રકારના અન્નવાચક શબ્દ પૂર્વે તે અન્નને સ્વાદિષ્ટ કરનાર પદાર્થવાચક તૃતીયાન્ત શબ્દ આવે તો પણ તૃતીયાતત્પુરૂષ સમાસ થાયછે.

ઉદાહરણો:— (૧) शङ्कुलया खण्डः=शङ्कुलाखण्डः*— (२) मासेन पूर्वः मासपूर्वः, मात्रा सदृशः=मातृसदृशः, वाचा कलहः=वाक्कलहः વિગેરે—(૩) हरिणा त्रातः=हरित्रातः, नखैर्भिन्नः—नखभिन्नः ઇત્યાદિ— (૪) दध्ना ओदनः=दध्योदनः વિગેરે.

(ई) (૧) જો ચતુર્થ્યન્ત નામથી જે પદાર્થ વાચ્ય થતો હોય તે તેની પછીના નામથી વાચ્ય પદાર્થનો વિકાર હોય તો ચતુર્થીતત્પુરૂષસમાસ થાયછે; જેમકે यूपाय दारु=यूपदारु†. (૨) વળી ચતુર્થ્યન્તનામ अर्थ, बलि, हित, सुख, रक्षित એટલા શબ્દો જોડે સમાસ પામેછે. अर्थ સાથે સમાસ થાય તો સમસ્ત શબ્દ વિશેષણ થાયછે, અને તેને તેનાં વિશેષ્યનાં લિંગ અને

---

* એજ નિયમનું પ્રત્યુદાહરણ अक्ष्णा काणः અહિં સમાસ થશે નહી, કેમકે અક્ષિથી કાણત્વ થતું નથી.

† એ નિયમનું પ્રત્યુદાહરણ रन्धनाय स्थाली આનો સમાસ થતો નથી, કેમકે અહિં પ્રકૃતિવિકૃતિભાવ નથી, રન્ધન (રાંધવું તે) સ્થાલી અથવા થાળીનો વિકાર નથી. रन्धनस्थाली એમ સમસ્ત હોય તે સમાસ ષષ્ઠી તત્પુરૂષ સમજવો, रन्धनस्य स्थाली=रन्धनस्थाली.

વચન લાગેછે ; જેમકે द्विजायायम्=द्विजार्थ ओदनः, द्विजायेयं=द्विजार्था यवागूः, द्विजायेदम्=द्विजार्थं पयः, भूतेभ्यो बलिः=भूतबलिः, गवे हितम्=गोहितम्, गवे रक्षितम्=गोरक्षितम्.

(ई) પઞ્ચમ્યન્ત નામનો भय, भीत, भीति, અને भी, અને કોઈક કોઈક વખતે अपेत, अपोढ, मुक्त, पतित, અને अपत्रस्त શબ્દો જોડે સમાસ થાય છે. એ પઞ્ચમીતત્પુરૂષ સમાસ કહેવાય છે.

ઉદાહરણ:—चोराद्भयम्=चोरभयम्, सुखादपेतः=सुखापेतः, चक्रान्मुक्तः=चक्रमुक्तः, स्वर्गात्पतितः=स्वर्गपतितः.

(उ) (१). ષષ્ઠયન્ત નામનો ગમે તે કોઈપણ બીજા નામ સાથે સમાસ થઈ શકે, એ ષષ્ઠીતત્પુરૂષ કહેવાયછે ; જેમકે राज्ञः पुरुषः=राजपुरुषः, પણ આ નિયમના ઘણા અપવાદ છે.

કર્તૃવાચક तृ અને अक પ્રત્યયો જેને અન્તે આવ્યા હોય એવા ધાતુસાધિત શબ્દો સાથે ષષ્ઠયન્ત શબ્દનો સમાસ થતો નથી: જેમકે अपां स्रष्टा, ओदनस्य पाचकः, घटस्य कर्ता, આ શબ્દ સમુદાયો એમના એમ રહે છે, એનાં સમસ્ત રૂપો अप्स्रष्टा, ओदनपाचकः, घटकर्ता થતાં નથી.

પણ આ અપવાદના થોડાક પ્રત્યપવાદ રૂપો છે: જેમકે देवपूजकः, ब्राह्मणयाजकः ઇત્યાદિ.

વળી નીચે લખેલા ષષ્ઠયન્ત શબ્દોમાં ષષ્ઠી જે અર્થમાં વપરાઈ છે તેવા અર્થમાં વપરાયલી ષષ્ઠી સમાસ પામતી નથી.

नृणां द्विजः श्रेष्ठः*, सतां षष्ठः, आश्चर्यो गवां दोहोऽगोपेन વિગેરે.

(२) पूर्व, अपर, अवर, અને उत्तर આ અવયવવાચી શબ્દો ષષ્ઠયન્ત અવયવિવાચક નામ સાથે સમાસ પામેછે, અને સમસ્ત શબ્દના પ્રારંભમાં મૂકવામાં આવેછે. એજ પ્રમાણે અવયવવાચક શબ્દ કાલરૂપ અવયવિવાચક ષષ્ઠયન્ત શબ્દ સાથે સમસ્ત થાયછે અને સમાસનો પૂર્વપદ થાય છે; पूर्वं कायस्य=पूर्वकायः, चरमं रात्रेः=चरमरात्रः, मध्यमह्नः=मध्याह्नः વિગેરે. આ એકદેશિ સમાસ કહેવાયછે.

(૩) અમુક બનાવને જે કાળ વીત્યો હોય તે કાલવાચક શબ્દ તે બ-

---

*આ નિર્ધારણષષ્ઠી કહેવાયછે. એ સમાસ પામતી નથી, અને नृश्रेष्ठः રૂપ થતું નથી, પણ જો नृश्रेष्ठः એમ સમસ્તરૂપ થયું હોય તો તે તથા पुरुषोत्तम વિગેરે શબ્દો સપ્તમીતત્પુરૂષ સમજવા અને તેનો વિગ્રહ नृषु श्रेष्ठः, पुरुषेषु उत्तमः વિગેરે કરવો, આ નિર્ધારણ સપ્તમી કહેવાયછે.

નાવ દાખવનાર શબ્દ જોડે સમસ્ત થાયછે અને પૂર્વપદ થાયછે; संवत्सरो मृतस्य यस्य (જેના મરણને એક વર્ષ વીતી ગયું તે)=संवत्सरमृतः, मासजातः વિગેરે.

(ऋ) સપ્તમ્યન્તનામ નીચેના શબ્દો યોગે સમાસ પામેછેઃ—शौण्ड, धूर्त, प्रवीण, निपुण, पण्डित, पटु, कुशल, सिद्ध, शुष्क, पक्व, बन्ध વિગેરે.

ઉદાઃ—वाचि पटुः=वाक्पटुः, सभायां पण्डितः=सभापण्डितः, आतपे शुष्कः=आतपशुष्कः વિગેરે.

૩. કર્મધારય સમાસ નીચે લખેલે ઠેકાણે થઇ શકેછેઃ—

(अ) ઉપમાન*વાચક નામ ઉપમાન અને ઉપમેય એ બેના સામાન્ય ધર્મવાચક નામ જોડે સમાસ પામેછે; જેમકે घन इव श्यामः=घनश्यामः.

(आ) ઉપમેયવાચી પૂર્વપદનો व्याघ्र, चन्द्र, कमल, पद्म વિગેરે ઉપમાનવાચી ઉત્તરપદ સાથે સમાસ થાયછે; જેમકે पुरुषो व्याघ्र इव=पुरुषव्याघ्रः, मुखं चन्द्र इव=मुखचन्द्रः, नेत्रं कमलमिव=नेत्रकमलम्, पादः पद्ममिव=पादपद्मम्. અથવા તો આ સમાસોનો વિગ્રહ આમ પણ થઇ શકેઃ—मुखमेव चन्द्रः=मुखचन्द्रः, नेत्रमेव कमलम्=नेत्रकमलम्.

(इ) વિશેષણનો વિશેષ્યસાથે ઘણે ખરે ઠેકાણે સમાસ થાયછે; જેમકે नीलं च तदुत्पलं च=नीलोत्पलम्, गम्भीरश्चासौ नादश्च=गम्भीरनादः.

(ई) જો બે રૂપાખ્યાન થઇ શકે એવા કૃદન્તોમાં એક પૂર્વે થયલું કૃત્ય અને બીજો ત્યાર પછીની ક્રિયા બતાવતા હોય તો તે બે સમાસ પામેછે જેમકે आदौ स्नातः पश्चादनुलिप्तः=स्नातानुलिप्तः.

૪. નિષેધવાચક अ અથવા अन्‌નો નામ સાથે સમાસ થાયછે તે તત્પુરૂષવર્ગમાં આવેછે; न ब्राह्मणः=अब्राह्मणः, न अश्वः=अनश्वः આ નઞ્તત્પુરૂષ કહેવાયછે.

૫. કર્મધારયસમાસનો જો પહેલો અવયવ સંખ્યાવાચક હોય તો સંસ્કૃતમાં તેને દ્વિગુ કહેછે; દ્વિગુસમાસ સમાહાર દર્શાવેછે; જેમકે त्रयाणां भुवनानां समाहारः=त्रिभुवनम्. કર્મધારયનું પૂર્વપદ સંખ્યાવાચક હોય તો સમાસ હમેશ દ્વિગુ હોય છે.

* જો બે પદાર્થો વચ્ચે સાદૃશ્ય અથવા સરખાપણું હોય તો જે પદાર્થ અન્યસદૃશ હોય તેને ‘ઉપમેય’ જેની સદૃશ તે હોય તેને ‘ઉપમાન’ કહેછે, અને જે સરખા ગુણો બન્ને પદાર્થોમાં હોય તેને ‘સામાન્યધર્મ’ કહે છે; જેમકે ‘કાન્તિમાં આ સ્ત્રીનું મુખ કમળ જેવું છે’ અહિં ‘મુખ’ એ ‘ઉપમેય,’ કમળ એ ‘ઉપમાન, અને ‘કાન્તિ’ એ ‘સામાન્યધર્મ’ છે.

૬. નીચે લખેલા શબ્દોનો અન્ત્યસ્વર અથવા પૂર્વસ્વરસહિત અન્ત્ય-વ્યંજન નીચે લખેલે સ્થલે લોપાયછે અને अ ઉમેરાયછે.

(अ) पथिन् શબ્દ કોઈપણ સમાસને અન્તે હોય તો; જેમકે स्वर्गपथः

(आ) सखि અને राजन् શબ્દો તત્પુરૂષને અન્તે હોય તો: જેમકે मद्रराजः, कृष्णसखः.

(इ) रात्रि શબ્દ તત્પુરૂષને અન્તે હોય અને તેની પૂર્વે સંખ્યાવાચક શબ્દ, અવ્યય, पूर्व, अपर, વિગેરે અવયવવાચી શબ્દ, या सर्व, संख्यात, કે पुण्य શબ્દ આવે તો, અથવા रात्रि શબ્દ દ્વન્દ્વસમાસને અન્તે હોય અને તેની પૂર્વે अहः શબ્દ આવ્યો હોય તો ; જેમકે द्विरात्रम्, अतिरात्रः, पूर्वरात्रः, अहोरात्रः.

(ई) अहन् શબ્દ તત્પુરૂષને અન્તે હોય અને તેનો ૭. પ્રમાણે अह्न ન થતો હોય તો: જેમકે पुण्याहम्, द्व्यहः, उत्तमाहः.

૭. अहन् શબ્દ તત્પુરૂષને અન્તે હોય અને તેની પૂર્વે અવ્યય, पूर्व, अपर વિગેરે અવયવબોધક શબ્દો, सर्व કે संख्यात આવે તો તેનો अह्न થાયછે, જેમકે सर्वाह्णः, पूर्वाह्णः.

૮. (अ) ऋच्, पुर्, धुर् (જ્યારે તેનો અર્થ ગાડાની ઝુંસરી ન થતો હોય ત્યારે) કોઈપણ સમાસને અન્તે હોય અને (आ) गो શબ્દ તત્પુરૂષને છેડે આવે તો તેઓમાં अ ઉમેરાયછે: જેમકે अर्धर्चः, विष्णुपुरम्, रणधुरा, परमगवः.

૯. (अ) તત્પુરૂષ સમાસમાં છેવટના અંગની જાતિ આખા સમાસને લાગેછે. (आ) સમાહારદ્વિગુ નપુંસકલિંગમાં હોયછે; પણ તેજ સમાસ જો અકારાન્ત હોય તો તે ઘણીવાર સ્ત્રીલિંગમાં હોયછે, અને તેને ई પ્રત્યય લાગેછે; જેમકે राजपुरुषः, नखभिन्नः—न्ना—न्नम्, पञ्चगवम् ( पञ्चन् અને गो ઉપરથી ), पञ्चपात्रम्, त्रिलोकी.

(इ) (ગમે તે પ્રકારના) તત્પુરૂષને છેડે रात्र, अह्न, અને अह આવે તો તે પુલિંગમાં હોયછે: પણ रात्रની પૂર્વે સંખ્યાવાચક શબ્દ આવે અને अहની પૂર્વે पुण्य આવે તો સમાસ નપુંસકલિંગમાં થાય; જેમકે पूर्वरात्रः, मध्याह्नः, सप्ताहः, द्विरात्रम्, पुण्याहम्.

૧૦. નપુંસકલિંગના દ્વિગુ અથવા દ્વન્દ્વને અન્તે દીર્ઘસ્વર હોય તો તે

હ્રસ્વ થાયછે. ओ અને औ ને બદલે હ્રસ્વ સ્વર उ થાયછે, અને ए અને ऐ ને બદલે इ થાયછે; જેમકે द्विखारि (द्वि અને खारी એકતરેહનું દાણાનું માપું એ શબ્દો ઉપરથી).

---

प्रयागे चतुरहमुषित्वा काशीपथमुपययावुद्दालकः ।

रविवासरस्य चरमरात्रे संसाराङ्गारततः कश्चित्पुरुषश्चिच्छेदात्मनः शिरः ।

आश्विनस्याद्ये नवरात्रे दुर्गाया महोत्सवः क्रियते ।

ननु प्रभाता रजनी । तच्छीघ्रं शयनं परित्यजामि । अथवा लघुलघूत्थितापि किं करोमि । न मे दुःखादुचितेषु प्रभातकरणीयेषु हस्तपादं प्रसरति ।

अस्मिन्कलौ खलोत्सृष्टदुष्टवाग्बाणदारुणे ।
कथं जीवेज्जगन्न स्युः संनाहाः सज्जना यदि ॥
इज्याध्ययनदानानि तपः सत्यं धृतिः क्षमा ।
अलोभ इति मार्गोऽयं धर्मस्याष्टविधः स्मृतः ॥
रोगशोकपरीतापबन्धनव्यसनानि च ।
* आत्मापराधवृक्षाणां फलान्येतानि देहिनाम् ॥
† सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यति ॥
धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥

यदेतदनुमरणं नाम तदतिनिष्फलम् । अविद्वज्जनाचरित एष मार्गो मोहविलसितमेतदज्ञानपद्धतिरियं रभसाचरितमिदं क्षुद्रदृष्टिरेषातिप्रमादोऽयं मौर्ख्यस्खलितमिदं यदुपरते पितरि भ्रातरि सुहृदि भर्तरि वा प्राणाः परित्यज्यन्ते । स्वयं चेन्न जहति न परित्याज्याः।

---

* વ્યંજનાન્ત શબ્દો જો સમાસના છેલ્લા અવયવ ન હોય ( એટલે આદિમાં કે મધ્યમાં હોય ) તો વ્યંજનાદિ વિભક્તિના પ્રત્યયો પર છતાં તેનાં જેવાં રૂપો થાયછે તેવાં કરવાં ; आत्मन् + अपराध = आत्मापराध ; विद्वस् + रत्न = विद्वद्रत्न.

† અર્જુને લઢાઇની નાખુશી દેખાડી ત્યારે તેને આ શ્લોક કૃષ્ણે કહ્યો.

अत्र हि विचार्यमाणे स्वार्थ एव प्राणपरित्यागोऽयमसह्यशोकवेदनाप्रतीकारत्वादात्मनः। उपरतस्य तु न कमपि गुणमावहति। न तावत्तस्यायं प्रत्युज्जीवनोपायो न धर्मोपचयकारणं न शुभलोकोपार्जनहेतुर्न निरयपातप्रतीकारो न दर्शनोपायो न परस्परसमागमनिमित्तम्। अन्यामेव स्वकर्मफलपरिपाकोपचितामसाववशो नीयते भूमिमसावप्यात्मघातिनः केवलमेनसा संयुज्यते।

૧. ગુરૂ અમને **પંદર દિવસમાં*** આઠવાર શિખવેછે.

૨. ગોરો **છ દિવસમાં** અગ્નિષ્ટોમ યજ્ઞ કરેછે.

૩. રામના શૂરપણુની કીર્ત્તિ **સાત સ્વર્ગ** અને **સાત પાતાળમાં** ગવાઈ.

૪. **બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય,** અને **શૂદ્ર**ના ધર્મ **મનુ, યાજ્ઞવલ્ક્ય, અને અસિત**ની સ્મૃતિઓમાં કહેલા છે.

૫. **રામ અને સુગ્રીવે અરસ્પરસ મદદ**ને માટે દોસ્તી બાંધી.

૬. **પૂર્વસમુદ્રતરફ જનારા** પોતાના મોટા લશ્કરને રઘુ પોતાની સાથે લઈ ગયો તે **શિવની જટામાંથી પડેલી** ગંગાને ભગીરથ લઈ ગયો તેના જેવો દેખાતો હતો.

૭. આ પ્રમાણે પૂર્વના દેશો ઓળંગીને તે વીર †**મોટા દરીઆને** કાંઠે પહોંચ્યો કે જે **તાડના ઝાડને લીધે સામળો** દેખાતો હતો.

૮. **પોતાના દરીઆઈ કાફલાનો ગર્વ કરનારા** જે વંગ લોકો તેમનું જડ મુળ કાઢી નાખ્યા પછી તેણે **ગંગાની શાખાઓના (પ્રવાહોના) વચલા પ્રદેશમાં જયના થાંભલા** સ્થાપ્યા.

૯. **પર્વતોની પાંખો કાપવાને તૈયાર** (થયલા) ઇન્દ્રને જેમ પર્વતોએ પથ્થર નાખી માન આપ્યું હતું તેમ **કલિંગના રાજાએ** તેને **અસ્ત્રોથી** માન આપ્યું.

૧૦. **મહેન્દ્રનો પતિ** જે **પ્રથમ પકડાયો અને પછી છોડી મૂકાયો** તેનું જીતનારે ધન લીધું, પણ જમીન લીધી નહીં.

---

* આ અને આવતા પાઠના ગુજરાતી વાક્યોમાં જે શબ્દો જાડા અક્ષરમાં લખેલા છે તેને બદલે વિદ્યાર્થીએ સંસ્કૃતસમાસ વાપરવા.

† **महत्** કર્મધારય કે બહુવ્રીહિનો પહેલો અવયવ હોય તો તેને બદલે **महा** થાય છે.

૧૧. **પરશુરામના બાણુથી આઘે ધકેલાયલો** તોએ દરીઓ તેની ઘણી ફોજે કરીને (કે જે બન્નેને જોડતી હતી) જાણે **સહ્યપર્વતને અડકતો** હોય તેમ દેખાયો.

---

## શબ્દકોશ ૧૯.

अग्निष्टोम પુ. એક જાતનો યજ્ઞ.

अङ्गार પુ. ન. અંગારો.

अजा સ્ત્રી. બકરી.

अतिनिष्फल પુ. સ્ત્રી. ન. છેક વ્યર્થ, કંઈ પણ ફળ વગરનું.

अतिप्रमाद પુ. મોટી ચુક, ઘણી બેફીકરાઈ.

अनुमरण ન. (કોઈની) પાછળ મરવું, જેમ વિધવા મુએલા ધણીની જોડે બળી મરેછે તેમ સતી થવું.

अलाभ પુ. નુકસાન.

अलोभ પુ. લોભનો અભાવ, સંતોષ.

अवश પુ. સ્ત્રી. ન. પરાધીન, પરવશ.

असह्य પુ. સ્ત્રી. ન. सह्‌નો વિધ્યર્થ ભૂ. કૃ. अ જોડે, સેહેવાય નહીં તેવું.

आचरित પુ. સ્ત્રી. ન. આચરેલું, વર્તેલું; ન. આચરણ, કૃત્ય.

आत्मघातिन् પુ. સ્ત્રી. ન. આપઘાત કરનાર.

उत्सृष्ट सृज् નો કર્મણિ ભૂં. કૃ. उद् જોડે, છોડેલું, તજાયલું.

उद्दालक પુ. પુરૂષનું નામ છે.

उपचय પુ. ખજાનો, સંઘરો અથવા સંચય કરવો તે.

उपचित उप+चि નો કર્મણિ ભૂ. કૃ. એકઠું કરેલું.

उपरत પુ. સ્ત્રી. ન. મુએલું, બંધ થયલું.

एनस् ન. પાપ.

करणीय ન. જે કામ કરવાનું હોય તે, કાર્ય, કર્તવ્ય.

कलि પુ. કળિયુગ એટલે ચાર યુગમાંનો છેલ્લો અને પાપિષ્ઠ હાલમાં દુનીઆમાં જે યુગ ચાલેછે તે.

गल પુ. ગળું.

गुण પુ. ફાયદો, ગુણ.

चरम પુ. સ્ત્રી. ન. છેલ્લું.

जय પુ. ફત્તેહ, જીત.

देहिन् પુ. સ્ત્રી. ન. દેહવાળું; પુ. માણસ, આત્મા.

निरय પુ. નરક.

पद्धति સ્ત્રી. રસ્તો, વહિવટ, રીતિ.

परित्याज्य પુ. સ્ત્રી. ન. परि+त्यज् નો વિધ્યર્થ કૃ. તજવા લાયક.

परिपाक પુ. પાકવું તે, પક્વતા.

परीताप પુ. દુઃખ, પીડા.

पात પુ. પડવું તે, પતન.

प्रतिकार / प्रतीकार } પુ. અનર્થ દૂર કરવાનું સાધન, ઉપાય.
प्रत्युज्जीवन ન. સજીવન કરવું તે.
प्रभात પુ. સ્ત્રી. ન. (प्र+भा નો ભૂ. કૃ.) (અંધારાના રૂપમાં) અદર્શ થઈ ગયલું અને (અજવાળાના રૂપમાં) દેખાયલું તે; ન. પરોઢ.
मूल ન. મૂળ, પાયો.
मोह પુ. મૂર્ખાઈ, મોહ.
रभस પુ. ઉતાવળ, સાહસ, અવિચાર.
रोग પુ. મંદવાડ, રોગ.
लघुलघु ક્રિ. વિ. વેહેલું.
लाभ પુ. પ્રાપ્તિ, ફાયદો.
वङ्गाः પુ. એક જાતના દેશનું તથા તેના લોકનું નામ (બ. વ. માં વપરાયછે).
वह् ૧ ગ. ઉ. આ જોડે, આણવું.
वासर પુ. ન. દિવસ.
विचार्यमाण (वि+चर् 'જવું' ના પ્રેરકભેદનો કર્મણિ વર્તમાન કૃ.) વિશે વિચાર થાયછે તે.
विलसित ન. રમત, પાપી કર્મ.
वेदना સ્ત્રી. મહાદુઃખ.
संनाह પુ. બખતર, કવચ.
संसार પુ. દુનીઆ.
स्खलित ન. સેહેજ ગોથું, ચુક.
स्तन પુ. થાન.
स्तम्भ પુ. થાંભલો.
स्वकर्तव्य ન. સ્વકાર્ય, આત્મધર્મ.

---

અડકતું लग्न પુ. સ્ત્રી. ન.
આઘે ધકેલાયલું दूरोत्सारित, उत्सारित सृ નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ. उप જોડે.
ઓળંગવું क्रम् ૧ ગ. અને ૪ ગ. પ. આ જોડે.
કાપવું તે छेद પુ.
ગર્વ કરનાર उद्धत ભૂ. કૃ.
છોડી મૂકાયલું मुक्त કર્મણિ ભૂ. કૃ. मुच् ઉપરથી.
જીતનાર विजिगीषु પુ.
તાડ ताली સ્ત્રી.
તૈયાર થયલું उद्यत ભૂ. કૃ. उद्+यम् ઉપરથી.
થાંભલો स्तम्भ પુ.
દરીઆઈ કાફલો नौसाधन ન.
દરીઓ अर्णव પુ.
દોસ્તી संधि પુ., सख्य ન.
પકડાયલું गृहीत કર્મણિ ભૂ. કૃ. ग्रह ઉપરથી.
પતિ નાથ પુ., पति પુ.
પાતાળ पाताल ન.
પાંખ पक्ष પુ.
પૂર્વતરફનું, પૂર્વ पूर्व પુ. સ્ત્રી. ન. (સર્વનામ), प्राच्य પુ. સ્ત્રી. ન.
પ્રવાહ स्रोतस् ન.
મદદ साहाय्य ન.
મહેન્દ્ર (એક પર્વત અને તેની પાસેના દેશનું નામ છે) महेन्द्र પુ.
વચલો પ્રદેશ अन्तर ન., अन्तराल ન.
શૂરપણ अद्भुतचरित ન., पराक्रम પુ.
સામળો श्याम પુ. સ્ત્રી. ન.

# પાઠ ૨૦.

## બહુવ્રીહિ અને અવ્યયીભાવ સમાસ.

૧. ૧. બે અથવા વધારે નામ એકબીજાને સમાનાધિકરણ* હોય અને પ્રથમનો અવયવ ગૌણ અથવા વિશેષણરૂપી હોય તો એવાં નામોનો સમાસ થઇ શકે અને સામાસિક શબ્દ બીજા નામના ગુણ દર્શાવનાર વિશેષણ તરીકે વપરાય. એ નામ સમાસના જૂદા જૂદા અવયવોની સાથે સમાનાધિકરણ હોવું ન જોઇએ. આ પ્રકારના સમાસને બહુવ્રીહિ કહેછે; જેમકે महाबाहुः, पीताम्बरः. महाबाहुः કર્મધારય સમાસ હોય ત્યારે તેનો અર્થ महान् बाहुः 'મોટો હાથ' થાયછે, પણ બહુવ્રીહિ હોય તો તેનો અર્થ महान्बाहुर्यस्य 'મોટો છે હાથ જેનો' એટલે 'મોટા હાથવાળો' થાયછે. તેમજ पीताम्बरः પણ બહુવ્રીહિ સમાસ હોય તો 'પીળું છે વસ્ત્ર જેનું' એવો અર્થ થાયછે.

महान्बाहुर्यस्य सः=महाबाहुर्नलः. અહિં बहु અથવા તો महत् नलની સાથે સમાનાધિકરણ નથી, પણ महाबाहुः એ नलની સાથે સમાનાધિકરણ છે, કેમકે તે नलનો ગુણ બતાવેછે. घनश्यामो नलः આમાં श्यामः, नलની સાથે સમાનાધિકરણ છે અને તેટલામાટે સમાસ બહુવ્રીહિ નથી. ત્યારે તેજ સમાસને બહુવ્રીહિ સમજવો કે જેનો વિગ્રહ કરતાં यत् પ્રથમા શિવાય બીજી કોઇ વિભક્તિમાં વપરાય; प्राप्तमुदकं यम्=प्राप्तोदको ग्रामः, बह्व्यो नद्यो यस्मिन् बहुनदीको देशः.

૨. કોઇક ઠેકાણે બહુવ્રીહિનો આદ્ય અવયવ બીજા અવયવ સાથે સમાનાધિકરણ હોતો નથી; જેમકે चक्रपाणिः†=चक्रं पाणौ यस्य 'જેના હાથમાં ચક્ર છે તે'.

૩. જ્યારે સમાસમાં ઉપમાનો અર્થ રહ્યો હોય ત્યારે આદ્ય અવયવ ષષ્ઠી વિભક્તિના અર્થમાં હોઇ શકે; જેમકે चन्द्रकान्तिः=चन्द्रस्येव कान्तिर्यस्य. એજ સમાસ તત્પુરૂષ હોય તો એનો અર્થ चन्द्रस्य कान्तिः એવો થાય.

---

* એટલે તેઓ વચ્ચે વિશેષણવિશેષ્યભાવ હોય, તેઓ એક વિભક્તિમાં હોય.

† આ વ્યધિકરણબહુવ્રીહિ કહેવાયછે; કેમકે એ સમાસમાં અવયવો સમાનાધિકરણ નથી. ૨. અને ૩. નિયમમાં આપેલા જેવા વ્યધિકરણ બહુવ્રીહિ સશાસ્ત્ર છે; બીજા અપપ્રયોગ છે.

૪. નિષેધાર્થ અવ્યય अ કે अन्, અથવા ઉપસર્ગનો કોઈક વખત નામ સાથે બહુવ્રીહિ સમાસ થાયછેઃ જેમકે अविद्यमानः पुत्रो यस्य सः=अपुत्रः, निर्गता घृणा यस्य सः=निर्घृणः (નાચલો ૧૦. નિયમ.જુઓ). विगतं जीवितं यस्य सः=विजीवितः, उद्गता कन्धरा यस्य सः=उत्कन्धरः, વિગેરે. अविद्यमानपुत्रः, निर्गतघृणः વિગેરે પણ સામાસિક શબ્દો સમાસના સામાન્યનિયમ પ્રમાણે થાયછે.

૫. મુખ્ય દિશાવાચક શબ્દોથી થએલો સમાસ આ પ્રકારનો થાયછે. ત્યારે તેનો અર્થ આ દિશાઓની વચલી દિશા એમ થાય છે; જેમકે उत्तरपूर्वा=उत्तरस्याः पूर्वस्याश्च दिशः अन्तरालम् એટલે 'ઉત્તર અને પૂર્વની વચલી દિશા', 'ઈશાન'. જો કોઈ દિશાવાચક નામ એકલું હોય ત્યારે સર્વનામની પેઠે રૂપ પામતું હોય તો તે સમાસમાં તેવાં રૂપ વિકલ્પે ધરેછે.

૬. કોઈપણ સત્વવાચક નામ અને स અથવા सह એ બેનો થયલો સમાસ વિશેષણ દાખલ વપરાય તો બહુવ્રીહિ થાય છે; જેમકે देवदत्तः सहपुत्रो ग्रामं गतः.

૭. કોઈપણ સંખ્યાવાચક શબ્દની જોડે, બીજો એવોજ શબ્દ, અથવા અવ્યય, અથવા आसन्न, अदूर, કે अधिक મળીને જે વિશેષણરૂપી સમાસ થાય તેને બહુવ્રીહિ જાણવો; આવા સમાસમાં છેવટના સંખ્યાવાચક શબ્દના અન્ત્ય સ્વરનો, અથવા અન્ત્ય વ્યંજન સહિત ઉપાન્ત્ય સ્વરનો અને विंशति ના ति નો લોપ થાયછે અને अ પ્રત્યય ઉમેરાયછે.

ઉદાહરણઃ—द्वित्राः=द्वौ वा त्रयो वा 'બે કે ત્રણ', द्विदशाः=द्विर्दश અથવા द्विरावृत्ता दश 'બે વાર દશ', 'બેદશ', उपदशाः=दशानां समीपे ये सन्ति नव एकादश वा 'દશને આસરે', 'નવ કે અગીઆર', आसन्नविंशाः=विंशतेरासन्नाः 'આસરે વીસ', अदूरत्रिंशाः 'ત્રીસથી દૂર નહીં', 'ત્રીસની લગભગ', अधिकचत्वारिंशाः 'ચાળીસથી વધારે'.

પણ चतुर् ની પૂર્વે उप અથવા त्रि આવે તો चतुर् શબ્દના એકે વર્ણનો લોપ થતો નથી, પણ अ ઉમેરાયછે; જેમકે उपचतुराः 'આસરે ચાર', त्रिचतुराः 'ત્રણ કે ચાર'.

૮. જો બહુવ્રીહિ સમાસના છેલ્લા શબ્દને છેડે ऋ હોય અથવા જો તે સ્ત્રીલિંગ હોય ને છેડે ई કે ऊ હોય તો તેમાં क પ્રત્યય વધારવામાં આવેછે;

જેમકે ईश्वरः कर्ता यस्य तत्=ईश्वरकर्तृकं जगत्; बह्व्यो नद्यो यस्मिन्सः=बहुनदीको देशः, रूपवद्भूकः.

**અપવાદઃ**—સ્વરાદિવિભક્તિના પ્રત્યય પર છતાં જેના અન્ત્ય સ્વરનો इय् અથવા उव् થાયછે એવા સ્ત્રીલિંગનાં નામને આ નિયમ લાગુ પડતો નથી. स्त्री એ શબ્દ પ્રત્યપવાદરૂપ છે.

૯. अ. જો अक्षि કે धनुष् શબ્દ બહુવ્રીહિને અન્તે આવે તો એ શબ્દોનાં अक्ष, અને धन्वन् રૂપો થાય; જેમકે कमलाक्षः 'કમળ જેવી આંખવાળો', अधिज्यधन्वा 'જેનું ધનુષ ખેંચ્યું હોય તે'.

आ. જો બહુવ્રીહિ સમાસને અન્તે गन्ध હોય અને गन्ध નો પૂર્વ અવયવ उत्, पूति, सु, सुरभि હોય તો અથવા તો સમાસમાં ઉપમાનો અર્થ હોય તો गन्ध નું गन्धि થાયછે; જેમકે उद्गन्धि, सुगन्धि, पद्मगन्धि વિગરે.

इ. વળી धर्म બહુવ્રીહિ સમાસને અન્તે હોય અને તેની પૂર્વે એકજ શબ્દ હોય તો धर्म નું धर्मन् થાયછે.

ई. જો બહુવ્રીહિ સમાસના અન્ત્ય અવયવમાં આવા ફેરફાર થતા ન હોય તો ૫. અને ૭. મા નિયમ પ્રમાણે કરેલા સમાસ શિવાય બધા બહુવ્રીહિ સામાસિક શબ્દોમાં क વિકલ્પે ઉમેરાયછે; જેમકે अध्ययननिमित्तको मे वासोऽस्मिन्ग्रामे.

૧૦. જ્યારે બહુવ્રીહિ સમાસમાં क ઉમેરાતો નથી ત્યારે જો તેનો અન્ત્ય અવયવ गो હોય અથવા આકારાન્ત સ્ત્રીલિંગ નામ હોય તો તેનો છેલ્લો સ્વર હ્રસ્વ થાયછે; જેમકે चित्रा गावो यस्य सः=चित्रगुः, लक्ष्मीर्भार्या यस्य सः=लक्ष्मीभार्यः. જ્યારે क ઉમેરાયછે ત્યારે आ વિકલ્પે હ્રસ્વ થાયછે; જેમકે लक्ष्मीभार्याकः અથવા તો लक्ष्मीभार्यकः.

૨. ૧. અવ્યયીભાવ સમાસ, (શબ્દયોગી અથવા ક્રિયાવિશેષણ) અવ્યય અને નામને જોડવાથી થાયછે.

अ. ક્રિયાવિશેષણોને નપુંસકલિંગે દ્વિતીયાના એકવચનના રૂપમાં ગણવાં.

आ. જે અવ્યયીભાવ સમાસને છેડે अ હોયછે તેને કોઈ કોઈવાર તૃતીયા અથવા સપ્તમીના એકવચનના પ્રત્યય લાગેછે.

इ. અને દીર્ઘસ્વર હોય તો હ્રસ્વ થાયછે (૧૬૮ પૃ૦ ૧૦. જુઓ.)

૬. અન્ત્યના न् નો લોપ થાયછે, પણ જો સમાસનું છેલ્લું નામ નપુંસક લિંગનું હોય તો એ લોપ વિકલ્પે થાયછે.

ઉદાહરણો:—अधिहरि 'હરિમાં', अनुविष्णु 'વિષ્ણુપાછળ', उपगङ्गम् 'ગંગા પાસે', अनुगङ्गम् 'ગંગાની બાજુએ', 'ગંગાને કિનારે કિનારે', यथाशक्ति 'શક્તિપ્રમાણે', अध्यात्मम् 'આત્મામાં અથવા આત્માવિશે', प्रत्यहम् અથવા प्रत्यह 'દરરોજ', सतृणम् 'ઘાસ સુધાં'.

આ સમાસનો વિગ્રહ સામાન્યરીતે નીચે પ્રમાણે થાયછે:—

हराविति= अधिहरि । विष्णोः पश्चात् = अनुविष्णु । गङ्गायाः समीपम् = उपगङ्गम् । गङ्गामन्वायतम् = अनुगङ्गम् । शक्तिमनतिक्रम्य = यथाशक्ति । आत्मनीति = अध्यात्मम् । अहन्यहनीति = प्रत्यहम् અથવા प्रत्यह । तृणमप्यपरित्यज्य = सतृणम् ।

---

भार्याया यद्यदिष्टं तत्तदभिज्यधन्वनस्तस्य भूपतेर्नानासाद्यं किंचिदासीत् ।

प्रतिदिनं त्र्यम्बकं यथाविधि पूजयामि यावदवकाशं ग्रन्थानवलोकयाम्यामध्याह्नसमयमक्षमालां गृहीत्वा जपामि ।

त्रिचतुराण्यहान्यस्मिन्मे गृहे वस्तुं त्वमर्हसि यावत्तवार्थसिद्धिं करोमि ।

आसन्नपञ्चाशा गा ब्राह्मणेभ्योऽददाद्यज्ञवर्मा श्रावणस्य प्रथमे सोमवासरे ।

चिरप्रवृत्त एष मृतस्य पुनर्जीवप्रदाने पन्थाः । तथाहि । विश्वावसुना गन्धर्वराजेन मेनकायामुत्पन्नां प्रमद्वरां नाम कन्यामाशीविषविलुप्तजीवितां स्थूलकेशाश्रमे भार्गवस्य नप्ता प्रमतितनयो मुनिकुमारको रुरुर्नाम स्वायुषोऽर्धेन योजितवान् ।

अर्जुनं चाश्वमेधतुरगानुसारिणमात्मजेन बभ्रुवाहननाम्ना समरशिरसि शरापहृतप्राणमुलूपी नाम नागकन्यका सोच्छ्वासमकरोत् ।

अभिमन्युतनयं च परिक्षितमश्वत्थामास्त्रपावकपरिप्लुष्टमुदरादुपरतमेव निर्गतमुत्तराप्रलापोपजनितकृपो भगवान्वासुदेवो दुर्लभानसून्प्रापितवान् ।

*यान्येव सुरभिकुसुमधूपानुलेपनादीनि चन्द्रापीडसमागमसुखोपभोगायानीतानि तैरेव मृते तस्मिन्देवतोचितामपचितिं संपाद्य चन्द्रापीडमूर्तौ मूर्तिमतीव शोकवृत्तिरार्तरूपा रूपान्तरमिव तत्क्षणेनैवोपगता गतजीवितेव शून्यमुखी मुखावलोकिनी चन्द्रापीडस्य पीडोत्पीडितहृदयापि रक्षन्ती बाष्पमोक्षमुद्दामवृत्तेः शोकादपि मरणादपि च कष्टतमामवस्थामनुभवन्ती तथैवाङ्के समारोपितचन्द्रापीडचरणद्वया दूरागमनखिन्नेनापि बुभुक्षितेनाप्यप्रतिपन्नस्नानपानभोजनेन मुक्तात्मना राजपुत्रलोकेन स्वपरिजनेन च सह निराहारा कादम्बरी तं दिवसमनयत् ।

सज्जन्ति कुञ्जरघटाः खलु तत्प्रयाणे
तं संततं युधि परिष्वजते जयश्रीः ।
नेतः समासजति तस्य गुणानुरागा-
द्विद्याविशुद्धहृदये विदुषां समूहे ॥

यं न स्पृशन्त्येनमचिन्त्यतत्त्वं दुरन्तधामानमनन्तरूपम् ।
मनोवचोवृत्तय आत्मभाजां स एव पूज्यः परमः शिवो नः ॥

अयं निजः परोवेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

दंष्ट्राभङ्गं मृगाणामधिपतय इव व्यक्तमानावलेपा
नाज्ञाभङ्गं सहन्ते नृवर नृपतयस्त्वादृशाः सार्वभौमाः ॥

१. રસ્તા ઉપર મેં **પાંચ** છ માણસ, **પંચાવનથી વધારે** ગાયો, અને **આસરે સાઠ** કુતરા જોયા.

૨. **દેવકુમારીઓએ જેની પ્રીતિ માગેલી** છે તે અંગનો રાજા તે આ.

૩. શ્રી અને સરસ્વતી એ બે દેવીઓ કે **જેઓનાં ધામ પ્રકૃતિથીજ જૂદાં જૂદાં** છે તેઓ પણ તેનામાં એકઠાં રહે છે.

* આ કાદમ્બરી નામની કુમારિકા વિશે છે. તે પોતાના આશુક ચન્દ્રાપીડને મળવા એક ઠરાવેલી જગ્યાએ ગઈ; પણ ત્યાં એને મુએલો દીઠો; કોઈ અદ્ભુત શક્તિએ તેને આશા આપી કે તારો સ્વામી સજીવન થશે અને તેને તેનું શરીર રાખી મુકવા ફરમાવ્યું.

૪. રાજાકે જેણે **મહાશ્વેતાની વાર્તા સાંભળી** તે **શોકનો મા્ર્યો** એક પણ બોલ બોલી શક્યો નહીં.

૫. જેનું તેજ અથાગ છે અને જેણે **પ્રજાને રીઝવીને** ઘણી કીર્ત્તિ મેળવીછે એવો પરંતપનો મનો રાજા આ.

૬. હવે **મારી શક્તિ પ્રમાણે** હું ન્યાયનાં તત્ત્વ સમજાવુંછું.

૭. તીડો **દેવતા તરફ** ઉડેછે.

૮. રઘુએ **દરેક પર્વત ઉપર** જયનો થાંભલો ઉભો કર્યો.

૯. જનસ્થાન ગોદાવરીને **કાંઠે કાંઠે** આવેલું છે.

૧૦. કન્યાને તેને સાસરે મોકલીને જાણે **મેં કોઈની થાપણ પાછી આપી** હોય તેવો હું સ્વસ્થ થયો છું.

૧૧. **લાંબા હાથવાળો, પોહોળી છાતીવાળો** અને **પાતળી કમરવાળો** અવન્તિનો પ્રભુ આ.

૧૨. **કમળ જેવી આંખવાળી** અને **નાજુક અંગવાળી** કુમારીએ તેના ઉપર પ્રીતિ બાંધી નહીં.

૧૩. **જેના હાથ કડાંથી શણગારેલા હતા, જેની શક્તિ મહેન્દ્ર પર્વતના જેટલી હતી** અને **જેણે પોતાના શૂરપણથી શત્રુઓનો નાશ કર્યો હતો** એવો જે કલિંગનો પ્રભુ હેમાંગદ જે જગ્યાએ બેઠો હતો ત્યાં સુનંદા જઈ પહોંચી ત્યારે તેણે **ચન્દ્રના જેવા મુખવાળી** કન્યાને કહ્યું.

## શબ્દકોશ ૨૦.

अक्षमाला સ્ત્રી. (अक्ष પુ. એક છોડનું અને તેના મૂળનું નામ છે, અને माला સ્ત્રી. કંઠી, માળા) અક્ષનો બેહેરખો, રૂદ્રાક્ષની માળા.

अङ्क પુ. ખોળો.

अचिन्त्य પુ. સ્ત્રી. ન. અવિચાર્ય, ન ધારી શકાય એવું.

अधिज्यधन्वन् પુ. જેનું ધનુષ ચઢેલું હોય તે.

अनुराग પ્રીતિ, પ્યાર.

अनुलेपन ન. મલમ, અંગને લગાડવાનો સુગન્ધિ પદાર્થ.

अपचिति સ્ત્રી. પૂજા.

अर्थ પુ. ઇચ્છેલી વસ્તુ.

अवलेप પુ. ગર્વ.

अश्वमेध પુ. એક પ્રકારનો યજ્ઞ (એમાં અશ્વનું બળિદાન થાયછે).

असु પુ. જીવ, પ્રાણ ( આ અર્થમાં

તે હમેશાં બહુવચનમાં ધપરાય-
છે, કેમકે પ્રાણ પાંચ છે).

आ મર્યાદા દાખવનાર અવ્યય, અવધિદર્શક અવ્યય.

आत्मभाज् પુ. જેને આત્મા છે તે, માણસ.

आनीत आ+नी નો કર્મણિ ભૂ. કૃ., આણેલું.

आयुस् ન. જીંદગી.

आर्त પુ. સ્ત્રી. ન. દુઃખિત, પીડિત.

आशीविष પુ. સર્પ.

आसाद्य પુ. સ્ત્રી. ન. મેળવાય તેવું.

उत्पन्न પુ. સ્ત્રી. ન. જન્મેલું, ઉપજેલું.

उदार પુ. સ્ત્રી. ન. ઉમદા, મોટા મનવાળું, ઉદાર.

उद्दामवृत्ति પુ. સ્ત્રી. ન. ઉદ્ધત સ્વભાવવાળું, અમર્યાદ, બેશુતમ.

उद्धत પુ. સ્ત્રી. ન. ગર્વિષ્ઠ.

उपजानित उप+जन् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ., ઉપજાવેલું.

उपभोग પુ. ભોગવવું તે.

उलूपी સ્ત્રી. એક નાગકન્યાનું નામ છે, એ થોડા દિવસ અર્જુનની ભાર્યા હતી.

कन्यका સ્ત્રી. દીકરી.

कादम्बरी સ્ત્રી. એક તરૂણ સ્ત્રીનું નામ છે.

कुटुम्बक ન. કુટુંબ.

कुमारक પુ. જુવાન છોકરો, કુંવર, કુમાર.

कृतिन् પુ. સ્ત્રી. ન. જેની ઇચ્છા સંપૂર્ણ થઇ છે તે, કૃતકૃત્ય, સુંદર, સદ્ગુણી.

गतजीवित પુ. સ્ત્રી. ન. મુએલું.

चिरप्रवृत्त પુ. સ્ત્રી. ન. લાંબા વખતથી ચાલતું.

जप् ૧ ગ. પ. ધીમે ધીમે બોલવું, જપવું.

तनय પુ. દીકરો.

त्र्यम्बक પુ. રૂદ્રનું નામ, શિવ.

दंष्ट्रा સ્ત્રી. દાઢ, અણિદાર દાંત.

दुरन्त પુ. સ્ત્રી. ન. જેને છેડે પહોંચવું કઠણ છે એવું, અમર્યાદ.

देवता સ્ત્રી. દેવતા.

धामन् ન. તેજ.

धूप પુ. ધૂપ.

निराहार પુ. સ્ત્રી. ન. ભુખ્યું, અપવાસી.

निसर्ग પુ. સ્વભાવ, પ્રકૃતિ.

परिक्षित् પુ. અભિમન્યુનો પુત્ર અને અર્જુનનો પૌત્ર.

परिजन પુ. સેવક, નોકર.

परिप्लुष्ट परि+प्लुष् નો ભૂ. કૃ. બાળી નાખેલું.

प्रचार પુ. ફેલાવો, વ્યાપ્તિ.

प्रमति પુ. માણસનું નામ છે.

प्रमद्वरा સ્ત્રી. સ્ત્રીનું નામ છે.

प्रयाण ન. જવું તે, કુચ.

प्रापितवत् प्र+आप् નો પ્રેરક કર્તરિ ભૂ. કૃ. પમાડનાર, આપનાર.

बाष्प પુ. ન. આંસુ.
बुभुक्षित પુ. સ્ત્રી. ન. ભુખ્યું.
भार्गव પુ. ઋષિનું નામ છે.
मान પુ. આબરૂ, માન, સ્વાભિમાન.
मेनका સ્ત્રી. અપ્સરાનું નામ છે.
यथाविधि ક્રિ. વિ. વિધિ અથવા શાસ્ત્રીય રીતિ પ્રમાણે.
यावत् ક્રિ. વિ. જ્યાં સુધી.
युध् સ્ત્રી. લડાઈ.
योजितवत् युज् નો પ્રેરક કર્તરિ ભૂ. કૃ., જોડનાર.
रुरु પુ. માણસનું નામ છે.
लोक् અવજોડે, ૧ ગ. આ., અને ૧૦ ગ.; જોવું, અવલોકન કરવું.
विलुप्त वि + लुप् નો ભૂ. કૃ. નાશ કરેલું.
विश्वावसु પુ. ગન્ધર્વનું નામ છે.
व्यक्त वि + अञ्ज् નો કર્મણિ ભૂ. કૃ., ખુલ્લું, સ્પષ્ટ.
शून्यमुखी સ્ત્રી. સુના મ્હોંવાળી, ફીકા મુખવાળી, ઝંખવાણી પડેલી.
समागम પુ. સોબત. મેળાપ.
समारोपित सम् + आ + रुह् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ., મૂકાયલું.
सस्ज ૯ ગ. પ. તૈયાર થવું.
सार પુ. શક્તિ, તાત્પર્ય.
सार्वभौम પુ. સ્ત્રી. ન. ચક્રવર્તી.
सुरभि પુ. સ્ત્રી. ન. સુગન્ધ, સુવાસવાળું.
सोच्छ्वास પુ. સ્ત્રી. ન. શ્વાસવાળું.
स्थूलकेश પુ. ઋષિનું નામ છે.

---

અથાગ अगाध પુ. સ્ત્રી. ન.
કમ્મર मध्य ન.
છાતી वक्षस् ન.
જૂદું भिन्न કર્મણિ ભૂ કૃ. भिद् ઉપરથી.
તરફ अभि (ઉપસર્ગ).
તીડ शलभ પુ.
તેજ सत्त्व ન.
થાપણ न्यास પુ., निक्षेप પુ.
દરેક प्रति (ઉપસર્ગ).
દેવકુમારી अप्सरस् સ્ત્રી., सुराङ्गना સ્ત્રી.
ધામ आस्पद ન., आवास પુ.
પરંતપ (રાજાનું નામ છે) परंतप પુ.
પાછું આપેલું प्रत्यर्पित प्रति + ऋ નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ.
પોહોળું विशाल પુ. સ્ત્રી. ન.
પ્રકૃતિ निसर्ग પુ., प्रकृति સ્ત્રી., स्वभाव પુ.
પ્રીતિ प्रीति સ્ત્રી., अनुराग પુ.
બાંધવું बन्ध् ૯ ગ.
માગેલું प्रार्थित प्र + अर्थ् નો કર્મણિ ભૂ. કૃ.
માર્યું (પીડાયલું) अभिभूत अभि + भू નો કર્મણિ ભૂ. કૃ., पर्याकुल પુ. સ્ત્રી. ન., आकुल પુ. સ્ત્રી. ન.
રીઝવવું તે (રાજાએ પ્રજાને) अनुरञ्जन ન.
શૂરપણ प्रताप પુ., पराक्रम પુ.
હાથકડું अङ्गद પુ.
હેમાંગદ (રાજાનું નામ છે) हेमाङ्गद પુ.

# પાઠ ૨૧.

## પ્રેરકભેદ.

૧. કોઈ પણ ધાતુનું પ્રેરક રૂપ કરવું હોય તો તેમાં अय ઉમેરીને દશમા ગણના अय પર છતાં સ્વરોમાં જેવા ફેરફાર થાયછે તેવા ફેરફાર કરવા ; करोति 'તે કરેછે', कारयति 'તે કરાવેછે'.

૨. પ્રેરકભેદને બન્ને પદ લાગેછે.

૩. જેને છેડે अम् હોય એવા ધાતુઓ ( कम्, अम्, અને चम् શિવા-યના) जन्, जॄ, दल्, वल्, त्वर्, वन्, ज्वल्, આ ધાતુઓ અને બીજા કેટલાક કે જે ઘણા અગત્યના નથી; આટલા ધાતુઓમાં अय પર છતાં સ્વરનો ફેરફાર થતો નથી. આમાંના वम्, नम्, वन्, અને ज्वल् ધાતુઓની પૂર્વે ઉપસર્ગ ન આવ્યો હોય તો તેમાંના अ નો વિકલ્પે ફેરફાર થાયછે; જેમકે जनयति, वलयति, नमयति—नामयति, उन्नमयति.

૪. આકારાન્ત ધાતુઓ, ह्री, અને ऋ આટલા ધાતુઓમાં अयની પહેલાં प् આગમ વધારાયછે, અને એ આગમ પૂર્વે ધાતુના સ્વરનો ગુણ થાયછે; જેમકે दापयति, ह्रेपयति, अर्पयति.

૫. ए, ऐ, અથવા ओકારાન્ત ધાતુઓમાં અન્ત્ય સ્વરને બદલે आ થાયછે; જેમકે मे—मा—मापयति, दो—दा—दापयति ( ૯૮ પૃ० ૧૪ જુઓ.)

૬. क्षैનો आ નિત્યે હ્રસ્વ થાયછે, ग्लै અને स्नाનો વિકલ્પે થાયછે, પણ એ બે ધાતુઓની પૂર્વે ઉપસર્ગ આવે તો સ્વર હ્રસ્વ થતો નથી; જેમકે क्षपयति, ग्लपयति અથવા ग्लापयति, प्रग्लापयति.

૭. रुह् ધાતુના ह્ને સ્થાને प् વિકલ્પે થાયછે; જેમકે रोपयति—रोहयति. हन्નો घात् થાય છે ; જેમકે घातयति.

૮. रभ् અને लभ् એ બે ધાતુઓ અન્ત્ય અક્ષરની પૂર્વે અનુનાસિક લે છે; रम्भयति, लम्भयति.

૯. शो, छो, सो, ह्वे, व्ये, वे, અને पा એટલાને अयની પૂર્વે प् ન લાગતાં य् લાગેછે, અને पा 'પાળવું' ને ल् લાગેછે; જેમકે शाययति, साययति વિગેરે.

जि, क्री, અને अधिપૂર્વક इ ધાતુના સ્વરને બદલે आ થાયછે, એટલે આ ધાતુઓને આકારાન્ત જેવા ગણી પ્રેરકરૂપ કરવામાં આવેછે; જેમકે जापयति, क्रापयति, અને अध्यापयति.

16

૧૦ *અયના અન્ત્ય અનો इ આગમ પર છતાં લોપ થાય છે. (અ) ભૂતકૃદન્તનો પ્રત્યય, (આ) यथी શરૂ થતા પ્રત્યયો, અને (ઇ) બીજા કૃદન્તના સ્વરાદિપ્રત્યયો પર છતાં આખા अय નો લોપ થાયછે, પણ अयने લીધે ધાતુમાં જે ફેરફાર થયા હોય તે કાયમ રહેછે; જેમકે विद् 'જાણવું,' विदित 'જાણેલું', અને वेदित 'જણાવેલું'; संहृत्य (મુળધાતુ ઉપરથી), संहार्य (પ્રેરકરૂપ ઉપરથી). અવ્યયરૂપ કૃદન્તનો य પ્રત્યય પર આવે તો જે ધાતુમાં હ્રસ્વ ઉપાન્ત્ય હોય તેવા ધાતુ પછી પ્રેરક પ્રત્યય अयना માત્ર અન્ત્ય અનોજ લોપ થાયછે; જેમકે प्रशमय्य.

૧૧. દશમા ગણના ધાતુના પ્રેરકરૂપો મૂળરૂપ જેવાંજ થાયછે.

૧૨. જ્યારે અકર્મક ધાતુઓનાં, શબ્દકર્મક† ક્રિયાપદોનાં, અને ગતિ, જ્ઞાન, અને ભોજન દર્શાવનાર ક્રિયાપદોનાં અને दृशનાં પ્રેરક રૂપોવાળી વાક્યરચના કરવામાં આવેછે ત્યારે મૂળ ક્રિયાનો કર્તા દ્વિતીયા વિભક્તિમાં મૂકાય છે. આ નિયમ नी. અને वह ને લાગુ પડતો નથી, અને ह્ર અને कृ ને વિકલ્પે લાગેછે. બીજા કોઈ ક્રિયાપદના પ્રેરકભેદનો પ્રયોગ થાય ત્યારે મૂળ ક્રિયાના કર્તાને તૃતીયા વિભક્તિમાં મૂકવામાં આવેછે.

---

यजमानो यज्ञकर्मस्वृर्त्विग्भिरारम्भयति ।
इन्द्रः स्वयशः किंनरमिथुनानि गापयामास ।
पुष्पमित्रो यजते याजकास्तं याजयन्ति ।
कृष्णवर्मा पुत्रेण ब्राह्मणेभ्यः प्रत्यहं शतं गा दापयति ।
जानकीं रथमारोप्य जाह्नवीतीरमासाद्य रामाज्ञापितो लक्ष्मणस्तां विजहौ ।

---

* આ કલમના નિયમો ૧૦ મા ગણના અય ને પણ લાગુ પડેછે. ઉદાહરણ चोरयितास्मि, चोरयितुम्, चोरयित्वा વિગેરે.

† 'શબ્દકર્મક' એ શબ્દના બે અર્થ થઇ શકેછે, એક તો शब्दो येषां क्रिया (શબ્દ છે ક્રિયા જેની, એટલે 'શબ્દ કરવો' એવો અર્થ દર્શાવનાર) અને બીજો शब्दो येषां कर्म (શબ્દ છે કર્મ જેનો એટલે જે ક્રિયાપદોનો કર્મ વિદ્યાસંબંધી પદાર્થ, ગ્રન્થ, શાસ્ત્ર વિગેરે હોય તે). પહેલો અર્થ લઇએ તો ह्वे, क्रन्द्, અને शब्दाय (शब्द ઉપરથી નામધાતુ) આટલા ધાતુઓને નિયમમાંથી બાતલ કરવા, અને श्रु, वि + ज्ञा અને उप + लभ् ને દાખલ કરવા; જેમકે ह्वाययति, क्रन्दयति, शब्दाययति वा देवदत्तेन; श्रावयति-विज्ञापयति-उपलम्भयति देवदत्तम्. બીજો અર્થ લઇએ તો जल्प्, आ + भाष्, અને वि + लप् ને નિયમમાં દાખલ કરવા; જેમકે जल्पयति-विलापयति-आभाषयति-देवदत्तम्.

प्रभुप्रसादलवोऽप्यधीरप्रकृतेर्दासजनस्य प्रागल्भ्यं जनयति ।

असुरस्य तिग्मतपसा प्रीतात्मा भगवाञ्शंकरः स्वीयं रूपं तं दर्शयामास ।

नगेन्द्रसक्तां दृष्टिं पार्श्वे कस्यापि क्रन्दितमाकर्ण्य राजा निवर्तयामास ।

अस्मिँल्लोकेऽनुष्ठितो धर्मस्तस्य कर्तारं स्वर्गलोकं प्रापयति ।

ग्रीष्मकाले घर्मोऽङ्गानि ग्लपयति स्वेदं प्रवर्तयति तृष्णां परिवर्धयति च ।

बहिर्द्वारि प्रवृत्तमृषिकुमारकं प्रवेशयितुं प्रतिहारीमाज्ञापयामास राजा ।

चिरनष्टमात्मनो बालकं दृष्ट्वा सा सुन्दरी भृशं रुरोद तं च दृढं परिष्वज्याश्रुभिः स्नपयामास ।

शत्रूनगमयत्स्वर्गं वेदार्थं स्वानवेदयत् ।
आशयच्चामृतं देवान्वेदमध्यापयद्विधिम् ।
आसयत्सलिले पृथ्वीं यः स मे श्रीहरिर्गतिः ॥
रमयन्ति मनस्तावद्भावाः संसारसंभवाः ।
यावन्न श्रूयते साधुलोकफूत्कारकाहलः ॥
स्वीयं यशः पौरुषं च गुप्तये कथितं च यत् ।
कृतं यदुपकाराय धर्मज्ञो न प्रकाशयेत् ॥
वेदाविनाशिनं नित्यं य *एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥
नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥
संयोजयति विद्यैव नीचगापि नरं सरित् ।
समुद्रमिव दुर्धर्षं नृपं भाग्यमतः परम् ॥
यदि सत्याभिसंधस्त्वं राजन्रामं प्रवासय ।
नव पञ्च च वर्षाणि निर्जने गहने वने ॥

---

* આ અભ્યાસના અથવા સૂચિના આત્માને લાગુ પડેછે.

युधिष्ठिरस्तु कौन्तेयो मयमाहूयसत्वरम् ।
कारयामास वै तेन सभामद्भुतदर्शनाम् ॥
दृष्टिस्तृणीकृतजगत्त्रयसत्त्वसारा
धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम् ।
कौमारकेऽपि गिरिवद्गुरुतां दधानो
वीरो रसः किमयमेत्युत दर्प एव ॥

---

૧. રાજા બ્રાહ્મણો પાસે ધન અંગીકાર કરાવેછે (प्रति+ग्रह्).

૨. વસિષ્ઠે દશરથ પાસે યજ્ઞ કરાવ્યો (यज्).

૩. બાજીરાજનાં પાપીકર્મો આપણને લજવેછે (ह्री).

૪. ઇન્દ્રે માતલી પાસે અર્જુનને સ્વર્ગમાં પોતાના રથમાં લવડાવ્યો (आ+नी).

૫. તે પહેલાં તો લોકને પોતાના ઉપર વિશ્વાસ કરાવેછે (वि+श्वस्), અને પછી તેમને નાશ પમાડેછે (नश्, अव+सद्, અથવા ध्वंस्).

૬. ગુરૂથી આદિષ્ટ થયલો (आ+ज्ञा प्रेरक.) તે તેની ગાયોને દરરોજ ચરાવતો (चर्) અને પાણી પીવાડતો (पा).

૭. તે પોતાનું પ્રાતઃકર્મ પુરૂં કરતો (सम्+आप् प्रेरक.) અને તે પછી સોળ બ્રાહ્મણને જમાડતો (भुज्) અને પછી પોતે ભોજન કરતો.

૮. ચૌદ વરસ વનમાં નિવાસ કરવા માટે રામના વનગમને (વનમાં ગયો તે બાબતે) દશરથનું મોત નિપજાવ્યું (प्र+सञ्ज्).

૯. જે રણક્ષેત્રમાં પાણ્ડવો અને ધૃતરાષ્ટ્રના પુત્રો લડતા હતા ત્યાં જે બન્યું તે સંજયે ધૃતરાષ્ટ્રને સંભળાવ્યું (श्रु).

૧૦. ભાઈઓને અને મિત્રોને કોઈ કોઈ વાર પરસ્પર લડાવેછે (युध्) અને કોઈ કોઈ પ્રસંગે માણસ પાસે પોતાનું માથું પણ કપાવેછે (छिद्) તે અદૃષ્ટજ.

૧૧. બાપે પોતાની દીકરીને સારી ચાલના, આબરૂદાર કુળના, અને સારી કેળવણીવાળા જુવાન જોડે પરણાવવી જોઈએ (परि+नी, वि+वह् અથવા उद्+वह्).

૧૨. આ છોકરો જે શ્લોક ભણ્યો તે શ્લોક જે કાળે પ્રસ્રવણપર્વત

ઉપર હું મારી પ્રિયાની ને લક્ષ્મણની જોડે રહેતો હતો તે કાળ યાદ દેવડાવેછે (स्मृ).

૧૩. શ્યાપર્ણો શૌષદ્મનના યજ્ઞમાં ગયા અને વેદીની અંદર આસન લીધાં; તે ઉપરથી રાજાએ તેમને ઉઠાડવાનો (उद्+स्था*) પોતાના ચાકરોને હુકમ કર્યો; તેઓએ તે પ્રમાણે તેમને ઉઠાડ્યા. જ્યારે તેઓને ઉઠાડવામાં આવ્યા ત્યારે તેઓએ તાણીને બૂમ પાડી.

## શબ્દકોશ ૨૧.

अज પુ. સ્ત્રી. ન. નહીં જન્મેલું.
अधीर પુ. સ્ત્રી. ન. સાબીત કે ગંભીર મન વગરનું, અલ્પ મનવાળું, અધીરું.
अभिसंधा સ્ત્રી. વચન, નિશ્ચય.
अम् ૧ ગ. પ. હાલવું.
अमृत ન. ઈશ્વરોનું પાન, અમૃત.
अर्थ પુ. અરોભાવ, અર્થ, માયનો.
अविनाशिन् પુ. સ્ત્રી. ન. નાશ નહીં પામે એવું, રૂપભેદ નહીં થાય તેવું.
अव्यय પુ. સ્ત્રી. ન. ફરે નહીં એવું, નિર્વિકાર.
काहल પુ. શબ્દ.
किंनर પુ. એક પ્રકારના સુરલોક છે, દેવયોનિવિશેષ.
कृष्णवर्मन् પુ. પુરૂષનું નામ છે.
कौमारक ન. બાલ્યાવસ્થા.
क्रन्दित ભૂ. કૃ. (નામ તરીકે વપરાય છે) ન. બૂમ.
क्लिद् ૪ ગ. પ. ભીનું થવું.
क्षि ૧ ગ. પ. ક્ષીણ થતાં જવું.
गति સ્ત્રી. ચાલ, ગમન.
गहन પુ. સ્ત્રી. ન. દુર્ગમ, ભેદાય કે પેસાય નહીં એવું.
गुप्ति સ્ત્રી. ગુપ્તવાત, રક્ષણ.
गुरुता સ્ત્રી. મોટાઈ, દબદબો, ગૌરવ.
ग्लै ૧ ગ. પ. થાકી જવું.
घर्म પુ. ગરમી, ઉષ્ણતા, ઘામ.
जाह्नवी સ્ત્રી. ગંગા.
ज्वल् ૧ ગ. પ. ભડકો થવો, બળવું.
तिग्म પુ. સ્ત્રી. ન. ઉગ્ર, સખ્ત.
तृष्णा સ્ત્રી. તરસ.
दल् ૧ ગ. પ. ફાડવું, ચીરવું.
दुर्धर्ष પુ. સ્ત્રી. ન. પાસે જવાય નહીં તેવું, દુર્ગમ.
धरित्री સ્ત્રી. પૃથ્વી.
नगेन्द्र પુ. પર્વતરાજ, હિમાલય પર્વત.
नित्य પુ. સ્ત્રી. ન. હમેશાનું, સદાનું.

* स्था અને स्तम्भ् ધાતુઓના स् નો उद् ઉપસર્ગ પછી લોપ થાયછે.

निर्जन પુ. સ્ત્રી. ન. મનુષ્યરહિત, એકાન્ત.

नीचग પુ. સ્ત્રી. ન. હલકા પુરૂષનો આશ્રય કરનારૂં, હલકા પુરૂષની પાસે હોય તે, નીચ જમીનપર વહેતું.

पार्थ પુ. પૃથાનો પુત્ર, પાણ્ડવોનું નામ.

पुष्पमित्र પુ. રાજાનું નામ છે.

पौरुष ન. મરદામી, શુરપણું.

प्रकृति સ્ત્રી. સ્વભાવ.

प्रतिहारी સ્ત્રી. દ્વારપાલિકા.

प्रागल्भ्य ન. હામ, ધીરપણું.

फूत्कार પુ. ડસકાં ખાઈ ખાઈને રડવું તે.

मय પુ. એક શિલ્પિનું નામ છે.

मारुत પુ. પવન.

मिथुन ન. જોડું, યુગ્મ.

वम् ૧ ગ. પ. વમન કરવું, ઓકવું.

वल् ૧ ગ. આ. ઢાંકવું.

वीररस પુ. શૂરબુદ્ધિ, નવરસમાંનો એક રસ છે.

श्रीहरि પુ. વિષ્ણુદેવનું નામ છે.

संभव પુ. મૂળ.

सलिल ન. પાણી.

स्वेद પુ. પરસેવો.

---

આબરૂદાર વિશિષ્ટ, આબરૂદાર કુળનું अभिजनवत् પુ. સ્ત્રી. ન., कुलीन પુ. સ્ત્રી. ન.

કુળ कुल ન.

કેળવણી विद्या સ્ત્રી.; સારી કેળવણીવાળું कृतविद्य પુ. સ્ત્રી. ન., संस्कृतचित्त પુ. સ્ત્રી. ન., सुविनीत પુ. સ્ત્રી. ન.

કોઈ કોઈ પ્રસંગે काले काले, प्रसङ्गवशात्.

કોઈકોઈ વાર कदाचित्.

તે પ્રમાણે तथा च, तथा, इत्थम्.

પ્રસ્રવણ (પર્વતનું નામ છે) प्रस्रवण પુ.

બૂમ પાડવી रु ૨ ગ., क्रन्द् ૧ ગ. પ.

ભણવું पठ् ૧ ગ. પ.

શ્યાપર્ણ (શ્યાપર્ણ નામના ગોરોના કુળનો એક શખ્સ) श्यापर्ण પુ.

સારીચાલનું सुचरित પુ. સ્ત્રી. ન.

સૌષદ્મન (રાજાનું નામ છે) सौषद्मन પુ.

---

# પાઠ ૨૨.

## અદ્યતન ભૂતકાળ.

૧. કોઈ પણ ક્રિયા તાજી થઈ હોય કે આજ થઈ હોય તે દર્શાવવાને અથવા કોઈ પણ કાળનો સંબંધ બતાવ્યા શિવાય ક્રિયા સંપૂર્ણ થઈ છે

એવુંજ માત્ર બતાવવાને અદ્યતનભૂતકાળ વાપરવામાં આવેછે. કોઈ પણ કથા કહેવામાં એ કાળ કદી વાપરવો નહીં*. अजानि ते वै पुत्रः (ऐत० ब्राह्म०) 'તને પુત્ર જન્મ્યો છે', तदहं तुभ्यमेव ददामि य एवं सत्यमवादीः (ऐत० ब्राह्म०) 'તેં સાચું કહ્યું છે માટે હું તે તને આપું છું', उदु श्रिय उषसो रोचमाना अस्थुः (ऋग्०संहि०) 'પરોઢની ચકચકિત શોભા ઉગી છે (દેખાવા માંડીછે)'.

૨. પ્રતિબન્ધક અવ્યય मा જોડે જ્યારે અદ્યતનભૂતકાળ વપરાયછે ત્યારે તેનો અર્થ આજ્ઞાર્થરૂપના જેવો થાયછે. એવે ઠેકાણે કાલદર્શક આગમ (अ અથવા आ) નો લોપ થાયછે; જેમકે मा त्वं गमः 'જતો નહીં', मा नो हिंसीज्जनिता यः पृथिव्याः 'પૃથ્વીનો જે કર્તા તે અમને ઇજા ન કરો (મારો નહીં).'

૩. અદ્યતનભૂતકાળના સાત પ્રકાર છે. જેમ હ્યસ્તનભૂતકાળમાં ધાતુની પૂર્વે કાલદર્શક अ કે आ આગમ મૂકવામાં આવેછે, તેમ આ કાળમાં પણ મૂકાયછે.

## ૧. પ્રકાર પહેલો.

૧. આ પ્રકારમાં ધાતુને હ્યસ્તનભૂતકાળના પ્રત્યયો લગાડવા, પણ ત્રીજા પુરૂષના બહુવચનનો પ્રત્યય उस् છે. उस् ની પૂર્વે જો आ આવ્યો હોય તો તે લોપાયછે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अम् | व | म |
| ૨ જો ,, | स् | तम् | त |
| ૩ જો ,, | त् | ताम् | उस् |

૨. पा 'પીવું', स्था, दा, धा, અને ૯૮ પૃ० ૧૪. પ્રમાણે જે ધાતુનાં રૂપ दा અને धा થાયછે તે ધાતુઓ, गा કે જે इ 'જવું' નો અદ્યતનભૂતકાળમાં આદેશ છે તે, અને भू 'હોવું' આટલા ધાતુઓ આ પ્રકારમાં આવેછે.

૩. भू ધાતુને ત્રીજા પુરૂષના બહુવચનમાં अन् પ્રત્યય લાગેછે, અને સ્વરાદિ પ્રત્યય પર છતાં भू ધાતુમાં व् વધારાયછે.

૪. घ्रा, धे, शो, सो, અને छो ને આ પ્રકારનાં રૂપ વિકલ્પે લાગેછે.

* અર્વાચીન સંસ્કૃત ગ્રન્થોમાં ત્રણે ભૂતકાળ વગરભેદે વપરાયલા છે અને તેઓમાં કંઇ ફેર ગણેલો નથી.

(૯૮ પૃ૦ ૧૪ નિયમ ધ્યાનમાં રાખો). તેઓનાં બીજાં રૂપ છઠ્ઠા પ્રકાર પ્રમાણે થાયછે. મે ને વળી ત્રીજા પ્રકારનાં રૂપ પણ લાગેછે.

૫. આ પ્રકાર કેવળ પરસ્મૈપદીજ છે. આ પ્રકારમાં આવનારા જે ધાતુઓ ઉભયપદી હોય તેનાં આત્મનેપદનાં રૂપ ચોથા કે પાંચમા પ્રકાર પ્રમાણે કરવાં.

दा 'આપવું'.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अदाम् | अदाव | अदाम |
| ૨ જો " | अदाः | अदातम् | अदात |
| ૩ જો " | अदात् * | अदाताम् | अदुः |

उस् પર છતાં ૧૮૭ પૃ૦ ૧ લા નિયમ પ્રમાણે आ લોપાયો એટલે अद् + उस् = अदुः થયું, એજ પ્રમાણે अस्थुः, अगुः વિગેરે રૂપો સિદ્ધ કરવાં.

## ૨. પ્રકાર બીજો.

૧. ધાતુને अ ઉમેરવામાં આવેછે અને પછી પહેલા વર્ગના ગણના ધાતુઓને હ્યસ્તનભૂતકાળમાં જે પ્રત્યયો લાગેછે તે લગાડવામાં આવેછે.

પરસ્મૈપદ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अम् | व | म |
| ૨ જો " | स् | तम् | त |
| ૩ જો " | त् | ताम् | अन् |

अम् અને अन् પર છતાં ધાતુમાં ઉમેરેલા अ નો લોપ થાયછે અને व અને म પર છતાં લંબાયછે (માર્ગોપ૦ ૫ પૃ૦ અને ૬ પૃ૦ *નોધ જુઓ).

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | इ | वहि | महि |
| ૨ જો " | थास् | इथाम् | ध्वम् |
| ૩ જો " | त | इताम् | अन्त |

* ૭૧ પૃ૦ ૨ નિયમ અહિં તેમજ એવે બધે ઠેકાણે લાગુ પડેછે.

ઉપર પ્રમાણે अन्त પર છતાં अ નો લોપ થાયછે અને वहि અને महि પર છતાં अ લંબાયછે.

૨. ધાતુના સ્વર ગુણ કે વૃદ્ધિ પામતા નથી.

૩. આ પ્રકાર મુખ્યત્વે કરીને પરસ્મૈપદી છે, પણ થોડાએક આ પ્રકારના ધાતુ આત્મનેપદી પણ છે.

૪. કેટલાએક ધાતુઓને આ પ્રકાર નિત્યે લાગેછે અને કેટલાએકને વિકલ્પે લાગેછે. આમાંના ઘણા અગત્યના ધાતુઓ નીચે આપ્યા છે.

### (अ) બીજો પ્રકાર નિત્યે પામનારા ધાતુ.

लिप् લેપ કરવો, તેલ ચોપડવું.

सिच् સીંચવું.

*ह्वे (हू) બોલાવવું.

આ ત્રણ ધાતુ આત્મનેપદી હોય ત્યારે આ પ્રકાર વિકલ્પે પામેછે.

अस् (अस्थ्) ફેંકવું.

आप् મેળવવું.

क्रुध् ગુસ્સે થવું.

क्लम् થાકી જવું.

क्षम् ૪ ગ. માફ કરવું.

ख्या (ख्य्) ઉ. કહેવું.

गम् જવું.

गृध् લોભ કરવો.

घस् ખાવું.

तम् મને કે શરીરે દુઃખી થવું.

तुष् સંતોષ પામવો.

तृष् તરસ્યા થવું.

दम् હળી જવું, તાબે થવું, જોસ નરમ પડવો.

दुष् દુષ્ટ થવું, બગડવું.

द्रुह् દ્રોહ કરવો, રાજદ્રોહી થવું.

नश् નાશ પામવું.

पत् (पप्त्) પડવું.

पिष् ભુકો કરવો, દળવું.

पुष् ૪ ગ. પોષણ કરવું.

भ्रम् ૪ ગ. ભટકવું, ભમવું, ભ્રમણમાં રહેવું.

मद् ગાંડા થવું.

मुच् મૂકી દેવું, છોડવું.

मुह् નાદાન થવું, મોહમાં પડવું.

लुप् કાપવું.

लुभ् ૪ ગ. લોભ કરવો.

वच् (वोच्) ઉ. બોલવું.

शक् શક્તિમાન થવું, શકવું.

शद् નાશ પામવું, ક્ષીણ થવું.

शम् શાન્ત થવું.

शास् (शिष्) હુકમ ચલાવવો, રાજ કરવું, નિયમમાં આણવું.

---

* આ પ્રકારનો अ લાગતાં પહેલાં કેટલાએક ધાતુઓનું જે રૂપ થાયછે તે કૌંસમાં આપેલું છે; જેમકે आस्थ+अम्=आस्थम्, अह्व+अम्=अह्वम्.

शिष् પૃથક્ કરવું.
शुध् શુદ્ધ થવું.
श्रम् શ્રમ લેવો.
श्लिष् ૪ ગ. વળગવું.
सद् નિરાશ થવું, બેસવું.
सिध् ૪ ગ. તૈયાર થવું.
सृप् હાલવું, પેટે ચાલવું.
स्निह् સ્નેહ રાખવો.
स्विद् ૪ ગ. પરસેવો થવો.
हृष् ૪ ગ. ખુશ થવું.

(आ) બીજો પ્રકાર વિકલ્પે પામનાર ધાતુ.

क्षुद् ભુકો કરવો.
गुप् જાહેર કરવું.
च्युत् પડવું.
छिद् કાપી નાખવું.
जॄ (जर्) વૃદ્ધ થવું.
तृप् સંતોષ પામવો.
दृप् ગર્વિષ્ઠ થવું.
दृश् (दर्श्) જોવું.
निज् ધોઈ નાખવું.
बुध् જાણવું.
भिद् ભેદવું, ભોકવું, પેસવું.
युज् જોડવું.
रिच् ખાલી કરવું.
रुद् રડવું.
रुध् હરકત કરવી.
विच् જૂદું પાડવું.
शुच् ૪ ગ. પવિત્ર થવું.
श्वि (श्व) ફુલવું, સુજવું.
स्कन्द् (स्कद्) ઊંચું કુદવું.
स्तम्भ् (स्तभ्) હરકત કરવી.
स्फुट् ૧ ગ. ફુટવું.

નીચેના પહેલા ગણના ધાતુઓ ઘણું કરીને આત્મનેપદી છે, પણ જ્યારે અદ્યતનભૂતકાળનો આ પ્રકાર પામેછે ત્યારે પરસ્મૈપદી થાયછે.

क्लृप् (કોઈ તરફ) વલણ થવું.
क्षुभ् ગભરાવું.
द्युत् પ્રકાશવું.
ध्वंस् (ध्वस्) નાશ પામવું.
भ्रंश् (भ्रश्) પડવું.
रुच् પ્રકાશવું.
वृत् થવું.
वृध् વધવું.
शुभ् પ્રકાશવું, શોભવું.
स्यन्द् (स्यद्) પડીજવું.
स्रंस् (स्रस्) પડીજવું.
स्विद् પરસેવો થવો.

૫. આમાંના श्वि ને આ પ્રકાર શિવાય ત્રીજો અને પાંચમો પણ લાગેછે અને બાકીનાને જો सेट् હોય તો પાંચમો અને अनिट् હોય તો ચોથો પણ લાગેછે.

૬. श्लिष् નો અર્થ 'આલિંગન કરવું', 'ભેટવું' થાય ત્યારે તે સાતમો પ્રકાર લે છે.

૭. ઉપર લખેલા શિવાયના આ બે નોંધોમાં લખેલા જે ધાતુઓ આત્મનેપદી છે તેઓને આત્મનેપદમાં ચોથો કે પાંચમો પ્રકાર પ્રાપ્ત થાયછે.

पुष्

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अपुषम्. | अपुषाव | अपुषाम |
| ૨ જો „ | अपुषः | अपुषतम् | अपुषत |
| ૩ જો „ | अपुषत् | अपुषताम् | अपुषन् |

## ૩. ત્રીજો પ્રકાર.

૧. દશમા ગણના અને પ્રેરકભેદના ધાતુઓનાં અદ્યતનભૂતકાળનાં રૂપ આ પ્રમાણે થાયછે.

૨. (अ). अय નો લોપ થાયછે, પણ अय ને લઈને મૂળધાતુના સ્વરના અથવા બીજા જે ફેરફાર થયા હોયછે તે કાયમ રહેછે.

(आ). ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ થાયછે.

(इ). પછી સામાન્ય નિયમ પ્રમાણે ધાતુ દ્વિર્ભાવ પામેછે.

(ई). અભ્યાસ પછી આવેલો એકાચ્ જો હ્રસ્વ હોય અને છંદઃશાસ્ત્ર પ્રમાણે* દીર્ઘ ન હોય તો અભ્યાસના अ ને બદલે इ થાયછે.

(उ). અભ્યાસનો સ્વર હ્રસ્વ હોય અને છંદઃશાસ્ત્રપ્રમાણે દીર્ઘ ન હોય તો ઘણું કરીને તે દીર્ઘ થાયછે.

(ऊ). આ પ્રમાણે જે અંગ તૈયાર થાયછે તેને બીજા પ્રકારની માફક अ અને હ્યસ્તનભૂતકાળના પ્રત્યયો લાગેછે.

જેમકે भू ધાતુનું પ્રેરક અંગ भावय થાયછે, તેમાં अय નો લોપ થયો એટલે भाव् થયું, ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ થવાથી भव्, દ્વિર્ભાવથી बभव्, અભ્યાસના अ નો इ કરવાથી बिभव्, અને એ इ દીર્ઘ થયો એટલે बीभव् થયું, પછી अ ઉમેરીને त् પ્રત્યય લગાડ્યો અને કાલદર્શક આગમ પૂર્વે મૂક્યો એટલે अबीभवत् રૂપ સિદ્ધ થયું. એજ પ્રમાણે स्पन्द्ना પ્રેરકવર્તમાન

* હ્રસ્વ સ્વર પછી જો સંયુક્ત વ્યંજન આવે તો છંદઃશાસ્ત્ર પ્રમાણે તે હ્રસ્વ સ્વર દીર્ઘ ગણાયછે.

स्पन्दयति ઉપરથી (अ) પ્રમાણે स्पन्द, (इ). અને ૭૬ પૃ० ૨. ૯. પ્રમાણે पस्पन्द, અને (ऊ). પ્રમાણે अपस्पन्दत રૂપ સિદ્ધ થયું. (आ). નિયમ માટે પ્રસંગ નથી, કેમકે ઉપાન્ત્ય વર્ણ હ્રસ્વ નથી, અને તેમજ (ई). અને (उ). નિયમો પણ અહિં લાગુ પડતા નથી; કારણ કે प અભ્યાસ પછીનો જે એકાચ્ સ તે છંદઃશાસ્ત્ર પ્રમાણે દીર્ઘ છે, કેમકે તેની પછી સંયુક્ત વ્યંજન આવ્યોછે. स्खल् નું પ્રેરકવર્તમાન स्खलयति એ ઉપરથી (अ). પ્રમાણે स्खल्, (इ). અને ૭૬ પૃ० ૨. ૯. અને આ. પ્રમાણે चस्खल्, (ई). પ્રમાણે चिस्खल्, (उ). પ્રમાણે अचिस्खलत. (आ). નિયમ માટે પ્રસંગ નથી, તેમજ (उ). માટે પણ નથી. કેમકે चि અભ્યાસનો इ સ્વર છંદઃશાસ્ત્રપ્રમાણે દીર્ઘ છે.

૩. (अ). જો ધાતુને પ્રારંભે સ્વર હોય તો પછીના વ્યંજનનો દ્વિર્ભાવ થાયછે, અને અભ્યાસમાં इ ઉમેરાયછે.

(आ). જો પ્રારંભના સ્વર પછી સંયુક્ત વ્યંજન આવ્યો હોય અને તે સંયુક્ત વ્યંજનનો પહેલો અવયવ न, द, કે र હોય તો બીજો અવયવ દ્વિર્ભાવ પામેછે.

જેમકે अट्-आटय ૨. (अ). પ્રમાણે आट्, ૨. (आ). પ્રમાણે अट्, ૩. (अ). પ્રમાણે अटिट्, કાલદર્શક આગમ आ (માર્ગોપ० પૃ० ૫૧) પૂર્વે મુક્યો એટલે आटिट्, અને ૨. (ऊ). પ્રમાણે आटिटत. એજ પ્રમાણે उन्द् उन्दय-उन्द्-૩. (आ). પ્રમાણે उन्दिद्, માર્ગોપ० પૃ० ૫૧ માં આપેલા નિયમ પ્રમાણે औन्दिद्-અને ત્યાર પછી औन्दिदत. આજ પ્રમાણે अर्ह् ઉપરથી आर्जिहत રૂપ સિદ્ધ થાયછે. આ છેલ્લાં બે રૂપોમાં उन् અને अर् જુદાં પાડી द અને ह નો દ્વિર્ભાવ થાયછે અને અભ્યાસમાં इ ઉમેરાયછે.

૪. (अ). જો ધાતુને અન્તે હ્રસ્વ કે દીર્ઘ उ હોય તો અભ્યાસમાં इ ને બદલે उ થાયછે, પરંતુ જો અભ્યાસના પછીના એકાચ્નો આદિ અક્ષર ઓષ્ઠ્ય વ્યંજન, य, र, ल, व, કે ज હોય અને એ (ઓષ્ઠ્ય વ્યંજન य, र, ल, व, કે ज्) ની પછી अ આવતો હોય તો આ ફેરફાર થતો નથી.

જેમકે कु ધાતુ ઉપરથી પ્રેરક અંગ कावय તે ઉપરથી काव-कव्-चकव- અને चिकव् થયું, પણ ધાતુને છેડે उ છે એટલે ઉપલા નિયમ પ્રમાણે चुकव् અને પછી चूकव् થઈ अचूकवत् રૂપ સિદ્ધ થાયછે. પણ भू અથવા पू ઉપરથી તો अबीभवत અથવા अपीपवत રૂપો થાયછે, अबूभवत् અથવા अपूप-

वत् રૂપો કરવાં નહીં, કારણ કે અભ્યાસ પછીના એકાચ્ म અને प છે, અને તેમાં ઓષ્ઠ્ય વ્યંજન પછી अ આવેલો છે.

( आ ). स्रु, श्रु, द्रु, प्रु, प्लु, च्यु, એટલામાં અભ્યાસનો इ વિકલ્પે કાયમ રહેછે. ઉદાઃ—असिश्रवत् અથવા अशुश्रवत् श्रु નાં પ્રેરક રૂપ ઉપરથી અદ્યતનભૂતકાળ.

૫. નીચેના ધાતુનો ઉપાન્ત્ય સ્વર વિકલ્પે હ્રસ્વ થાયછે.

भ्राज्, भाष्, भास्, दीप्, जीव्, मील्, पीड्, અને વળી ह्वे, लुट्, लुप्, અને થોડા બીજા ; જેમકે अपीपिडत् અથવા अपिपीडत्.

पीडय-पीड्-पिपीड्-अपिपीडत् અહિં ૨. (उ). નિયમના કાર્યને પ્રસંગ નથી. જ્યારે ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ થાયછે ત્યારે पीड्-पिड्-पिपिड्-पीपिड्-अपीपिडत्. આ પ્રમાણે રૂપ સિદ્ધ થાયછે.

૬. ૨. નિયમમાં કહેલા સ્વરના ફેરફાર, એટલે (आ). પ્રમાણે ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ કરવો, (इ). પ્રમાણે अ ને બદલે इ કરવી, અને (उ). પ્રમાણે અભ્યાસના સ્વરને દીર્ઘ કરવો એ નીચેના ધાતુઓમાં થતા નથીઃ—

कथ्, वर्, गण्, रह्, स्पृह्, सूच्, ध्वन्, અને पार्; જેમકે कथ्-अचकथत्, वर्-अववरत्.

૭. स्मृ, दॄ, त्वर्, प्रथ्, म्रद्, स्तॄ, અને स्पश् એટલાના અભ્યાસનો अ કાયમ રહેછે, અને वेष्ट्, અને चेष्ट् ના અભ્યાસની इ નો વિકલ્પે अ થાયછે જેમકે असस्मरत्, अददरत् વિગેરે ; અને अववेष्टत् અથવા अविवेष्टत् વિગેરે.

૮. गण નાં બે રૂપ થાયછે अजगणत् અથવા अजीगणत्.

૯. श्रि, द्रु, અને स्रु, ધાતુઓ મૂળરૂપમાં પણ ત્રીજો પ્રકાર પામેછે, श्वि વિકલ્પે પામેછે. श्वे નો ( ૧૮૭ પૃ૦ ૪ જુઓ ) દ્વિર્ભાવ કર્યા પછી आ નો લોપ થાયછે.

આ ઠેકાણે માત્ર દ્વિર્ભાવજ કરવાની જરૂર છે.

श्रि–शिश्री + अत्–अशिश्रियत् ૪૩ પૃ૦ ૨. પ્રમાણે, કેમકે अ એ અવિકારક છે; श्वे—अदधत्.

૧૦. स्थापयति નું अतिष्ठिपत्, पाययति નું अपीप्यत्, અને घ्रापयति નું अजिघ्रपत् અથવા अजिघ्रिपत् થાયછે.

૧૧. ધાતુનો ઉપાન્ત્ય હ્રસ્વ ऋ વિકલ્પે કાયમ રહેછે અને દીર્ઘ ॠ વિકલ્પે હ્રસ્વ થાયછે.

वृत् નું પ્રેરક અંગ वर्तय, अय લોપાયો એટલે वर्त्, પછી ઉપલા નિયમ પ્રમાણે वर्त् અથવા वृत् થયું; वर्त्—ववर्त्—अववर्तत् ૨. (ई). અને (उ). અહિં લાગતા નથી. वृत्—ववृत्—विवृत् ૨.(ई).પ્રમાણે—वीवृत् ૨. (उ). પ્રમાણે—अवीवृतत्. कृत् નું પ્રેરક અંગ कीर्तय, अय લુપ્ત થયો એટલે कीर्त, પછી ઉપલા નિયમ પ્રમાણે कीर्त् અને कृत् અને છેવટે अचिकीर्तत् અથવા अचीकृतत्.

૧૨. लोक्, लोच्, शास्, श्लाघ्, बाध्, सेव्, वेप्, एज्, लाघ्, राघ्, नाथ्, दाश्, याच्, राज्, અને બીજા કેટલાક ધાતુઓ ઉપાન્ત્ય સ્વરને હ્રસ્વ કરતા નથી: જેમકે अलुलोकत् અને अततायत्.

૧૩. ह्वे અને स्वप् નો પ્રેરક અદ્યતનભૂતકાળ કરતી વેળાએ તેમને हु અને सुप् હોય અને श्वि વિકલ્પે शु હોય એમ ગણવું: જેમકે अजूहवत् અથવા अजुहावत्, ૫. નિયમ પ્રમાણે. असूषुपत्, अशूशवत् અથવા अशिश्वयत्.

૧૪. આ પ્રકાર ઉભયપદી છે.

हृ 'હરવું' પ્રેરક.

પરસ્મૈપદ

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अजीहरम् | अजीहराव | अजीहराम |
| ૨ જો „ | अजीहरः | अजीहरतम् | अजीहरत |
| ૩ જો „ | अजीहरत् | अजीहरताम् | अजीहरन् |

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अजीहरे | अजीहरावहि | अजीहरामहि |
| ૨ જો „ | अजीहरथाः | अजीहरेथाम् | अजीहरध्वम् |
| ૩ જો „ | अजीहरत | अजीहरेताम् | अजीहरन्त |

काशीं गन्तुकामः श्रीनगरान्निरगात्पण्डितः सह परिवारेण।

भगो अर्यमा सविता पुरंधिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः।

तस्मिन्गुर्वनुचरे गृहं प्रविष्टे यूयं किमधुनोदस्थात। गुरुरयमिति मत्वा।

अस्मिन्निर्जने वने नष्टमश्वमियन्तं कालमन्विष्यन्नपि न समासदम्।

इदमाम्रफलं वृक्षादपप्तत्। यदि रोचते गृहीत्वा स्वादस्व

हे गङ्गे यदीदृशेभ्यः पापिभ्यो मामुददीधरस्ततः सत्यमनाथशरणमसि विष्णुपदपङ्कजोद्भवासि ।
प्रातरारभ्य पञ्चसप्ततिं वृक्षानसिचाम ।
वत्सस्य मरणेन तद्विषयकाः सर्वे मनोरथा ग[illegible]त्रसन् ।
क्रीडार्थमुपवनमगमतां दंपती तयोर्निवृत्तयोरात्मनः करुणवार्ता कथय।
इयं बालिका दुःखवार्तां श्रुत्वामुहत् । आश्वासयैनामुदकेन च सिञ्च ।
इमं ग्राममागच्छन्तौ भवन्निर्दिष्टे गहने वने नानापक्षिगणसमाकुलं महावटवृक्षं तमदर्शाव ।
उपाध्यायो देवानपूपुजदधुनातिथयो यथेष्टं भुञ्जताम् ।
अस्मिन्मण्डपे समाहृतान्ब्राह्मणानहमजगणम् । पञ्च शतानि तेषां वर्तन्ते । एतेभ्योऽधुना दक्षिणां दातुमारभस्व ।
मच्चिन्तिता सरणिर्वरीयसेऽधिकारिणे नारुचदतः स तां निरास्थन्नवीनां च स्वयं काल्पितां प्रावीवृतत् ।
किं यूयमवोचत पुनरपि कथयत नाहमवहितोऽभूवम् ।

मुक्ता निःश्रीकमप्यब्जं मराली न गतान्यतः ।
भ्रमराली त्वगाद्वेगादिदं सदसदन्तरम् ॥
प्रातिष्ठिपत्स बोधार्थं कुम्भकर्णस्य राक्षसान् ॥
राघवस्यामुषः कान्तामाप्तैरुक्तो न चार्पिपः ॥
मुष्टिनाददरत्तस्य मूर्धानं मारुतात्मजः ॥

---

१. અમે સોમ પીધોછે (पा) અને અમર થયા છિયે (भू).

૨. દેવદત્તે આ સુનાને તોળ્યું છે (तुल्) તેનાં ઘરેણાં કર.

૩. કલિંગના રાજાએ પાટલિપુત્રને ઘેરો ઘાલ્યોછે (रुध्), પણ તેના ઘણા સિપાઇઓ હારમાંથી છૂટા પડયાછે (भ्रंश्) અને લૂટ ખોળેછે.

૪. અષ્ટાવક્ર બાર ગાઉ દૂર જગ્યાએથી આવીને (વર્તમાન કૃ. વાપરો) થાકી ગયોછે (श्रम्)*; એને ખોરાક અને પાણી આપો.

૫. ભૂતના હોવાપણાવિશે મારો વિચાર મૂળવગરનો છે એવી તે મારી ખાતરી કરી શકયો નથી (शक्).

૬. તે પ્રધાને વાજબી રીતે દેશ ઉપર અમલ ચલાવ્યોછે ( शास् ). તેને બધા લોકો ચાહેછે.

૭. એ અમેલી ચોપડી ગોવિન્દે આખો દિવસ ખોળી, પણ તે તેને જડી નથી ( अभि+गम्, सम्+आ+सद् ).

૮. યૂપ કરવાને અમે પલાશના ઝાડની ડાળી કાપી નાખીછે ( छिद् ).

૯. હજી તમે તમારા હાથ ધોયા નથી ( क्षल् )?

૧૦. મે મારાં છોકરાંને ગરમ પાણીએ નવરાવ્યાંછે ( स्ना ).

૧૧. મેં કહ્યું ( वच् ) તેપ્રમાણે હજી તેં પાણી તપાવ્યું નથી ( तप )?

૧૨. ઘરનો માલીક મરી ગયાથી તેઓએ ઘર પાડી નંખાવ્યુંછે ( उद्+सद् અથવા नश् ) અને તેનાં લુગડાં બાળી નંખાવ્યાંછે ( दह

## શબ્દકોશ ૨૨.

अनाथ પુ. સ્ત્રી. ન. લાચાર, ધણી વગરનું, આશ્રયહીન.
अनुचर પુ. ચાકર, નોકર.
अब्ज ન. કમળ.
अवहित ( अव+धाનો ભૂ. કૃ. ) ધ્યાન રાખેલું, સાવધ.
अष्टावक्र પુ. પુરૂષનું નામ છે.
अस् ૪ ગ. निर् જોડે, રદ કરવું, કાઢી નાખવું.
आप्त પુ. મિત્ર, હિત ઇચ્છનાર.
आली સ્ત્રી. ઓળ, પંક્તિ.
इ निर् જોડે, નિકળવું.
करूण પુ. સ્ત્રી. ન. શોકકારક.
कल्पित क्लृप् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ., યોજેલું, બનાવેલું.
कुम्भकर्ण પુ. રાવણના એક ભાઈનું નામ છે.
गन्तुकाम પુ. સ્ત્રી. ન. જવાનું ઇચ્છનાર.
गार्हपत्य પુ. ગૃહસ્થ હમેશાં જે પવિત્ર અગ્નિ રાખેછે તે અગ્નિનું નામ છે, ગૃહકૃત્ય.
तद्विषयक પુ. સ્ત્રી. ન. તેને લગતું.
तायु ૧ ગ. આ. ફેલાવવું.
दीप् ૪ ગ. આ. પ્રકાશવું, દીપવું.
धे ૧ ગ. પ. ધાવવું, પીવું.
धृ उद् જોડે, ખેંચી કાઢવું, ઉદ્ધાર કરવો.
ध्वन् ૧ ગ. પ. અવાજ કરવો.
नवीन પુ. સ્ત્રી. ન. નવું.
परिवार પુ. ચાકરમાણસનું ટોળું.
पलाश પુ. એક જાતનું ઝાડ છે.
पुरंधि પુ. એક દેવતાનું નામ છે.
बोध પુ. જગાડવું તે.
भग પુ. એક દેવતાનું નામ છે.
भ्रंश् ૧ ગ. આ., અને ૪ ગ. પ. પડવું.

मण्डप પુ. માંડવો (લગ્ન વિગેરે ઉત્સવ પ્રસંગે કીધેલો).
मनोरथ પુ. ઇચ્છા.
मराली સ્ત્રી. રાજહંસી.
मारुतात्मज પુ. વાયુપુત્ર, હનૂમાન્, મારુતિ.
मृग् ૧૦ ગ. આ. શોધવું, ખોળવું.
रह् ૧૦ ગ. છોડી દેવું.
वटवृक्ष પુ. વડનું ઝાડ.
वर् ૧૦ ગ. વરવું, પસંદ કરવું.
वृत् प्र જોડે (પ્રેરકમાં) દાખલ કરવું, પ્રવર્તાવવું.
शठ् ૧૦ ગ. ઠગવું, છેતરવું.
सद् सम्+आ જોડે, મેળવવું, મળવું, જડવું.
समाकुल પુ. સ્ત્રી. ન. રોકાયલું, પૂર્ણ.
सरणि-णी સ્ત્રી. રસ્તો, વસ્તુઓની રચના અથવા ગોઠવણી.
सवितृ પુ. સૂર્ય.
सूच् ૧૦ ગ. સૂચવવું.
स्वामिन् પુ. માલીક, ધણી.

---

અમર अमृत मृનો ભૂ. કૃ. अ જોડે, अमर પુ. સ્ત્રી. ન.
ખાતરી કરવી इ प्रति જોડે (પ્રેરક), प्रतीतिं कृ.
ચાહવું स्निह् ૪ ગ., તેને ચાહેછે तस्मिन्स्निह्यति.
ભૂત प्रेत પુ., वेताल પુ., पिशाच પુ.
મૂળવગરનું निर्मूल પુ. સ્ત્રી. ન.
લૂટ लोप्त्र ન., लुण्ठन ન.
વાજબી રીતિ धर्मेण, न्यायेन.
વિશ્વાસ श्रद्धा સ્ત્રી., विश्वास.
હજી પણ अद्यापि અ.
હાર (લશ્કરની હાર, સેનાની રચના) व्यूह પુ.
હોવાપણું भाव પુ., अस्तित्व ન.

---

# પાઠ ૨૩.

## ૧. છઠ્ઠો પ્રકાર.

૧. ધાતુને અદ્યતનભૂતકાળનાં છઠ્ઠા પ્રકારનાં રૂપ આપવાં હોય તો अस् ધાતુને ત્રીજા પ્રકાર પ્રમાણે રૂપ આપી અને अનો લોપ કરી પછી આ રૂપોને થોડાક ફેર કરીને પ્રત્યય ગણવા, તે નીચે પ્રમાણે:—

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | सिषम् | सिष्व | सिष्म |
| ૨ જો ,, | सीः | सिष्टम् | सिष्ट |
| ૩ જો ,, | सीत् | सिष्टाम् | सिषुः |

આ પ્રત્યયો સેહેલથી યાદ રાખવાને શિખનારે એમ સમજવું કે તેઓ अस् ધાતુના હ્યસ્તનભૂતકાળનાં રૂપોમાંથી आ કાઢી નાખીને તેને ઠેકાણે सि વધાર્યાથી થયાંછે, અને सि આવવાથી તેના પછીના स् નો ष् થાયછે. ત્રીજા પુરૂષના બહુવચનમાં सन् ને બદલે सुस् ગણવો, અને બીજા અને ત્રીજા પુરૂષના એકવચનમાં सि મુકવો નહીં.

૨. आकारान्त ધાતુઓ*, અને यम, रम्, અને नम् ધાતુઓને આ પ્રકાર લાગેછે.

૩. આ પ્રકાર માત્ર પરસ્મૈપદીજ છે.

## ૨. સાતમો પ્રકાર.

૧. अનો લોપ કરી अस् 'હોવું' ધાતુના બીજા પ્રકારના અદ્યતનભૂતકાળનાં રૂપો ધાતુમાં ઉમેર્યાથી આ પ્રકાર થાયછે; એટલે समां अ ઉમેરી તેમાં હ્યસ્તનભૂતકાળના પ્રત્યયો ઉમેરવા અને નીચે બતાવ્યા પ્રમાણે ફેરફાર કરવા. આ રૂપોને પ્રત્યયો સમજી ધાતુને લગાડવા.

| | પરસ્મૈપદ. | | | આત્મનેપદ. | | |
|---|---|---|---|---|---|---|
| ૧ લો પુ. | सम् | साव | साम | सि | सावहि | सामहि |
| ૨ જો „ | सः | सतम् | सत | सथाः | साथाम् | सध्वम् |
| ૩ જો „ | सत् | सताम् | सन् | सत | साताम् | सन्त |

૨. આ પ્રકાર ઉભયપદી છે.

૩. જે अनिट् † ધાતુઓને અન્તે श्, ष्, स्, કે ह् હોય અને જેનો ઉપાન્ત્ય સ્વર इ, उ, ऋ, કે ऌ હોય તે ધાતુઓનો અદ્યતનભૂતકાળ આ પ્રમાણે થાયછે.

૪. दृश् ધાતુ અપવાદ છે.

૫. स्पृश्, मृश्, અને कृष् ધાતુઓને આ પ્રકાર વિકલ્પે પ્રાપ્ત થાયછે.

૬. दुह्, दिह्, लिह्, અને गुह्નાં આત્મનેપદ અદ્યતનભૂતકાળનાં ત્રીજા પુરૂષનું એકવચન, બીજા પુરૂષનાં એકવચન અને બહુવચન, અને પહેલા પુરૂષનું દ્વિવચન, આટલાં રૂપો પ્રત્યયોમાંના स અથવા सा નો લોપ કરીને બાકીના પ્રત્યયના વિભાગો લગાડવાથી વિકલ્પે થાયછે.

---

* ए, ऐ, અને ओकारान्त ધાતુઓ ૧૩ પાઠમાં ૧૪ કલમમાં કહ્યા પ્રમાણે आकारान्त ગણવા.
† ૯૩-૪ પૃષ્ઠ † નોધ જુઓ.

ગ્લૈ પરસ્મૈપદી.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अग्लासिषम् | अग्लासिष्व | अग्लासिष्म |
| ૨ જો ,, | अग्लासीः | अग्लासिष्टम् | अग्लासिष्ट |
| ૩ જો ,, | अग्लासीत् | अग्लासिष्टाम् | अग्लासिषुः |

લિહ્ પરસ્મૈપદ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलिक्षम् | अलिक्षाव | अलिक्षाम |
| ૨ જો ,, | अलिक्षः | अलिक्षतम् | अलिक्षत |
| ૩ જો ,, | अलिक्षत् | अलिक्षताम् | अलिक्षन् |

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलिक्षि | अलिक्षावहि, अलिह्वहि | अलिक्षामहि |
| ૨ જો ,, | अलिक्षथाः-अलीढाः | अलिक्षाथाम् | अलिक्षध्वम्-अलीढ्वम् |
| ૩ જો ,, | अलिक्षत-अलीढ | अलिक्षाताम् | अलिक्षन्त |

अ+लिह्+सन्-लिह्-लिढ् ૫૯ પૃ૦ ૧. પ્રમાણે-लिक् ૬૦ પૃ૦ ૪. પ્રમાણે-लिक्+षन्=लिक्षन् માર્ગો૫૦ ૭૫ પૃ૦ * નોધ પ્રમાણે-अलिक्षत्. अ+दिह्+सन्-दिह-दिघ् ૬૧પૃ૦ ૫ પ્રમાણે-धिघ् ૬૧ પૃ૦ ૭ પ્રમાણે-धिक् માર્ગો૫૦ ૫ પૃ૦ † નોધ પ્રમાણે-धिक्+षन ઉપર પ્રમાણે-अधिक्षत्. अ+दिश्+सन्-दिश-दिष् ૬૪ પૃ૦ ૯ પ્રમાણે-दिक् ૬૦પૃ૦ ૪. પ્રમાણે-दिक्+षन ઉપર પ્રમાણે-अदिक्षत्. अ+कृष्+ सन्-कृष्-कृक् વિગેરે ઉપર પ્રમાણે-अकृक्षत्. अ+लिह्+सन-लिह्-लिढ् વિગેરે ઉપર પ્રમાણે अलिक्षत, વળી लिह्+त-लिढ्+त ૫૯ પૃ૦ ૧. પ્રમાણે-लिढ्+ध ૫૯ પૃ૦ ૨. પ્રમાણે-लिढ्+ढ માર્ગો૫૦૨૦પૃ૦ *નોધ પ્રમાણે-लीढ ૫૯ પૃ૦ ૩ પ્રમાણે-અને કાલદર્શક આગમ પૂર્વે મૂક્યો એટલે अलीढ.

---

**नित्यकर्मानुष्ठानायाग्लासीस्तच्छूद्रादीन्मा स्पृक्षः ।**
**वेणुधमन्याग्निमध्मासिषम् । तदस्मिन्प्रदीप्ते वह्नावाहुतीः प्रास्य ।**

भोः पुरोहित भवदाज्ञामनुसृत्य बटवेऽहं सावित्रीमुपादिक्षम्। तद-
धुनान्यत्करणीयं दर्शय।

विवाहविधेरितिकर्तव्यतामत्रत्या ब्राह्मणा नाज्ञासिषुरतो मां तत्सं-
पादनायाह्वन्।

अस्तमयासीद्रविस्तिमिरेणावृतं नभः। तत्किमद्यापि गा नाधुक्षत पयः।

कृषीवला भूमिमकृक्षन्परं त्वार्द्रासु स्थितेऽपि सूर्ये पर्जन्यो न
वर्षति।

मा वयं भ्रातरः परस्परं द्विक्षामेत्यस्माकं पितासन्नमरणो रिक्थस्य
समानांश्चतुरो भागानकरोत्।

महाकार्यारम्भे देवो गुरुजनश्च वन्दितव्य इति वचनमनुरुध्य गृह-
देवतां मातरं पितरमन्यांश्च वृद्धान्प्राणंसिष्म।

कूपतडागादिनिर्माणाय महान्तो यत्ना युष्माभिः कृतास्ते कस्मिन्पर्य-
वासासिषुः।

इदं मधु किं नालिक्षः। रुचिकरमेतत्।

---

१. ते पोताना दीकराओने भेटयो (श्लिष्) अने छातीफाट रडयो (रुद्).

२. अमे अमारा घोडा उपर चढ्या छिये (आ+रुह्) अने हवे शत्रुनी सामा जईए छिये.

३. काले लावेलां फुल हवे करमाई गयांछे (म्लै); तेमने नाखी दो अने नवां लावो.

४. चन्द्रकेतु अने लवे शी रीते एक बीजा साथे युद्ध कर्युं अने रामे ते बेने शान्त थवा* केवी रीते आज्ञा करी ए अमने कहो पछी ते बंध पड्यो (वि+रम् प.).

५. मने कयो अभ्यास वधारे सारो पडे, धर्मशास्त्रनो के वैदकनो एनो हजी में विचार कर्यो नथी (वि+मृश्).

६. तमे ए फुल सुंघ्युं छे (घ्रा)? ते घणुं सुगन्धिदार छे.

७. राजा गादी उपर बेठो छे (उप+विश्) अने मन्त्रीओ जोडे मसलत करेछे.

---

* प्रशाम्यतमित्यादिशत्.

८. अमे आटलीबधी मुदत तमने ईजा अथवा नुकसानथी बचाव्या (णा) अने तमे हाल अमारी जोडे दगलबाज थाओ छो, आथी वधारे शोककारक शुं होय ?

९. जेणे कोई दिवस तमने अणगमतुं काम कर्युं नथी तेवी मायाळु भार्याने तमे शा माटे छोडी दीधी (हा) ?

---

## शब्दकोश २३.

अनुष्ठान न. करवुं ते, बजाववुं ते.
अस्त पु. सूर्यनुं आथमवुं ते.
आर्द्रा स्त्री. छठ्ठुं चन्द्रनुं नक्षत्र.
आवृत आ + वृ नो कर्मणि भू. कृ. भरेलुं, ढंकायलुं.
आसन्नमरण पु. स्त्री. न. (आसन्न पु. स्त्री. न. पासेनुं, अने मरण न. मोत) जेनुं मोत पासे आव्युं होय ते, चोके नाखेलुं.
आहुति स्त्री. यज्ञनुं बळिदान.
इतिकर्तव्यता स्त्री. कंई करवानी रीत.
करणीय विध्यर्थ कृदन्तः, जे करवानुं होय ते.
गृहदेवता स्त्री. कुलदेवता, घरनो देव.
तिमिर न. अंधारुं.
धमनी स्त्री. भुंगळी.
नित्यकर्मन् न. नित्य करवानुं धर्मकार्य.
पर्जन्य पु. वरसाद.
प्रदीप्त दीप् 'दीपवुं' नो भू. कृ. प्र- जोडे, चकचकित, प्रकाशतुं.
भाग पु. भाग.
रिक्थ न. मालमिलकत, धन.
रुचिकर पु. स्त्री. न. स्वादिष्ठ.
वन्दितव्य वन्द्नो विध्यर्थ कृ. नमवा जोग.
वृष् १. ग. प. वरसवुं.
वेणु पु. वांस.
संपादन न. पूर्णं करवुं ते, सिद्ध करवुं ते.
समान पु. स्त्री. न. बरोबरियुं.
सावित्री स्त्री. ऋग्वेदनो एक पवित्र मन्त्र, एने बहुधा गायत्री कहेछे, अने सर्व ब्राह्मण दररोज एनो जप करेछे.
सो ४ ग. प. अन्त आववो; परि + अव जोडे, परिणाम थवो.

---

ईजा अनर्थ पु., पीडा स्त्री., संकट न.
चन्द्रकेतु (रामना भाई लक्ष्मणनो पुत्र) चन्द्रकेतु पु.
छातीफाट प्रमुक्तकण्ठम् क्रि. वि. तरीके वपरायछे.
दगलबाज थवुं द्रुह् ४. ग. प.

| | |
|---|---|
| ધર્મશાસ્ત્ર धर्मशास्त्र न. | સામા જવું अभि+गम्. |
| વધારે શોકકારક दुःखतर पु. स्त्री. न. | સુગન્ધિદાર सुरभि पु. स्त्री. न. |
| વૈદકશાસ્ત્ર वैद्यक न., आयुर्वेद पु. | |

---

# પાઠ ૨૪.

## ભાગ ૧.

### ચોથો અને પાંચમો પ્રકાર.

૧. અદ્યતનભૂતકાળના ઘણા સાધારણ પ્રકાર ચોથો અને પાંચમો છે. જે કોઈ ધાતુને ઉપર કહેલો કોઈપણ પ્રકાર લાગતો નથી તેને ચોથો કે પાંચમો લાગેછે. તેજ પ્રમાણે જે ધાતુને બીજો કોઈ પ્રકાર વિકલ્પે લાગેછે અથવા માત્ર પરસ્મૈપદમાંજ લાગેછે તેનાં બીજાં અથવા આત્મનેપદી રૂપો ચોથા કે પાંચમા પ્રકાર પ્રમાણે થાયછે.

૨. (अ). પાંચમામાં ને ચોથામા ફેર એટલો છે કે પાંચમામાં પ્રત્યયની પૂર્વે इ આવેછેઃ માટે પાંચમો પ્રકાર सेट् ધાતુને અને ચોથો अनिट् ધાતુને લાગેછે.

(आ). स्नु અને सु अनिट् છે તોપણ જ્યારે પરસ્મૈપદી હોય ત્યારે પાંચમો પ્રકાર લેછે.

(इ). वृ, સંયોગપૂર્વક ऋકારાન્ત ધાતુઓ, ॠ કારાન્ત ધાતુઓ, આટલા ધાતુઓ આત્મનેપદી હોય ત્યારે અને (ई). જે ધાતુઓ वेट् હોય તે ધાતુઓ ચોથો અને પાંચમો બન્ને પ્રકાર પામેછે.

(उ). भू (પરસ્મૈપદી હોય ત્યારે) અને अञ्ज् ને પાંચમો પ્રકાર લાગેછે.

૩. स्नु અને क्रम् એ ધાતુઓને આત્મનેપદ પ્રત્યયો લાગેછે ત્યારે इ આગમ લાગતો નથી, એટલે ચોથા પ્રકાર પ્રમાણે રૂપો થાયછે.

૪. (अ). अस् હોવું'નાં હ્યસ્તનભૂતકાળનાં રૂપો કરી તેમાંથી आ કાઢી નાખવો અને બાકી રહે તેને પ્રત્યય ગણી ધાતુમાં ઉમેરવા.

(आ). ત્રીજા પુરૂષનાં બહુવચનમાં सन् ને બદલે सुः પ્રત્યય ગણવો.

(इ). જ્યારે પાંચમા પ્રકારમાં પ્રત્યયની પૂર્વે इ મૂકાયછે ત્યારે બીજા અને ત્રીજા પુરૂષના स् નો લોપ થાયછે.

(ई). ૯૫ પૃ૦ ૪માં આપેલા ऐने ઠેકાણે ऐ કરવાનો નિયમ આ કાળમાં क्षम्ने પણ લાગુ પડેછે.

૨. स् ની પછી અને પૂર્વે અનુનાસિક કે અંતઃસ્થ શિવાય બીજો કોઈ વ્યંજન આવે તો स् નો લોપ થાયછે; જેમકે अभिद्+स्त=अभित्त; अभैद्+स्ताम्=अभैत्ताम्.

| ચોથો પ્રકાર. | | | પાંચમો પ્રકાર. | | |
|---|---|---|---|---|---|
| પરસ્મૈપદ. | | | પરસ્મૈપદ. | | |
| એ.વ. | દ્વિ.વ. | બ.વ. | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
| सम् | स्व | स्म | इषम् | इष्व | इष्म |
| सीः | स्तम् | स्त | ईः | इष्टम् | इष्ट |
| सीत् | स्ताम् | सुः | ईत् | इष्टाम् | इषुः |
| આત્મનેપદ. | | | આત્મનેપદ. | | |
| सि | स्वहि | स्महि | इषि | इष्वहि | इष्महि |
| स्थाः | साथाम् | ध्वम् | इष्ठाः | इषाथाम् | इध्वम् |
| स्त | साताम् | सत | इष्ट | इषाताम् | इषत |

પરસ્મૈપદ.

## ચોથો પ્રકાર.

૫. ચોથા પ્રકારમાં પરસ્મૈપદી ધાતુના સ્વરની વૃદ્ધિ થાયછે; જેમકે भिद्-अभैत्सीत्.

## પાંચમો પ્રકાર.

૬. પાંચમા પ્રકારમાં પરસ્મૈપદી ધાતુના (अ) અન્ત્ય इ, उ, ऋ, અને ऌ (હ્રસ્વ કે દીર્ઘ) ની, (आ) જે ધાતુને છેડે र કે ल હોય એવા ધાતુઓના અને (इ.) वद અને व्रज્ના ઉપાન્ત્ય अની નિત્યે વૃદ્ધિ થાયછે; જેમકે लू-अलौ+इषम=अलाविषम्, चर-अचारिषम्, फल-अफालिषम्.

૭. જે ધાતુને પ્રારંભે વ્યંજન હોય અને અન્તે र् કે ल શિવાય બીજો કોઈ વ્યંજન હોય તેવા ધાતુઓનો अ જો છંદઃશાસ્ત્ર પ્રમાણે દીર્ઘ ન હોય તો વિકલ્પે વૃદ્ધિ પામેછે; જેમકે गद्-अगदीत् અથવા अगादीत्.

૮. અપવાદઃ—ह्, म्, અથવા य् જેને છેડે હોય એવા ધાતુઓ, અને क्षण्, श्वस, जागृ, कट्, लग्, हस, श्वि, અને બીજા કેટલાએક ધાતુઓને વૃદ્ધિ થતી નથી; જેમકે क्रम-अक्रमीत्.

૯. પાંચમા પ્રકારમાં ઉપાન્ત્ય इ, उ, ऋ, અને ऌ ગુણ પામેછે; જેમકે सिध्-असेधीत्, शुच्-अशोचीत्, कृत्-अकर्तीत्.

આત્મનેપદ.

## ચોથો પ્રકાર.

૧૦. ચોથા પ્રકારમાં આત્મનેપદી ધાતુના (अ) અન્ત્ય इ અથવા उ (હ્રસ્વ કે દીર્ઘ) ગુણ પામેછે; પણ (आ) અન્ત્ય ऋ અને ઉપાન્ત્ય સ્વરમાં ફેરફાર થતો નથી; જેમકે नी-अनेष्ट, सु-असोष्ट, भृ-अभृषत ત્રી. પુ. બ. વ. भिद्-अभित्त. અન્ત્ય ऋ (દીર્ઘ)ને ૨ પૃ૦ ૮. નિયમ લાગુ પડેછે; જેમકે स्तृ- अस्तीर्ष्ट, वृ- अवूर्ष्ट.

૧૧. હ્રસ્વ સ્વર પછી स्त અને स्थाः નો स् લોપાયછે; જેમકે हृ- अहृत.

૧૨. दा, धा, અને જે ધાતુઓનાં ગણકાર્યરહિતકાળોમા એવાં રૂપો થાયછે તે ધાતુઓ, અને स्था, આટલા ધાતુઓ આત્મનેપદી હોય ત્યારે તેમના અન્ત્ય आ ને ઠેકાણે इ થાયછે અને એ इનો ગુણ થતો નથી: જેમકે अदित, अदिषाताम्.

## પાંચમો પ્રકાર.

૧૩. પાંચમા પ્રકારમાં અન્ત્યસ્વર અથવા ઉપાન્ત્ય હ્રસ્વ સ્વર ગુણ પામેછે; જેમકે लू- अलविष्ट, मुद्- अमोदिष्ट.

---

૧૪. અદ્યતનભૂતકાળના ચોથા પ્રકારમાં हन् ધાતુ આત્મનેપદી હોય ત્યારે તેના અનુનાસિકનો નિત્યે લોપ થાયછે, અને गम् અને यम् ('પરણવું' અર્થ હોય ત્યારે) આત્મનેપદી હોય ત્યારે અનુનાસિકનો વિકલ્પે લોપ કરેછે. પરસ્મૈપદી हन् ધાતુને ઠેકાણે वध् આદેશ નિત્ય થાયછે અને આત્મનેપદી हन् ધાતુ वध् આદેશ વિકલ્પે પામેછે. वध्ना ઉપાન્ત્ય अ ની વૃદ્ધિ થતી નથી.

आ+हन् આ.-आ+अ+हन्+स्त—ह+स्त-ह+त ઉપલા ૧૧. પ્રમાણે-अहन-आहत; દ્વિ. વ. आहसाताम्; બ. વ. आहसत. બીજાં રૂપ अवधिष्ट વિગેરે થાયછે.

उप+यम् આ.—उपायत-उपायसाताम् ઇત્યાદિ, અથવા उपायंस्त-उपायंसाताम् ઇત્યાદિ.

सम्+गम् આ.—समगत અથવા समगंस्त વિગેરે.

૧૫. पद्ના અદ્યતનભૂતકાળનું ત્રીજા પુરૂષનું એકવચન अपादि થાયછે;

એટલે કે એ રૂપ स्ते પ્રત્યયને ઠેકાણે इ ગણવાથી થાયછે; दीप्, जन्, बुध्, पूर्, ताय्, અને प्याय् એ એઓમાં स्तने બદલે આ इ વિકલ્પે થાયછે.

૧૬. (अ). જેમ બીજા ગણકાર્યરહિતકાળો ઉપ... કર્મણિ રૂપો થાયછે તેમજ અદ્યતનભૂતકાળનાં કર્મણિ રૂપો માત્ર તૈયાર કરેલા અંગને આત્મનેપદ પ્રત્યયો લગાડવાથી થાયછે.

(आ). અદ્યતનભૂતકાળના પહેલા, બીજા, ત્રીજા, અને છઠ્ઠા પ્રકારો કર્તરિ પ્રયોગમાં વપરાયછે: માટે એ પ્રકારના ધાતુઓનાં કર્મણિ રૂપો કરવાં હોય તો આત્મનેપદી ચોથા, પાંચમા, કે સાતમા પ્રકાર (જેને જે પ્રાપ્ત થતા હોય તે) પ્રમાણે કરવાં.

(इ). અદ્યતનભૂતકાળનાં કર્મણિ રૂપોમાં બધા ધાતુઓને ત્રીજા પુરૂષના એકવચનમાં त अथवा सत પ્રત્યયને બદલે इ પ્રત્યય લાગેછે.

૧૭. આ इ પર છતાં અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય अ વૃદ્ધિ પામેછે, અને બીજા ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાયછે. जन् અને आपूर्वक चम्, कम्, અને वम्, ધાતુઓ શિવાય બધા मकारान्त सेट् ધાતુઓના ઉપાન્ત્ય अनी વૃદ્ધિ થતી નથી.

૧૮. અન્ત્ય आ ને આ इ પર છતાં य् આગમ લાગેછે.

૧૯. हन् ના સ્વરની વૃદ્ધિ થાયછે ત્યારે ह નો घ થાયછે (૧૮૧ પૃ૦ ૭ જુઓ).

૨૦. ૧૨૧ પૃ૦ ૩ કલમ આ કાળમાં પણ લાગુ પડેછે.

भृ પરસ્મૈપદ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अभार्षम् | अभार्ष्व | अभार्ष्म |
| ૨ જો ,, | अभार्षीः | अभार्ष्टम् | अभार्ष्ट |
| ૩ જો ,, | अभार्षीत् | अभार्ष्टाम् | अभार्षुः |

अ+भृ+सीत्-भार् ૨૦૩ પૃ૦ ૫ પ્રમાણે—अभार्षीत् (માર્ગોપ૦ ૭૫ પૃ૦ * નોધ પ્રમાણે).

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अभृषि | अभृष्वहि | अभृष्महि |
| ૨ જો ,, | अभृथाः | अभृषाथाम् | अभृढ्वम् |
| ૩ જો ,, | अभृत | अभृषाताम् | अभृषत |

अ+भृ+स्त २०४ पृ० १०. (आ) પ્રમાણે સ્વર એમનો એમ રહ્યો અને ૨૦૪ પૃ० ૧૧. પ્રમાણે सનો લોપ થયો એટલે-अभृत.

लू પરસ્મૈપદ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलाविषम् | अलाविष्व | अलाविष्म |
| ૨ જો ,, | अलावीः | अलाविष्टम् | अलाविष्ट |
| ૩ જો ,, | अलावीत् | अलाविष्टाम् | अलाविषुः |

अ+लू+ईत्-लौ+ईत २०३ पृ० ६ (अ) પ્રમાણે- अलावीत्.

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलविषि | अलविष्वहि | अलविष्महि |
| ૨ જો ,, | अलविष्ठाः | अलविषाथाम् | अलविध्वम्-ढ्वम् |
| ૩ જો ,, | अलविष्ट | अलविषाताम् | अलविषत |

अ+लू+इष्ट-लू-लो २०४ पृ० १३ પ્રમાણે-अलविष्ट.

૧. प्रछ् અનિટ્ હોવાથી ચોથો પ્રકાર પામેછે:—अ+प्रछ्+सीत्-प्राछ् ૨૦૩ પૃ० ૫ પ્રમાણે-प्राष् ६४ પૃ० ५ પ્રમાણે-प्राक्- ६० પૃ० ४. પ્રમાણે-प्राक् +षीत मार्गोप० ७५ पृ० * નોંધ પ્રમાણે-अप्राक्षीत. દ્વિ. વ. अ+प्रछ+स्ताम् -प्राछ्+ताम् २०३ पृ० ९ પ્રમાણે-प्राष्+ताम्-प्राष्टाम मार्गोप० २० पृ०* નોંધ પ્રમાણે-अप्राष्टाम. બ. વ. अप्राक्षुः. ૨. પુ. अप्राक्षीः-अप्राष्टम्-अप्राष्ट. ૧. પુ. अप्राक्षम्-अप्राक्ष्व—अप्राक्ष्म.

૨. तृप्-એક રૂપ अतृपत १६० पृ० ४. (आ) પ્રમાણે થાયછે. ૯૫ પૃ० ६. પ્રમાણે ધાતુને इ વિકલ્પે લાગેછે તેથી તેને ચોથો અને પાંચમો બન્ને પ્રકાર લાગેછે. अ+तृप्+सीत-त्रप ११४ पृ० ४. પ્રમાણે વિકલ્પે થાયછે-त्राप् २०३ पृ० ५. પ્રમાણે-अत्राप्सीत्; तृप्-तार्प २०३ पृ० ५. પ્રમાણે-अतार्प्सीत्; દ્વિ. વ. अत्राप्ताम् અને अतार्प्ताम्, કેમકે सनो २०३ पृ०१. પ્રમાણે લોપ થાયછે. પાંચમા પ્રકારનું રૂપ अतर्पीत થાયછે. એમાં ગુણ ૨૦૪ પૃ० ૯. પ્રમાણે થાયછે; દ્વિ.વ. अतर्पिष्टाम વિગેરે. આ પ્રમાણે આ ધાતુનાં ચાર રૂપો થાયછે. दृप्नां રૂપાખ્યાન આજ પ્રમાણે થાયછે.

૩. त्यज् अ+त्यज्+सीत्-त्याज् २०३ पृ० ५. પ્રમાણે-त्याक् मार्गोप०७४ पृ०

+નોધ પ્રમાણે-त्याक्+षीत् બાર્ગોપ૦ ૭૫ પૃ૦* નોધ પ્રમાણે-अत्याक्षीत्. દ્વિ. વ. अत्याक्ताम्, આમાં ૨૦૩ પૃ૦ ૬. પ્રમાણે स નો લોપ થાયછે.

૪. दह-अ+दह+सीत्-दाह् ૨૦૩ પૃ૦ ૫. પ્રમાણે-दाघ् ૬૧ પૃ૦ ૫. પ્રમાણે-धाघ् ૬૧ પૃ૦ ૭. પ્રમાણે-धाक् માર્ગોપ૦ ૫ પૃ૦ +નોધ પ્રમાણે-अधाक्षीत्; દ્વિ. વ. अ+दह+स्ताम्-अ+दाह+स्ताम्. પહેલાં તો स् લોપાયછે, એટલે अ+दाह+ताम्-दाघ्+ताम् ૬૧ પૃ૦ ૫. પ્રમાણે-दाघ्+धाम् ૫૯ પૃ૦ ૨. પ્રમાણે-अदाग्धाम् ૬૧ પૃ૦ ૬. પ્રમાણે; બ. વ. अधाक्षुः.

૫. वस्-अ+वस्+सीत्-वास्-वात् ૧૧૫ પૃ૦ ૬. પ્રમાણે-अवात्सीत्; દ્વિ. વ. अ+ वास्+स्ताम् અહિં ૨૦૩ પૃ૦ ૬. પ્રમાણે स्ताम् ના स् નો લોપ કરતાં પહેલાં वस् ના स् નો त् કરવો-अवात्ताम्.

૬. वह्-अ+वह्+सीत्-वाह्-वाढ् ૫૯ પૃ૦ ૬. પ્રમાણે-वाक् ૬૦ પૃ૦ ૪. પ્રમાણે-वाक्+षीत्-अवाक्षीत्. દ્વિ.વ. अ+वह्+स्ताम्-वाह्+ताम्-वाढ्+ताम्-वाढ् +धाम् ૫૯ પૃ૦ ૨. પ્રમાણે-वाढ्+ढाम्-वाढाम् ૫૯ પૃ૦ ૩. પ્રમાણે-अवोढाम् ૧૦૬ પૃ૦ ૨. પ્રમાણે. આવાજ ફેરફાર तम्,त, અને આત્મનેપદ त, थास्, અને ध्वम् પર છતાં થાયછે.

૭. रुध् ઉભયપદી છે. ૧૯૦ પૃ૦ ૪. (आ). પ્રમાણે એનાં અદ્યતનભૂતકાળનું એક રૂપ अरुधत् થાયછે. બીજું રૂપ अ+रुध्+सीत्-रौध्-रौत् ૨૦૩ પૃ૦ ૫. પ્રમાણે रौत् માર્ગોપ૦ પૃ૦ ૫ +નોધ પ્રમાણે-अरौत्सीत्. દ્વિ. વ., रौध्+स्ताम् -रौध्+ताम्; स् લોપાયો તેથી-रौध्+धाम् ૫૯ પૃ૦ ૨. પ્રમાણે-रौद्धाम् ૬૧ પૃ૦ ૬ પ્રમાણે-अरौद्धाम्. બ. વ. अरौत्सुः આ. अ+रुध्+स्त, स् લુપ્ત થયો એટલે रुध्+त-પછી ઉપર પ્રમાણે रुद्ध-अरुद्ध. દ્વિ. વ. अरुत्साताम्; બ. વ. अरुत्सत.

૮. लभ् આ.-अलभ्+स्त-लभ्+त-लभ्+ध-लब्ध-अलब्ध; દ્વિ. વ. अ+ लभ्+साताम्-अलप्साताम् માર્ગોપ૦ ૫ પૃ૦ *નોધ પ્રમાણે.

૯. स्खल्-अस्खालीत् ૨૦૩ પૃ૦ ૬. (आ) પ્રમાણે; नद्-अनदीत्-अनादीत् ૨૦૩ પૃ૦ ૭. પ્રમાણે; नन्द्-अनन्दीत्.

૧૦. सृज् अनिट् છે એટલે ૪ થો પ્રકાર લેછે;-अ+सृज्+सीत्-स्राज् ૧૧૪ પૃ૦ ૪. પ્રમાણે-स्राज् ૨૦૩ પૃ૦ ૫. પ્રમાણે-स्राष् ૬૮ પૃ૦ ૬. પ્રમાણે-स्राक् ૬૦ પૃ૦ ૪. પ્રમાણે-स्राक्+षीत् માર્ગોપ૦ ૭૫ પૃ૦ *નોધ પ્રમાણે-अस्राक्षीत्.

૧૧. वृ ઉ. सेट् છે તેથી પાંચમો પ્રકાર ગ્રહણ કરેછે; પ. अवारीत्. આત્મનેપદી હોય ત્યારે ૨૦૨ પૃ૦ ૨. (इ) પ્રમાણે ચોથો અને પાંચમો બન્ને પ્રકાર

લે છે. अ+वृ+स्त–अ+वृ+त २०४ પૃ० ११. પ્રમાણે–अवृत; अ+वृ+इष्ट–वर+इष्ट २०४ પૃ० १३. પ્રમાણે–अवरिष्ट:–वर्+ईष्ट વિકલ્પે ११४ પૃ० ३. પ્રમાણે–अवरीष्ट.

१२. अधि+इ અનિટ્ છે એટલે ચોથો પ્રકાર લે છે; अधि+आ+इ+स्त–अधि+आ+ए+स्त–अधि+ऐ+स्त–अध्यैष्ट; અથવા अधि+अ+गा+स्त-गी,+स्त ११९ પૃ० २. પ્રમાણે–अध्यगीष्ट.

---

दुष्टाञ् शब्दान्मा प्रयुक्ष्महि म्लेच्छाश्च मा भूमेत्यध्येयं व्याकरणम् ।

ओदनं शाकांश्च सूदा अपाक्षुरतोऽधुना सर्वान्ब्राह्मणान्भोजय ।

कनिष्ठं पुत्रमहमब्रवं पुत्रक कुसुमपुरं गत्वा तत्रैकस्मिन्गृहे मया निक्षिप्तं धनमास्ते तद्गृहाण । सोऽगच्छत् । निवृत्य च मामब्रवीत्तात भ्रातरो मे तत्रागत्यास्मभ्यमेतद्धनं पितादादिति वदन्तः सर्वमेव तदादिषत ।

यत्त्वं सत्यमवादीस्तत्तुभ्यमहमेतद्गवां शतं ददामि ।

त्वमात्मनः पूर्वभार्यामत्याक्षीरन्यां च पर्यणैषीरिति यदश्रौषं तत्किं सत्यम् ।

मुग्धाकृतिरतीव प्रियश्चावयोः शिशुरमृतेति शोकाविकलोऽहं भार्या च मे । परं तु किं वृथाशोकेन सत्यमेव तद्यत्कविराह ।

कस्यैकान्तं सुखमुपगतो दुःखमेकान्ततो वा
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ।

ऋषयो वै सरस्वत्यां सत्रमासत । ते कवषमैलूषं सोमादनयन्दास्याः पुत्रः कितवोऽब्राह्मणः कथं नो मध्येऽदीक्षिष्टेति ।

साचिव्ये मामेवान्यान्सर्वाननादृत्य राजाऽयौक्षीदतोऽभियुक्तेन मनसा मया कार्यमनुष्ठेयम् ।

अस्मिन्क्षेत्रे विपुलं धान्यमवाप्सम् ।

अङ्गीकृतं महत्कार्यं पारयितुमक्षमा वयमुदत्राक्ष्म ।

अखिला मनोरथा मेऽफालिषुरतोऽहं सुखमस्वाप्सं न किंचिदवेदिषम् ।

किं नाद्राप्यभिरथमद्राष्ट प्रत्यहं चिरनेन मार्गेण स नीयते ।

मुक्तकेशीं मां दृष्ट्वा दुर्योधनस्य भार्या भानुमत्यहसीत्तन्मे दहति देहमित्यब्रवीद्भीमं द्रौपदी ।

असमर्थोऽयमर्जुनो धार्तराष्ट्रैः सह योद्धुमतः सङ्ग्रामान्न्यवर्तिष्टेति जना ब्रूयुः ।

भार्या मे पुत्रमसविष्ट । अतो जातकर्मादिसंस्काराणां संभारान्करोमि ।

अधुनैव सोऽत्रागत्यायं पुरुषः सुविनीतोऽयं दुर्विनीत इति बहु प्रालापीत् । मैवं पुनः प्रलपीदित्येकदा तं भृशं ताडय ।

अस्माभिराज्ञप्तः पौराणिकः पुराणकथाः कथयितुमारब्ध तदेहि श्रोतुम् ।

परिचारकं मे दन्दशूकोऽदाङ्क्षीत्त्वरस्व भिषजं गत्वौषधमानय ।

इयन्तं कालमुद्यमं कुर्वन्नपि सुखं नालप्सि तस्मान्नियतिर्बलीयसी ।

महता प्रयत्नेन तेन संचितं धनमहृथास्तस्मात्पापोऽसि गर्हणीयचरितोऽसि ।

तेऽभ्यगुर्भवनं तस्य सुप्तं चैक्षिषताथ तम् ॥
अवोचत्कुम्भकर्णस्तं वयं मन्त्रेऽभ्यधाम यत ।
न त्वं सर्वं तदश्रौषीः फलं तस्येदमागमत् ॥
प्राज्ञवाक्यान्यवामंस्था मूर्खवाक्येष्ववास्थिथाः ।
अध्यगीष्ठाश्च शास्त्राणि प्रत्यपत्था हितं न च ॥
मूर्खास्त्वामववञ्चन्त ये विग्रहमचीकरन् ।
अभाणीन्माल्यवान्युक्तमक्षंस्थास्त्वं न तन्मदात् ॥
ततोऽक्रन्दीद्दशग्रीवस्तमाशिश्वसदिन्द्रजित् ।
निरयासीच्च संक्रुद्धः प्रार्चिचच्च स्वयंभुवम् ॥
सोऽलब्ध ब्रह्मणः शस्त्रं स्यन्दनं च जयावहम् ॥
प्रोदपाति नभस्तेन स च प्रापि महागिरिः ।
यस्मिन्नज्वालिषू रात्रौ महौषध्यः सहस्रशः ॥

एतं ह वा ऐन्द्रं महाभिषेकं वासिष्ठः सात्यहव्योऽत्यरातये जानंतपये प्रोवाच । तस्माद्वत्यरातिर्जानंतपिरराजा* सन्विद्यया समन्तं सर्वतः

* સમાસને અન્તે આવેલા કેટલાક શબ્દોમાં અન્ત્ય વર્ણમાં જે ફેરફાર થાયછે તે अ અથવા अन् પૂર્વપદ હોય એવા તત્પુરૂષ સમાસમાં એટલે નઞ્ તત્પુરૂષમાં થતા નથી.

पृथिवीं जयन्परीयाय । स होवाच वासिष्ठः सात्यहव्योऽजैषीर्वै समन्तं सर्वतः पृथिवीं महन्मा गमयेति । स होवाचात्यरातिर्जानंतपिर्यदा ब्राह्मणोत्तरकुरूञ्जयेयमथ त्वमु हैव पृथिव्यै* राजा स्याः सेनापतिरेव तेऽहं स्यामिति । स होवाच वासिष्ठः सात्यहव्यो देवक्षेत्रं वै तन्न वै तन्मर्त्यो जेतुमर्हत्यद्रुक्षो† वै म ‡आऽत इदं दद इति । ततो हात्यरातिं जानंतपिमात्तवीर्यं निःशुक्रममित्रतपनः शुष्मिणः शैब्यो राजा जघान ।

---

१. શત્રુઓએ વીસ ગામ બાળ્યાં છે (दह्) અને હવે રાજધાની તરફ કુચ કરે છે.

२. પાંજરાંમાં પુરેલાં પંખીઓ બધાં ઉડી ગયાં છે (उद्+डी આ.)

३. જે મિત્રોની હું આટલો બધો વખત વાટ જોતો હતો તેઓ આવ્યા છે (आ+गम् અથવા आ+इ) અને તેઓ ગાડીમાંથી હમણાંજ ઉતર્યા (अव+तृ).

४. વાડીમાં ઝાડોની ડાળીઓ અમોએ કાપી નાખીછે (लू અથવા छिद्).

५. તેઓએ ખેતીવાડીના કામ માટે સિંધુની જોડે સંબંધ રાખતી ઘણી ખાઈઓ ખોદી છે (खन्).

६. જ્યારે તે એમ બોલ્યો (वच्) કે દશ દિવસમાં હું સંસ્કૃતપણ્ડિત થઈ શકું ત્યારે હું હસ્યો (स्मि).

७. યજ્ઞદત્તે થોડા દિવસ ઉપર પોતાના દીકરાનું જનોઈ કર્યું (कृ, वि+धा અથવા अनु+स्था). તે પ્રસંગે તેણે બ્રાહ્મણોને બહુ દક્ષિણા આપી (दा).

८. મદદ માટે પોતે ગોવિન્દને બોલાવવા માણસ મોકલ્યું છે એ તેમને હમણાંજ સાંભર્યું (स्मृ).

९. બીતા મા (भी मा સાથે) આ તમે મ્હોં આગળ જુવો છો તે નાગ નથી પણ દોરડું છે.

---

* ચતુર્થી ષષ્ઠીના અર્થમાં વપરાઈ છે.

† આ ઠેકાણે द्रुह् ने સામાન્ય નિયમ પ્રમાણે સાતમો પ્રકાર લગાડ્યો છે અને તેના द् નો ध् થયો નથી.

‡ વેદની ભાષામાં ઉપસર્ગ ક્રિયાપદની પૂર્વે લાગેલોજ આવતો નથી, એઓની વચ્ચે બીજા શબ્દો પણ આવે.

૧૦. અંગ્રેજોએ અળીઆન ફીતુરીઓને મારી નાખ્યા છે (वध) અને દેશને પાછો વશ કીધો છે ( पुनर्+जि).

૧૧. તેના નિરંતર ઘેર બેસી રહેવાથી અને કંઈ પણ કામ નહીં કરવાથી ગરીબાઈ અને ઘણા દુઃખકારક રોગો નિપજ્યાં છે (जन् અથવા निस्+पद्).

૧૨. જે ઘરેણાં મેં તમને કરવાનાં કહ્યાં હતાં તે તમે કર્યાં છે (कृ)? જો તમે કર્યાં હોય તો મને બતલાવો.

૧૩. રાજાના મોજણીદારોએ હજી જમીન માપી નથી (मा).

૧૪. હવે આ કાગળો કશા કામના નથી, માટે તે બધા અમે ફાડી નાખ્યાછે (दृ).

૧૫. તેણે ઓસડ વાટ્યુંછે (क्षुद), વાસણ ખાલી કર્યું છે (रिच्), તેમાં તે (ઓસડનો) ભુકો નાખ્યોછે (नि+क्षिप्), પાણી રેડ્યુંછે*, અને તે દેવતા ઉપર મૂક્યું છે.

૧૬. ગોવિન્દની ઇચ્છાઓ પૂર્ણ થઈ છે (तृप्), અને હવે તે સુખી છે.

૧૭. તેણે સંસાર તજ્યો છે (परि+त्यज्) અને હવે સંન્યાસી થયો છે (परि+व्रज्).

૧૮. તેઓએ કાલે જે ધન આપ્યું તે હજી અમે અંગીકાર કીધું નથી (प्रति+ग्रह्).

૧૯. તેઓએ પોતાના રાજાને ઇમાનદારીથી સેવ્યો છે (सेव्).

૨૦. વેપારીઓએ બજારમાંથી સઘળું રૂ ખરીદ્યું છે (परि+क्री) અને તે વિલાયત મોકલી દીધું છે (प्र+हि).

૨૧. વાંદરાઓએ ઘરનું છાપરૂં ભાંગી નાખ્યું છે (भञ्ज्).

૨૨. તે ભાઈઓએ ઘરડાઓની મીલકત વેહેંચી લીધી છે (वि+भज्).

૨૩. મેં લોકોનાં સઘળાં મેહેણાં શાન્તરીતે સહન કર્યાં છે (सह्) અને અખંડ રાજ ચલાવવાનો જુમ્મો વેઠ્યો છે (वह्).

૨૪. તે બે રાજાઓએ લડાઈને માટે પોતાનાં લશ્કરો સજ્જ કર્યાં છે (सम्+नह्).

---

* जलेन पृ અથવા सिच् नि જોડે, વાપરો. नि પછી सिच् આવે ત્યારે षिच् થાયછે.

## શબ્દકોશ ૨૪.

अक्षम પુ. સ્ત્રી. ન. અશક્ત.
अग्निरथ પુ. આગગાડી.
अत्यराति પુ. એક ક્ષત્રિયનું નામ છે.
अनुष्ठेय स्था નો વિધ્યર્થ કૃ. अनु સાથે, કરવાનું.
अमित्र પુ. શત્રુ.
आज्ञप्त કર્મણિ ભૂ. કૃ. હુકમ કરેલું.
आत्त પુ. સ્ત્રી. ન. आ અને दत्त (दा 'આપવું' નો કર્મણિ ભૂ. કૃ.) ઉ- પરથી, લઈ લીધેલું.
आस सत्रं જોડે, યજ્ઞસમારંભ કરવો, ઘણા યજ્ઞો અનુક્રમે કરવા.
उत्तरकुरवः પુ. બ. વ. હિમાલયની પેલી મેરના દેશાનું નામ છે (ઘણું કરીને આર્યલોકનું અસલ સં- સ્થાન એ હતું).
उपरि ક્રિ. વિ. ઉપર.
एकान्त પુ. સ્ત્રી. ન. એકસરખું.
एकान्ततः ક્રિ. વિ. એક સરખી રીતે.
ऐलूष પુ. ઇલૂષાનો પુત્ર.
औषध ન. ઓસડ.
कवष પુ. પુરૂષનું નામ છે.
कितव પુ. ઠગ, અપ્રમાણિક પુરૂષ, ઉચાપત કરનાર.
कुसुमपुर ન. શેહેરનું નામ છે.
जयावह પુ. સ્ત્રી. ન. જય લાવનારૂં.
जातकर्मन् ન. જન્મક્રિયા, જન્મ- વખતે કરવાનો સંસ્કાર.
जानंतपि પુ. જનંતપનો પુત્ર.
तपन પુ. જુલમ કરનાર, જુલમી.
तृप् ૪ ગ. પ. સંતુષ્ટ થવું, તૃપ્ત થવું.
दंश् ૧ ગ. પ. ડંખવું, કરડવું.
दन्दशूक પુ. સાપ.
दशा સ્ત્રી. અવસ્થા, સ્થિતિ.
दह् ૧ ગ. પ. બાળવું.
दीक्ष् ૧ ગ. આ. પવિત્ર કરવું અને તેથી કરીને યજ્ઞ કરવા યોગ્ય કરવું.
दुर्विनीत પુ. સ્ત્રી. ન. વિનયરહિત, બેઅદબ.
दृ ૬ ગ. આ. आ જોડે, માન આ- પવું, આદરવું.
देवक्षेत्र ન. દેવભૂમિ.
नियति સ્ત્રી. નસીબ, પ્રારબ્ધ.
निःशुक्र પુ. સ્ત્રી. ન. સત્વવગરનું, શક્તિહીન.
नीचैः ક્રિ. વિ. નીચે.
नेमि સ્ત્રી. પૈંડાનો ઘેર.
पत प्र + उद् જોડે, ઉડવું.
पद् प्रति જોડે, જાણવું, સમજવું, અંગીકાર કરવો, કરવું, આચરવું.
पौराणिक પુ. પુરાણી.
फल् ૧ ગ. પ. ફળવું, ફત્તેહ પામવી.
भज् ૧ ગ. ઉ. वि જોડે, વેહેંચવું, ભાગ કરવા.

भानुमती સ્ત્રી. ધૃતરાષ્ટ્રના મોટા દીકરા દુર્યોધનની વહુ.
मन् अव જોડે, અવગણના કરવી.
महस् ન. તેજ, મોટાઈ.
माल्यवत् પુ. રાક્ષસનું નામ છે, એ રાવણની માનો બાપ હતો.
मुक्तकेशी સ્ત્રી. છુટા કેશવાળી.
मुग्धाकृति પુ. સ્ત્રી. ન. રૂપાળા આકૃતિવાળું, રમ્યાકૃતિ.
म्लेच्छ પુ. મલેછ.
लप् ૧ ગ. પ. प્ર જોડે, બોલવું, બકબકવું.
वञ्च् ૧૦ ગ. આ. ઠગવું.
वासिष्ठ પુ. વસિષ્ઠનો વંશજ.
शाक પુ. શાક.
शुष्मिण પુ. સ્ત્રી. ન. શક્તિમાન.
शैब्य પુ. રાજાનું નામ છે.
शोकाविकल પુ. સ્ત્રી. ન. શોકમાં મગ્ન, શોકથી બાવરૂં.
सत्र ન. યજ્ઞનો સમારંભ.
सरस्वती સ્ત્રી. નદીનું નામ છે.
साचिव्य ન. પ્રધાનપણું.
सात्यहव्य પુ. ગોરનું નામ છે.
सुविनीत પુ. સ્ત્રી. ન. નમ્ર.

---

અખંડ अविरतम् ક્રિ. વિ.
આગેવાન ફીતુરી प्रधानराजद्रोहिन् પુ.
પ્રમાનદારીથી भक्त्या, निष्ठया.
ઓસડ औषध ન., ओषधि સ્ત્રી. (ઓસડમાં કામે લાગે એવી વનસ્પતિ, સામાન્ય રીતે વનસ્પતિ).
કાગળ पत्रक ન.
ખાઈ कुल्या સ્ત્રી.
ખેતીવાડીના કામ માટે कृषिहेतोः, कृषिकर्मणे.
ગરીબાઈ दारिद्र्य ન., दुर्गति સ્ત્રી.
ઘરડાઓનું पितृपितामह પુ. સ્ત્રી. ન.
છાપરૂં छदिस्, पटल ન.
દુઃખકારક व्यथाकर પુ. સ્ત્રી. ન., पीडाकर પુ. સ્ત્રી. ન.
નાગ फणिन् પુ., नाग પુ.
પુરેલું नियन्त्रित કર્મણિ ભૂ. કૃ., निबद्ध કર્મણિ ભૂ. કૃ.
પાંજરૂં पञ्जर પુ.
બજાર पण्यवीथिका સ્ત્રી., आपण પુ.
ભુકો क्षोद પુ., चूर्ण ન.
મીલકત रिक्थ ન., वित्त ન.
મેહેણું उपालम्भ પુ.
મોજણીદાર भूमापक પુ.
યજ્ઞદત્ત यज्ञदत्त પુ.
રાજ ચલાવવાનો જુમ્મો राज्यधुरा સ્ત્રી.
રાજધાની राजधानी સ્ત્રી.
રૂ तूल પુ., पिचु પુ.
રોગ व्याधि પુ.
વેપારી वणिज् પુ.
સંબંધ રાખતું संगत ભૂ. કૃ., संगच्छमान વર્તમાન કૃ.

# ભાગ ૨.

## આશીર્વાદાર્થ.

૧. આ અર્થના પરસ્મૈપદ પ્રત્યય હ્યસ્તનભૂતકાળના પ્રત્યયોની પૂર્વે યામ્ લગાડવાથી થાયછે. ત્રીજા પુરૂષનું બહુવચન યાસુઃ છે, અને ત્રીજા અને બીજા પુરૂષના એકવચનના પ્રત્યય ત્ અને સ્ની પૂર્વે યાસ્ના સ્નો લોપ થાયછે.

૨. આત્મનેપદ વિધ્યર્થ પ્રત્યયની અને તેમાં ત્ અને થ આવેછે તેની પૂર્વે સ ઉમેરવો. આ પ્રમાણે જે પ્રત્યય થાય તે આત્મનેપદ આશીર્વાદાર્થ પ્રત્યય સમજવા. षीध्वम् નું ૯૫ પૃ૦ ૪ માં કહેલી હકીકત હોય ત્યારે षीढ्वम् થાયછે.

૩. પરસ્મૈપદ પ્રત્યયો અવિકારક છે, અને આત્મનેપદ પ્રત્યયો વિકારક છે.

### પરસ્મૈપદી રૂપો વિશેના નિયમો.

૪. ૧૫ પાઠમાં ભાગ ૨ માંના ૨. (અ). (આ). (ઇ). (ઉ). (ઊ). અને (એ) નિયમો અહિં પણ લાગુ પડેછે.

૧૨૧ પૃ૦ ૨. (ઈ). કલમમાં કહેલા ધાતુઓના અન્ત્ય સ્વરનો ए થાયછે.

૫. બીજા आकारान्त ધાતુઓના आनी પૂર્વે સંયુક્તવ્યંજન આવે તો તેના आनो વિકલ્પે ए થાયછે; જેમકે ग्लै ધાતુ ઉપરથી ग्लेयात् - ग्लायात्, ग्लेयास्ताम्-ग्लायास्ताम् વિગેરે.

### આત્મનેપદી રૂપો.

૭. सेट् ધાતુની પછી પ્રત્યય પૂર્વે इ મૂકવામાં આવેછે. અને वेट् ધાતુઓ પછી વિકલ્પે इ મૂકાય છે.

૮. દીર્ઘ ऋकारान्त ધાતુ, જો ( હ્રસ્વ ) ऋની પૂર્વે સંયુક્તવ્યંજન આવે તો ( હ્રસ્વ ) ऋकारान्त ધાતુઓ, અને वृ વિકલ્પે इ લેછે; જેમકે वृ ઉપરથી वरिषीष्ट, वृषीष्ट ( નીચેની કલમ જુઓ ), અને स्तृ ઉપરથી स्तरिषीष्ट, स्तृषीष्ट.

૯. જ્યારે પ્રત્યયની પૂર્વે इ આવતો નથી ત્યારે અન્ત્ય ऋ અથવા ॠનો, અથવા ઉપાન્ત્ય સ્વરનો ગુણ થતો નથીઃ જેમકે हृ ઉપરથી हृषीष्ट,स्तॄ ઉપરથી स्तरिषीष्ट, स्तीर्षीष्ट, અને मुच् નું मुक्षीष्ट.

૧૦. ગણકાર્યરહિત કાળ અને અર્થનાં કર્મણિ અથવા ભાવે રૂપો કરવાને માટે તયાર કરેલા અંગને આત્મનેપદ પ્રત્યયો લગાડવાનો સામાન્ય નિયમ આ કાળમાં પણ લાગુ પડેછે. વળી ૧૨૧ પૃ૦ ૩. કલમ પણ આ અર્થમાં લાગુ પડેછે.

कृ

પરસ્મૈપદ.

| | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रियासम | क्रियास्व | क्रियास्म |
| ૨ જો ,, | क्रियाः | क्रियास्तम् | क्रियास्त |
| ૩ જો ,, | क्रियात् | क्रियास्ताम् | क्रियासुः |

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | कृषीय | कृषीवहि | कृषीमहि |
| ૨ જો ,, | कृषीष्ठाः | कृषीयास्थाम् | कृषीढ्वम् |
| ૩ જો ,, | कृषीष्ट | कृषीयास्ताम् | कृषीरन् |

(અ). પ્રત્યેકને લાગુ પડતા નિયમો આપી નીચેનાં રૂપો સમજાવોઃ—
दिश्यात्, दिक्षीष्ट, रुध्यात्, रुन्त्सीष्ट, उच्यात्, स्मर्यात्, स्तर्यात्, नीयात्, नेषीष्ट, देयात्, दासीष्ट, घाक्षीष्ट गाहिषीष्ट, घ्रेयात्, घ्रायात्, तीर्यात्, पूर्यात्, उह्यात्, वक्षीष्ट, मोदिषीष्ट, भुक्षीष्ट, दुह्यात्.

(આ). નીચેના ધાતુઓનાં આશીર્વાદાર્થ રૂપો આપો.—
ह, हृ, वद्, यज्, सह, नह्, रुह, लिह, बन्ध्, लै, हा, भिद्, भू, वृत्, हन्, दु, लू, सो, स्तु, रु, शास्.

---

## પાઠ ૨૫.

### ઇચ્છાદર્શક રૂપ.

૧. (અ). ૧૧ પાઠમાં અને ૧૯૨ પૃ૦ ૩ કલમમાં આપેલા સામાન્ય નિયમો પ્રમાણે ધાતુ દ્વિર્ભાવ પામેછે અને પછી તેને स प्રત્યય લાગેછે. ગણકાર્યવિશિષ્ટ કાળોમાં स्मां अ ઉમેરાયછે.

(આ). અભ્યાસમાં अ ને બદલે इ થાયછે.

૨. ધાતુ सेट् છે કે अनिट् છે તે ઉપર નજર રાખી स् ની પહેલાં इ મૂકવી કે ન મૂકવી, પરંતુ નીચેના અપવાદ ધ્યાનમાં રાખવા.

(અ). ग्रह्, गुह्, અને જે ધાતુને છેડે ( હ્રસ્વ કે દીર્ઘ) उ વર્ણ હોય તેને इ લાગતી નથી; જેમકે जिघृक्षति, बुभूषति.

(આ). दृ આ., धृ આ., कृ, गृ, આટલા છટ્ઠા ગણના ધાતુઓ, અને स्मि, पू આ., अञ्ज्, प्रच्छ्, ऋ, અને अश् એઓને इ લાગેછે: જેમકે पिपृच्छिषति, दिधरिषति, વિગેરે.

(ઇ). ऋ અથવા इव् અન્તે હોય એવા ધાતુઓ, અને वृ, दम्भ्, श्रि, यु, भृ, અને ज्ञप् ને इ વિકલ્પે લાગેછે; જેમકે दिव्*ઉપરથી दुद्यूषति અથવા दिदेविषति; श्रि ઉપરથી शिश्रीषति અથવા शिश्रयिषति, વિગેરે.

૩. નીચેના અપવાદ ધ્યાનમાં રાખી ગુણ વિશેના સામાન્ય નિયમો† ધાતુને લગાડવાઃ—

(અ). ધાતુમાં જે स वधेછે તેની પૂર્વે इ ન આવે તો इ, उ, ऋ ( ત્રણે હ્રસ્વ કે દીર્ઘ ) જે ધાતુને અન્તે અથવા ઉપાન્તે આવ્યા હોય એવા ધાતુઓના સ્વર ગુણ પામતા નથી; જેમકે बुभूषति, निनीषति.

(આ). रुद्, विद्, અને मुष् ગુણ પામતા નથીઃ જો स् ની પૂર્વે इ આગમ આવે તો જે ધાતુને ઉપાન્તે (હ્રસ્વ) इ કે उ હોય અને આદિએ કોઈ પણ વ્યંજન હોય અને અન્તે य् કે व् શિવાય વ્યંજન હોય તે ધાતુ વિકલ્પે ગુણ પામેછે; જેમકે रुरुदिषति, मुमुदिषते અથવા मुमोदिषते વિગેરે.

૪. જ્યારે स् ની પૂર્વે इ લાગતા નથી ત્યારે સ્વરાન્ત ધાતુનો સ્વર દીર્ઘ થાયછે: જેમકે जि 'જીતવું' ઉપરથી जिगीषति. हन ના પણ अ લંબાયછે.

૫. (અ). ग्रह्, स्वप्, અને प्रच्छ् ના र અને व् નો ऋ અને उ થાયછે; જેમકે सुषुप्सति (૧૦૫ પૃ૦ ૬ જુઓ).

(આ). અભ્યાસમાં ह्वन् ના यू નો इ થાયછે.

(ઇ). નીચેના ધાતુના સ્વરને બદલે इ થાયછે, અને ધાતુ દ્વિર્ભાવ પામતા નથીઃ—

मि, मी, मा, दा, धा, અને दा, धा એવાં રૂપ ધરનાર બીજા ધાતુઓ, रभ् लभ्, शक्, पत्, पद्, આ ધાતુઓ મધ્યે જેઓને અન્તે સ્વર છે તેઓમાં त વધારાયછે.

* ૨૨૨ પૃ૦ + નોધ જુઓ. † ૧૫ પૃ૦ ૬ કલમ જુઓ.

(ઈ). आप् નું ઇચ્છાદર્શક રૂપ ईप्सति થાયછે, અને ज्ञप् નાં ज्ञीप्सति અને जिज्ञपयिषति થાયછે.

(ઉ). दम्भ् નાં ત્રણ રૂપ થાયછે, धिप्सति, धीप्सति, दिदम्भिषति. तन्*નાં तितांसति, तितंसति, અને तितनिषति થાયછે; અને पत्નાં पित्सति અને पिपतिषति થાયછે.

(ઊ). पू આ. નું पिपविषते અને यु નું यियविषति થાયછે.

(એ). ऋ નું अरिरिषति થાયછે, અને प्रतिઉપસર્ગપૂર્વક इ નો જ્યારે 'પાછા ફરવું' અર્થ હોય ત્યારે प्रतीषिषति થાયછે. इ 'જવું' ના અર્થમાં गम् આદેશ લેછે.

(ઐ). અભ્યાસની પછી जि ના ज् નો ग् થાયછે, हि અને हन्ना ह્નો घ અને चि ના च્નો વિકલ્પે क् થાયછે.

૬. પ્રેરકનાં અથવા દશમા ગણનાં અંગ ઉપરથી ઇચ્છાદર્શક રૂપ સામાન્ય નિયમ પ્રમાણે થાયછે.

૭. ૧૯૨ પૃ૦ ૪ કલમ પ્રેરકનાં અને દશમા ગણના ધાતુનાં અંગ ઉપરથી ઇચ્છાદર્શક રૂપ કરતી વખતે લાગુ પડેછે.

૮. (અ). મૂળધાતુને જે પદ (પરસ્મૈપદ, આત્મનેપદ, કે ઉભયપદ) લાગેછે તેજ તે ધાતુનાં ઇચ્છાદર્શક રૂપને લાગેછે.

(આ). ज्ञा, श्रु, स्मृ, અને दृश्નાં ઇચ્છાદર્શક રૂપો આત્મનેપદી છે.

कृ+स–कॄ ૪. પ્રમાણે કેમકે ૨. પ્રમાણે स् ને इ લાગતી નથી–कीर् ૨ પૃ૦ ૮. પ્રમાણે, કેમકે ऋ નો ૩. (અ). પ્રમાણે ગુણ થતો નથી–चिकीर् ૧. (અ). પ્રમાણે–પછી स् નો ष् થયો અને ૧. પ્રમાણે તેને अ લગાડ્યો એટલે चिकीर्षति રૂપ સિદ્ધ થયું.

मृ ધાતુ ૮. (અ). પ્રમાણે પરસ્મૈપદી છે. मृ+स्–मृ-मूर्-मुमूर्-मुमूर्षति.

भू+स्—बुभू ૧. (અ). પ્રમાણે—बुभूषति એમાંના स् ને ૨. (અ). પ્રમાણે इ આવતી નથી અને ऊ ૩. (અ). પ્રમાણે ગુણ પામતો નથી.

ग्रह्+स्–जग्रह्–जिग्रह्+स् કેમકે स्ની પૂર્વે ૨. (અ). પ્રમાણે इ આગમ આવતો નથી—जिगृह ૫. (અ). પ્રમાણે–जिगृह्–जिघृह्–जिघृक्–जिघृक्+सति–जिघृक्षति.

---

* तन् અને पत् આ स् પ્રત્યય પર છતાં વિકલ્પે सेट् એટલે वेट् છે.

गुत्+स-दिगुत् ५. (આ). પ્રમાણે-दिद्योत् અથવા दिगुत् ૩. (આ). પ્રમાણે. स्ની પૂર્વે इ આગમ ૨. પ્રમાણે આવ્યો અને ૮. (અ). પ્રમાણે આત્મનેપદ પ્રત્યય લાગ્યા એટલે दिद्योतिषते અથવા दिद्युतिषते.

भिद्+स-बिभिद् १. (અ). પ્રમાણે : ૩. (આ). પ્રમાણે ગુણ થતો નથી એટલે बिभित्सति.

૯. (અ). ઇચ્છાદર્શક ધાતુનાં રૂપને (અંગને) उ લગાડવાથી 'ઇચ્છનાર' દર્શક નામ બનેછે. આ ક્રિયાવાચક નામો બીજી વિભક્તિનું નામ (કર્મ તરીકે) લે છે.; જેમકે चिकीर्षुः कटम्.

(આ). अा વધારવાથી ભાવવાચક નામ બનેછે; જેમકે जिज्ञासा 'જાણવાની ઇચ્છા'.

---

प्रारिप्सितस्य ग्रन्थस्याविघ्नपरिसमाप्तये इष्टदेवतां स्तौति ।

स्वयंवरकाले सीतां लिप्सवो रावणादयो बहवो राजानो विदेहाञ्जग्मुः । किं तु रुद्रधनुर्नमयितुमशक्ताः सर्वे भग्नाशा बभूवुः ।

अभितापसंपदमथोष्णरुचिर्निजतेजसामसहमान इव ।
पयसि प्रपित्सुरपराम्बुनिधेरधिरोढुमस्तगिरिमभ्यपतत् ॥

ब्रह्मतत्त्वं जिज्ञासमानः कश्चिदाचार्यमुपेत्याध्यापय भो ब्रह्मेत्युवाच ।

तस्यां सभायामेव दुर्योधनं गदाघातेन जिघांसुर्भीमसेनो युधिष्ठिरेण निवारितः ।

यियक्षमाणेनाहूतः पार्थेनाथ द्विषन्मुरम् ।
अभिचैद्यं प्रतिष्ठासुरासीत्कार्यद्वयाकुलः ॥

प्रासादतलमारुरुक्षुः सोपानपङ्क्तिषु पदं निधत्ते ।

यूरोपीयवैभवं दिदृक्षमाणाः प्रतिसंवत्सरं कतिचिद्भरतखण्डीया अङ्गभूम्यादिदेशानग्निनौकाभिर्गच्छन्ति ।

ब्राह्मणो बुभूषू राजर्षिर्विश्वामित्र उग्रं तपश्चक्रे ।

प्रभूतवर्षणादस्या नद्याः कूलं पिपतिषति । तदस्मिन्मा पदं निधेहि ।

सूर्यवंशसंभवानां राज्ञां यशो जिगासुः कालिदास आह ।

क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः ।
तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम् ॥

भूरि धनमादित्सुना बलेनानुगम्यमानः शरदारम्भे दिगन्ताञ्जिगीषू रघुरयोध्यायाः प्रतस्थे ।
बटुमुपनिनीषुराचार्यः स्वाधिकारसिद्धये कृच्छ्रत्रयं कुर्यात् ।
राजगृहं प्रविविक्षुरृषिकुमारको हठान्निःसारितो दुर्विनीतैर्द्वारपालैः
आत्मनः कौशलं दिदर्शयिषन्त्यङ्गना महान्तं कालमनृत्यत् ।

अर्थयन्ते द्विजन्मानो तस्मादर्थं यियक्षवः ।
अर्थापयत्यसौ सम्यग् दुर्बुद्धं वैदिकं वचः ॥

---

૧. તે કુતરો **મરવામાં છે*** (मृ); એને છેડો મા.

૨. તે ઝાડની ડાળી **વાળવાને ઇચ્છાતુર હોવાથી** (પ્રેરકભેદી नम्) તેણે પોતાનો હાથ ઉગામ્યો.

૩. ઘણું સખત તોફાન થઈ આવ્યું, સૂર્ય દેખાઈ શકે નહીં એવો થયો, અને પવન બધાં ઝાડને મૂળથી **ઉખેડવા ઇચ્છતો હોય** (उद् + मूल्) અને બધાં ઘરનો **નાશ કરવા ઇચ્છતો હોય** (भञ्ज्) એવું દેખાયું.

૪. વિશ્વામિત્રે હજાર વરસ લગણ તપ કર્યાં, અને ત્યાં સુધીમાં તેનું બધું કાંઠું બ્રહ્મના તન્માત્ર તત્ત્વથી દીપતું તેજસ્વી થયું, અને તે પોતાના અસાધારણ [ ચમત્કારિક ] તેજથી બધી સૃષ્ટિને **બાળી નાખવાની તૈયારીમાં હોય** (दह्) એવો દેખાયો.

૫. પોતાનાં સગાં પોતાની સાથે **લઢવાને તૈયાર** (युध्) જોઈને તેનો ચેહેરો ફીકો પડ્યો.

૬. આ છોકરૂં **ઉંઘાકળું થયુંછે** (स्वप्); એને ઘોડીઆમાં મૂકો અને હિંડોળી ઉંઘાડો.

૭. એક માણસ બારણે ઉભો છે તે ઘણી અગત્યની બાબતો વિશે તમારી સાથે **વાત કરવા ઇચ્છેછે** (वच्).

૮. જેને સંસારના **બન્ધથી મુક્ત થવું હોય** (मुच्) તેણે તત્ત્વ જાણનાર પાસે જવું, બ્રહ્મ ઓળખવો, અને તેને વિશે ચિન્તન કરવું.

૯. પુનર્વિવાહની રૂઢિ જે **દાખલ કરવા ઇચ્છતો હોય** (प्र + वृत् પ્રેરકભેદ) તેણે એકદમ કામે વળગવું; તકરાર કરવાનો વખત ગયોછે.

---

* જે જાડા અક્ષરમાં લખેલા છે તેને ઠેકાણે ઇચ્છાદર્શક રૂપ વાપરવું.

૧૦. તે લડાઈમાં એક સિપાઈ હતો અને તે ઘાયલ થવાથી ઘણી તીક્ષ્ણ **તરસથી [પાણી પીવાની ઈચ્છાથી]** (पा) પીડાયો.

૧૧. ધૃષ્ટકેતુ એક ઋષિને ભૂલથી શત્રુ સમજીને તરવારથી **મારવા જતો હતો** (प्र+हृ) એવામાં મેં તેનો હાથ પકડી લીધો.

૧૨. ગંગાના પવિત્ર પાણીમાં **નાહવાની ઇચ્છા રાખતો** (स्ना) અને ત્યાં બે વરસ સાંખ્યદર્શનનું અધ્યયન કરવાને **રહેવા ઇચ્છતો** (नि+वस्) હું કાશી ગયો.

૧૩. ફુલ **ચુંટવાની ઇચ્છા રાખતી** (अव+चि) બે છોકરીઓ વાડીમાં ગઈ.

૧૪. દુનીઆ **સરજવાને ઇચ્છાતુર** (सृज्) સ્વયંભુ દેવ જે પાણીએ આખા અવકાશને ઢાંકી મૂક્યું હતું તેની સપાટી ઉપર દેખાયો.

૧૫. જે પોપટને આજે સવારે પાંજરામાં ઘાલ્યો હતો તે **ઉડી જવાની તૈયારીમાં છે** (डी અથવા उद्+पत्).

## શબ્દકોશ ૨૫.

अधिकार પુ. કોઈ પણ ધર્મક્રિયા કરવાને યોગ્યતા.

अपराम्बुनिधि પુ. (अपर બીજો એટલે પશ્ચિમનો, અને अम्बुनिधि સમુદ્ર) પશ્ચિમસમુદ્ર.

अभिचैद्यम् ક્રિ. વિ. (चैद्य પુ. ચેદિનો રાજા અને કૃષ્ણનો શત્રુ, એ શબ્દ ઉપરથી) ચૈદ્ય તરફ.

अभिताप પુ. ઘણોજ બળતો તાપ.

अर्थ् ૧૦ ગ. આ. યાચવું.

अर्थापय નામધાતુ. ઉ. ૨૫૪ કરી સમજાવવું.

अल्पविषया સ્ત્રી. ટુંકા વિષયવાળી, ટુંકી.

अविघ्न પુ. સ્ત્રી. ન. વિઘ્નરહિત, હરકત વગરનું.

अस्तगिरि પુ. પશ્ચિમનો પર્વત જેના ઉપર સૂર્ય, ચન્દ્ર, અને તારા આથમે છે એવું કલ્પેલું છે તે.

आचार्य પુ. વિદ્યાર્થીને જનોઈ પહેરાવી વેદ શિખવે તે ધર્મગુરૂ.

आशा સ્ત્રી. ઉમેદ.

इष्टदेवता સ્ત્રી. ઇષ્ટદેવ, આરાધ્ય દેવતા, રક્ષણ કરનાર દેવ.

उग्र પું. સ્ત્રી. ન. સખત, તીક્ષ્ણ.

उडुप પુ. ન. ત્રાપો, કોઠીઉં.

उष्णरुचि પુ. સૂર્ય.

कतिचित् સર્વ૦ કેટલાએક.

कार्यद्वयाकुल પુ. સ્ત્રી. ન. એકજ વખતે બે વસ્તુઓ કરવાની હોવાથી વ્યગ્ર થએલો.

कूल ન. કિનારો.

कृच्छ्रत्रय न. (कृच्छ्र न. પ્રાયશ્ચિત્ત અને त्रय ત્રણ) ત્રણ પ્રાયશ્ચિત્ત.

ग्रह् सम् જોડે, સંગ્રહ કરવો, ભેગું કરવું.

दिगन्त પુ. દિશાઓનો છેડો, બધી દિશાના દેશ.

दुर्बुद्ध પુ. સ્ત્રી. ન. સમજવું કઠણ પડે એવું, ગૂઢ.

द्वारपाल પુ. દરવાન, દ્વારરક્ષક.

नी उप જોડે, જનોઈ દેવું; ઉપનયન કરવું.

पङ्क्ति સ્ત્રી. હાર, લીટી.

पत् अभि જોડે, કોઈની તરફ કુદવું.

परिसमाप्ति સ્ત્રી. છેડો, સંપૂર્ણત્વ.

प्रचण्ड પુ. સ્ત્રી. ન. બળતું, ઉગ્ર.

बल ન. સૈન્ય.

भग्न भञ्ज् 'નાશ કરવો' નો કર્મણિ ભૂ. કૃ; નાશ પામેલું.

भूरि પુ. સ્ત્રી. ન. ઘણું.

मुर પુ. વિષ્ણુ અથવા કૃષ્ણના શત્રુનું નામ છે.

यूरोपीय પુ. સ્ત્રી. ન. યૂરોપખંડનું.

रुह् अभि જોડે, ચઢવું.

वर्षण ન. વરસવું, વરસાદ.

वृ ૧૦ ગ. नि જોડે, સામા થવું, વારવું.

वैदिक પુ. સ્ત્રી. ન. વેદનું.

संभव પુ. જન્મ.

सांख्य ન. એક દર્શન એટલે શાસ્ત્રનું નામ છે.

सिद्धि સ્ત્રી. સંપૂર્ણત્વ.

सृ (પ્રેરક) निर् જોડે, હાંકી કાઢવું, કાઢી મુકવું.

सूर्यवंश પુ. સૂર્યનું કુળ.

सोपान ન. દાદર, પગથીઆં.

हठात् ક્રિ. વિ. જોરજુલમથી.

---

ઉગામવું नम् उद् જોડે, પ્રેરક.

ઘોડીઉં मेढ्रा સ્ત્રી.

ચમત્કારિક अद्भुत પુ. સ્ત્રી. ન.

છેડવું तुद्.

તકરાર वादविवाद પુ.

તત્ત્વજાણનાર तत्त्वविद् પુ.

તન્માત્ર तन्मात्र ન.

તીક્ષ્ણ प्रबल પુ. સ્ત્રી. ન., बलीयस् પુ. સ્ત્રી. ન.

તેજસ્વી देदीप्यमान પુ. સ્ત્રી. ન., विभ्राजमान वर्तमान કૃ.

દીપતું उत्तेजित કર્મણિ ભૂ. કૃ., उद्दीपित કર્મણિ ભૂ. કૃ.

ન દેખાઈ શકે એવું अदृश्य પુ. સ્ત્રી. ન.

પાંજરૂં पञ्जर પુ.

પીડાયું, પીડાયલું आर्त्त ભૂ. કૃ., अर्दित કર્મણિ ભૂ. કૃ.

ફીક્કું पाण्डु પુ. સ્ત્રી. ન., विवर्ण પુ. સ્ત્રી. ન.

બન્ધ बन्धन ન., निगड પુ. ન.

રૂઢી विधि પુ., पद्धति સ્ત્રી.

સખત प्रचण्ड પુ. સ્ત્રી. ન.

સગું ज्ञाति પુ., बन्धु પુ.

હિંડોળવું दोलय નામધાતુ, आन्दोलय નામધાતુ.

# પાઠ ૨૯.

## ધાતુસાધિત શબ્દો.

૧. હેત્વર્થ કૃદન્તનો પ્રત્યય तुम् છે. તેની પૂર્વે જો ધાતુ सेट् હોય તો इ મુકાય છે, अनिट् હોય તો મુકાતી નથી, અને सेट् અને अनिट् બે હોય તો इ વિકલ્પે મુકાય છે.

૨. અ. ભૂતકૃદન્તના त પ્રત્યયને અવિકારક* સમજવો.

એટલે એ પ્રત્યય પૂર્વે ગુણ થતો નથી (૧૫ પૃ૦ ૬ જુઓ) અને ૧૦૮ પૃ૦ ૮. અને ૨ પૃ૦ ૮. જેવા નિયમો લાગુ પડેછે, कृ-कृत, वद्, उदित.

આ. इ આગમ માટેનો સામાન્ય નિયમ ધ્યાનમાં રાખવો. તોપણ એ નિયમના ઘણા અપવાદ છે.

૪. નીચેના ધાતુ इ પામતા નથીઃ—

(૧) જેને અન્તે इ, उ અને ऋ હોય એવા; જેમકે नु-नुत, मू-मूत, कॄ-कीर्ण.

(૨) જેઓને ગમે તે કોઈ પણ પ્રત્યય પર છતાં વિકલ્પે इ આવે છે એવા, ઉદાઃ—इष्-इष्ट (૧૧૮ પૃ૦ ૨ જુઓ), दम्भ्-दब्ध (૨૧૬ પૃ૦ ૨. ૪.) सिव्-स्यूत (૨૧૬ પૃ૦ ૨. ૪.), मुह्-मुग्ध, मूढ (૯૫ પૃ૦ ૬. અને ૧૦૫ પૃ૦ ૧૦ અ.). क्रम्-क्रान्त (૨૨૪ પૃ૦ ૬. અ. અને નીચેની એ.) અને બીજા કેટલાએક પણ છે.

૫. અન્ત્ય द् અને र्ની પછી त ને બદલે न આવેછે: જેમકે भिद् ઉપરથી भिन्न, शॄ ઉપરથી शीर्ण.

૬. વળી ધાતુ આકારાન્ત હોય અને તેને આદિએ य्, र्, व्, કે ल् વાળો સંયુક્તવ્યંજન હોય તોપણ तનો न થાયછે, અને વળી બીજા કેટલાએક ધાતુ પછી પણ त નો न થાયછે.

અપવાદઃ— नुद्, विद् ७ ग. उन्द्, त्रै, घ्रा, અને ह्री એટલામાં तને બદલે न વિકલ્પે થાયછે, અને ध्या, ख्या, અને मद् પછી तનો न થતો નથી.

૭. शी, स्विद् १ ग., मिद्, क्ष्विद्, અને धृष् એટલા જ્યારે इ લે છે ત્યારે તેમના સ્વરનો ગુણ થાયછે.

---

* એટલે અંગમાં ગુણ કે વૃદ્ધિ ન કરાવે એવો પ્રત્યય.

† અંતઃસ્થ અથવા અનુનાસિક સિવાય કોઈ પણ વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પર છતાં અન્ત્ય व् નો ऊ થાયછે; અને ऊ પૂર્વના अ અથવા आ જોડે મળે ત્યારે બે સ્વરોને ઠેકાણે વૃદ્ધિ અથવા औ થાયછે.

અ. यम्, रम्, नम्, गम, हन्, मन्, तन्, क्षण्, क्षिण, ऋण् અને वन् ના અનુનાસિકનો લોપ થાયછે; જેમકે गम् ઉપરથી गत, અને तन ઉપરથી तत.

ઐ. આ શિવાયના જે ધાતુઓને છેડે अम અને अन હોય તેવા ધાતુઓ જ્યારે इ લેતા નથી ત્યારે તેમનો સ્વર દીર્ઘ થાયછે; જેમકે शम्-शान्त, क्षम-क्षान्त, दम्-दान्त (૨૨૪ પૃ૦ ६. અ. અને ૯૫ પૃ૦ ६. પ્રમાણે)

ઓ. જ્યારે તેની પૂર્વે इ આવતી નથી ત્યારે ઉપાન્ત્ય અનુનાસિક લોપાયછે; જેમકે रञ्ज्-रक्त, अञ्ज्-अक्त.

૩. અ. કર્મણિભૂતકૃદન્તને वत લગાડયાથી કર્તરિભૂતકૃદન્ત થાયછે; જેમકે कृ ઉપરથી कृतवत, लभ् ઉપરથી लब्धवत्, कृतवान्, लब्धवान् પ્રથમા એ. વ.

આ. આ રૂપનું સ્ત્રીલિંગ ई વધાર્યાથી થાયછે; જેમકે कृतवती.

૪. અ. પરોક્ષભૂતકાળના અવિકારક પ્રત્યયોની પૂર્વે (જેવાકે ત્રીજા પુરૂષના બહુવચનની પૂર્વે) ધાતુનું જે રૂપ થતું હોય તેને પરસ્મૈપદી રૂપમાં वस् અને આત્મનેપદી રૂપમાં आन લગાડયાથી પરોક્ષભૂતકાળનો કર્તરિકૃદન્ત થાયછે.

આ. જ્યારે આ ઉપરનું રૂપ એકસ્વરી હોય અથવા ધાતુને છેડે आ હોય ત્યારે वस् ની પૂર્વે इ મૂકવામાં આવેછે; घस् ધાતુ પણ इ લે છે; જેમકે दा ઉપરથી ददिवस्, पत् ઉપરથી पेतिवस्, कृ ઉપરથી चकृवस्-चक्राण, हृ ઉપરથી जहृवस्-जह्राण.

૫. गम्, हन्, विद् ६ ગ., विश्, અને दृश्, પછી वस विकल्पे इ લે છે; જેમકે गम् ઉપરથી जग्मिवस् કે* जगन्वस.

૬. वस् અને आन પર છતાં वन्स्, अञ्ज विगेरे કેટલાએક ધાતુઓ અનુનાસિકનો લોપ કરે છે; અને દીર્ઘ ऋकारान्त ધાતુઓ ગુણ પામતા નથી; જેમકે आजिवस्, तितीर्वस्. પણ પહેલા પ્રેરકાર પરોક્ષભૂતકાળમાં થતા નથી અને બીજો થાયછે.

૭. જે રૂપ પરોક્ષભૂતકાળના ત્રીજા પુરૂષના બહુવચનમાં આવેછે તેજ રૂપને દ્વિતીયાના બહુવચનથી માંડીને સ્વરાદિ વિભક્તિના પ્રત્યયો પૂર્વે, સ્ત્રીલિંગના ई પ્રત્યય પૂર્વે, અને નપુંસકલિંગના પ્રથમા અને દ્વિતીયાના દ્વિવચનના ई પ્રત્યય પૂર્વે આ કૃદન્તનું અંગ ગણવું; જેમકે चिकी-

---

* ૯૫ પૃ૦ * નોપ જુઓ.

वस् ઉપરથી चिक्रियुषा તૃ० એ., चिक्रियुषी સ્ત્રી., जगन्वस् અથવા जग्मिवस् ઉપરથી-जग्मुषा તૃ० એ., जग्मुषी સ્ત્રી.

પણ એ રૂપમાં અમુક ધાતુની બાબતમાં ૮. માં કહ્યા પ્રમાણે ફેરફાર કરવા.

૫. સામાન્યભવિષ્યકાળનો કૃદન્ત કરવો હોય તો તેનો પુરૂષપ્રત્યય કાઢી નાખીને જે રૂપ રહે તેમાં પરસ્મૈપદી રૂપમાં अत् અને આત્મનેપદી રૂપમાં मान વધારવો. अत પર છતાં પૂર્વના अ નો લોપ કરવો: જેમકે करिष्यत् 'કરનાર', 'કરવાનો', करिष्यमाण (કર્તરિ) કરનાર, કરવાનો: (કર્મણિ) કરાનાર. द्रक्ष्यत् 'જોનાર', 'જોવાનો': द्रक्ष्यमाण 'દેખાવાનું' 'દેખાનાર'.

ष्यत् ઉપરથી સ્ત્રીલિંગ ष्यन्ती અથવા ष्यती થાયછે.

૬. અ. અવ્યયભૂતકૃદન્તના त्वा પ્રત્યય પૂર્વે सेट् ધાતુ પછી इ આવેછે, અને જે સાધારણ सेट् ધાતુને અન્તે अम् કે अन् આવેછે તેમની પછી इ વિકલ્પે આવેછે.

આ. એ પ્રત્યય અવિકારક છે, પણ કેટલેક ઠેકાણે જ્યારે તેની પૂર્વે इ આવેછે ત્યારે સ્વરનો ગુણ થાયછે.

ક. ઉપર કહેલા ૨. એ. અને ઐ. त्वा ની પૂર્વે इ આવે નહીં ત્યારે લાગુ પડેછે.

तन-तत्वा અથવા तनित्वा ૬. અ. પ્રમાણે અને આ નિયમ પ્રમાણે, मन्-मत्वा, शम्-शान्त्वा અથવા शमित्वा વિગેરે.

ઈ. અવ્યયભૂતકૃદન્તના य પ્રત્યય પર છતાં यम्, रम्, गम्, અને नम् ધાતુઓના અન્ત્ય અનુનાસિકનો વિકલ્પે લોપ થાયછે અને ઉપલા ૨. એ. કલમમાં આપેલા ધાતુઓમાંના બાકીના ધાતુઓના અનુનાસિકનો નિત્ય લોપ થાયછે.

૭. અ. तव्य, अनीय, અને य એ વિધ્યર્થ (કર્મણિ અથવા ભાવે*) કૃદન્તના પ્રત્યયો છે.

આ. तव्य અને अनीय પર છતાં અન્ત્ય સ્વરનો અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાયછે.

ક. જો ધાતુ सेट् હોય તો तव्य પ્રત્યય પૂર્વે इ આવેછે, अनिट् હોય તો નથી આવતી અને वेट् હોય તો વિકલ્પે આવેછે.

* ધાતુ સકર્મક હોય તો કૃદન્ત 'કર્મણિ' થાયછે અને અકર્મક હોય તો 'ભાવે' થાયછે.

ઈ. (૧) य પૂર્વે **અન્ત્ય** અને ઉપાન્ત્ય इ અને उ નો ગુણ થાયછે, અન્ત્ય ओ નો अव् થાય છે, જેમકે कु-को-कव्य, नी-नेय.

(૨) અન્ત્ય आ નો ए થાયછે; જેમકે दा ઉપરથી देय.

(૩) ऋકારાન્ત ધાતુઓના ऋ ની વૃદ્ધિ થાયછે; જેમકે कृઉપરથી कार्य.

૪. इ, स्तु, वृ ઉ., दृ, जुष्, અને ऋકારોપાન્ત્યધાતુઓના સ્વરમાં य પૂર્વે કંઈ ફેરફાર થતો નથી.

હ્રસ્વ સ્વર પછી य પૂર્વે त् મૂકાયછે; જેમકે स्तुत्य.

આ નિયમના કેટલાએક અપવાદ છે તે એટલા બધા ભિન્ન ભિન્ન છે કે અહિં લખી શકાતા નથી.

૮. અ. ધાતુમાં तृ અને अक વધાર્યાથી જે નામ થાયછે તેનો અર્થ ધાતુની ક્રિયાનો કરનાર થાયછે.

આ. तृ પહેલાં અન્ત્ય સ્વરનો અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાયછે.

ઇ. अक પહેલાં અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય अ (म છેડે હોય એવા सेट् ધાતુના ઉપાન્ત્ય अ શિવાય) વૃદ્ધિ પામેછે, અને બીજા ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરો ગુણ પામેછે; જેમકે नी ધાતુ ઉપરથી नेतृ અને नायक, वच् ઉપરથી वक्तृ અને वाचक, बुध् ઉપરથી बोद्धृ અને बोधक, शम् ઉપરથી शमक, અને आપૂર્વક चम् ઉપરથી आचामक થાયછે.

ઈ. आકારાન્ત ધાતુઓમાં अकનું ઉમેરણ કરતાં પહેલાં य વધારાયછે, જેમકે स्था અને दा ઉપરથી स्थायक અને दायक થાયછે.

ઉ. વૃદ્ધિ કરનારા ધાતુસાધિત પ્રત્યય પૂર્વે हन् ધાતુના नનો त થાયછે; જેમકે घातक ( ૨૦૫ પૃ૦ ૧૯ જુઓ. )

ઊ. तृનું સ્ત્રીવાચક રૂપ त्री અને अकનું इका અને કોઈવાર अका થાયછે.

૯. અ. ધાતુને अन, अ, અને ति લગાડયાથી ભાવવાચક નામ થાયછે.

આ. ति અવિકારક પ્રત્યય છે. ભૂતકૃદન્તની પૂર્વે જે ધાતુઓમાં ફેરફાર થાયછે તેજ ફેરફાર ઘણું કરીને તેની પૂર્વે થાયછે; જેમકે वच्-उक्ति, मुच्-मुक्ति.

ઇ. अ પૂર્વે કેટલાક ધાતુઓ ગુણ લેછે અને કેટલાક વૃદ્ધિ લેછે, અને

અન પૂર્વે અન્ત્યસ્વરનો અને ઉપાન્ત્ય હ્રસ્વસ્વરનો ગુણ થાયછે; જેમકે भू-भाव-भवन, जि-जय, हन्-घात-हनन, बुध्-बोध-बोधन.

૯. આ अ પૂર્વે અન્ત્ય च् અથવા ज् નો क् અથવા ग् થાયછે; જેમકે पच्-पाक, युज्-योग.

૧૦. સામાન્ય નિયમ પ્રમાણે જે નામને છેડે ति હોય તે સ્ત્રીલિંગ છે, અને अ હોય તે પુલ્લિંગ છે, અને अन હોય તે નપુંસકલિંગ છે.

---

तस्मादेवंविदुषे ब्राह्मणायैवंचक्रुषे न क्षत्रियो द्रुह्यात् ।
राजा यक्ष्यमाणो ब्राह्मणं पुरोदधीत ।
* छन्दांसि वै देवेभ्यो हव्यमूढ्वा श्रान्तानि जघनार्धे यज्ञस्य तिष्ठन्ति यथाश्वो वाश्वतरो वोहिवांस्तिष्ठेदेवम् ।
असुरैः सह योत्स्यमान इन्द्रो वरुणस्य साहाय्यं ययाचे ।
वरुणसाहाय्यं लब्धवतस्तस्मात्सर्वेऽसुरा अबिभयुः ।
व्यर्थं मे जन्म न मया कृतं कर्तव्यं न भुक्तं भोक्तव्यं न दृष्टं द्रष्टव्यं न श्रुतं श्रोतव्यम् ।
निषेदुषीं राज्ञीं दृष्ट्वा दास्योऽपि सपत्नीवृत्तं कथयिष्यन्त्योऽधस्तस्थुः ।
ब्राह्मणेभ्यो दत्तसर्वस्वो रघुः प्रत्यगागतायार्थिने धनं दित्सुः कुबेरान्निष्क्रष्टुं चक्रमे । कुबेरस्तु तेनाभियास्यमानमात्मानं प्रेक्ष्य स्वयमेव तस्य कोशे धनवृष्टिं पातयामास । तत्सर्वं धनमात्मने ददिवांसं रघुं वक्ष्यमाणामाशिषं सोऽर्थ्युवाच ।

आशास्यमन्यत्पुनरुक्तभूतं श्रेयांसि सर्वाण्यधिजग्मुषस्ते ।
पुत्रं लभस्वात्मगुणानुरूपं भवन्तमीड्यं भवतः पितेव ॥

ततो रघुः पुत्रं प्रापाजं नाम । तं कतिभिः संवत्सरैर्विवाहयोग्यदशं ज्ञात्वा ससैन्यमिन्दुमतीस्वयंवराय विदर्भान्प्रस्थापितवान् ।
मार्गे नर्मदारोधस्येकरात्रमुषितवतस्तस्य सेनानिवेशो वन्यगजत्वमृषिशापात्समापेदानेन केनचिद्गन्धर्वेण तुमुलश्चक्रे ।

---

* યજ્ઞમાં જે મન્ત્ર બોલાય છે તેના છંદ દેવ પાસે બળિદાન લઈ જાય છે એવી કલ્પના હોયછે.

तमापतन्तं नृपतेरवध्यो वन्यः करीति श्रुतवान्कुमारः ।
निवर्तयिष्यन्विशिखेन कुम्भे जघान नात्यायतकृष्टचापः ॥
स* विद्धमात्रः स्वीयं दिव्यं रूपं प्राप । ततः प्रजहर्षेऽप्यात्मन उपचक्रुषऽजाय संमोहनाख्यमस्त्रं ददौ ।
एवं तयोरध्वनि दैवयोगादासेदुषोः सख्यमचिन्त्यहेतु ।
एको ययौ चैत्ररथप्रदेशान्सौराज्यरम्यानपरो विदर्भान् ॥
तं नगरोपकण्ठे तस्थिवांसं तदागमनहृष्टो विदर्भनाथः प्रत्युज्जगाम नगरं चानीय सर्वां सत्क्रियां चकार ।
त्रैलोक्यदीपके देवे लोकान्तरमुपेयुषि ।
तमस्तान्तमभूद्विश्वं कः सुखी महदापदि ॥

---

૧. ક્રૌંચ પક્ષીની જોડ માંથી એકને **જેણે મારી નાખ્યું હતું તે**† (हन्) નિષાદને વાલ્મીકિએ શાપ દીધો.

૨. સો ગાયો આપવાનું જે રાજાએ **વચન આપ્યું હતું** (प्रति+श्रु) **તેને** ઋષિએ આશિષ દીધી.

૩. જ્યારે પાણ્ડવો વારણાવતી **જનાર હતા** (गम् અથવા इ) ત્યારે વિદુરે તેમને કેટલીક શીખામણ દીધી.

૪. કાશીથી યજ્ઞદત્તને **જવા દીધાં પહેલાં** (अनु+ज्ञा) તેણે જે પાપ કર્યાં હતાં તેને વાસ્તે પ્રાયશ્ચિત્ત કરવાનું તેને દેવદત્તે કહ્યું.

૫. જ્યારે શકુન્તલાને **સાસરે મોકલવાની હતી** (प्र+हि અથવા प्र+इष्) ત્યારે કણ્વે તેને દેવતાની પ્રદક્ષિણા કરવાનું કહ્યું અને મોટાઈને માટે મગરૂર ન થવાની શિખામણ દીધી.

૬. વિષ્ણુને **આપવાનાં** (दा) લુગડાં ઘણાં સારાં અને કિમતી છે.

૭. તે ઝાડ **કાપી નાખવાનું** (छिद्) છે.

૮. તેણે આ તરેહવાર સંદેશો મોકલ્યો તેથી શું **સમજવાનું** (बुध्) ?

૯. **જેણે** બધા રાજાને **જીત્યા હતા** (जि) અને કેદ કીધા હતા **તે** જરાસન્ધ કૃષ્ણ અને ભીમથી મરાયો.

---

* નામ પછી જ્યારે मात्र પ્રત્યય આવે ત્યારે તે પ્રત્યયનો અર્થ 'માત્ર', 'ફક્ત' થાયછે; विद्धमात्र 'ઘાયલ થતા વારજ.'

† જે શબ્દો અને શબ્દસમુદાયો જાડા અક્ષરમાં છાપેલા છે તેને ઠેકાણે કૃદન્ત વાપરવા.

૧૦. તેનું વચન **ભરોસા લાયક** (वि+श्वस्) નથી અને તેનાં કૃત્ય **ઠપકાને યોગ્ય** (निन्द्) છે.

૧૧. તે **ખવાય** (भक्ष् અથવા अभि+अव+हृ) કે **પીવાય** (पा) એવી વસ્તુ નથી, ત્યારે આપણે શા માટે તે માગવી ?

૧૨. તેણે ડહાપણની કેટલીક નીશાની દેખાડી તેથી તે હવે કંઈ મુર્ખ ગણાવવો (मन्) ન જોઈએ.

## શબ્દકોશ ૨૬.

अज પુ. રઘુના દીકરાનું નામ છે.
अत्यायत ક્રિ. વિ. અથવા વિ. પુ. સ્ત્રી ન. ઘણું વેગળું, ઘણું લાંબું.
अधस् ક્રિ. વિ. નીચે.
अनुरूप પુ. સ્ત્રી. ન. મળતું, મુજબનું, પ્રમાણેનું.
अश्वतर પુ. ખચ્ચર.
आख्या સ્ત્રી. નામ.
इन्दुमती સ્ત્રી. એક સ્ત્રીનું નામ છે.
उपकण्ठ ન. ગામ અથવા શેહેરની પાસેની જગ્યા, પાધર, સીમ.
कुम्भ પુ. હાથીના કપાળના ભાગ ઉપરનો ગોળો.
कृ उप જોડે, ઉપકાર કરવો.
गम् प्रति+उद् જોડે, સામું જવું.
चैत्ररथ પુ. ગન્ધર્વનો દેશ.
छन्दस् ન. છન્દ, પિંગળ.
जघनार्ध ન. (जघन ન. કેડ, સ્ત્રીકટિનો પૂર્વ ભાગ, કોઈ વસ્તુનો પાછલો ભાગ, અને अर्ध અડધું) પાછલો ભાગ.
तन् ૪ ગ. પ. દુઃખી થવું.
दीपक પુ. સ્ત્રી. ન. પ્રકાશમાન કરનાર, તેજસ્વી કરનાર.
धा गुरुस् જોડે, કોઈને ગોર બનાવવો.
नर्मदा સ્ત્રી. નદીનું નામ છે.
पुनरुक्तभूत પુ. સ્ત્રી ન. (पुनरुक्त ફરીથી કહેલું અથવા ફરીથી કહેલી વાત, અને भूत થયલું) ફરીથી કહેલા જેવું.
प्रत्यग्र પુ. સ્ત્રી. ન. અથવા ક્રિ. વિ. નવું, તાજું.
प्रदेश પુ. મુલક, દેશ.
रोधस् ન. કિનારો.
लोकान्तरम् ન. (अन्यो लोकः लोकान्तरम्) બીજી દુનીઆ.
वच् आशिषम् જોડે, આશીર્વાદ દેવો.
वन्य પુ. સ્ત્રી. ન. રાની અથવા વનનું, વનમાં પેદા થયલું.
वरुण પુ. સમુદ્રનો દેવતા.
विदर्भ પુ. (બ. વ. માં વપરાયછે) દેશનું નામ છે. હાલ જેને વરાડ પ્રાન્ત કહેછે તે દેશ.
विशिख પુ. બાણ.

वृष्टि સ્ત્રી. વરસાદ.
शाप પુ. શાપ.
शास् आ જોડે, આ. ૨ ગ. ઇચ્છવું, આશિષ દેવી.
संमोहन ન. એક અદ્‌ભુત અસ્ત્રનું નામ છે.
सत्क्रिया સ્ત્રી. પરોણાગત, સત્કાર.
सपत्नी સ્ત્રી. શોયક.
सर्वस्व ન. (सर्व સઘળું અને स्व ન.) બધી મીલકત, બધી માલમતા.
सेनानिवेश પુ. લશ્કરની છાવણી.
सौराज्य ન. સારું રાજ્ય.
हव्य ન. બળિદાન.

---

કિમતી महार्ह પુ. સ્ત્રી. ન.
કેદ કરવું कारागृहे निक्षिप्.
ક્રૌચ (એક જાતનું પક્ષી છે) क्रौञ्च પુ.
જરાસંધ (મગધ દેશના એક રાજાનું નામ છે) जरासंध પુ.
તરેહવાર विलक्षण પુ. સ્ત્રી. ન.
નિષાદ (એક જંગલી જાતનું અથવા તે જાતના માણસનું નામ) निषाद પુ.
નિશાની चिह्न ન.
પાછું આપવું प्रति+दा.
પ્રદક્ષિણા કરવી प्रदक्षिणीकृ.
મુગટ उत्सिक्त કર્મણિ ભૂ. કૃ., उत्सिक्तिनी સ્ત્રી.
યોગ્ય રીતિ ચાલવું सदाचार प्रतिपद्, सदाचारेण वृत्.
વારણાવતી (એક જગ્યાનું નામ છે) वारणावती સ્ત્રી.
વિદુર (વિશેષ નામ છે) विदुर પુ.

# મનોયત્ન માટે ચુંટી કાઢેલા પાઠ.

## १. (ऐतरेय ब्राह्मण–पञ्चिका ७).

हरिश्चन्द्रो ह वैधस ऐक्ष्वाको राजाऽपुत्र *आस। तस्य ह शतं जाया बभूवुः। तासु पुत्रं न लेभे। तस्य ह पर्वतनारदौ गृह ऊषतुः। स ह नारदं पप्रच्छ।

यन्विमं पुत्रमिच्छन्ति ये विजानन्ति ये च न।
किंस्वित्पुत्रेण विन्दते तन्म आचक्ष्व नारद॥ इति।

---

* अस् 'હોવું', એનો પરોક્ષભૂતકાળ. કાવ્યાદિપુસ્તકોમાં आस् ભૂતકાળ પરોક્ષભૂતકાળ બનાવવામાં માત્ર સહાયકારક ક્રિયાપદ તરીકે વપરાય છે.

स एकया *पृष्टो दशभिः प्रत्युवाच ।
ऋणमस्मिन्†त्संनयत्यमृतत्वं च गच्छति ।
पिता पुत्रस्य जातस्य पश्येच्चेज्जीवतो मुखम् ॥
यावन्तः पृथिव्यां भोगा यावन्तो जातवेदसि ।
यावन्तो अप्सु प्राणिनां भूयान्पुत्रे पितुस्ततः ॥
शश्वत्पुत्रेण पितरोऽत्यायन्बहुलं तमः ॥

अथैनमुवाच वरुणं राजानमुपधाव पुत्रो मे जायतां तेन त्वा यजा इति । तथेति । स वरुणं राजानमुपससार पुत्रो मे जायतां तेन त्वा यजा इति । तथेति । तस्य ह पुत्रो जज्ञे रोहितो नाम । तं होवाचाजनि ते वै पुत्रो यजस्व मानेनेति । स होवाच यदा वै पशुर्निर्दशो भवत्यथ स मेध्यो भवति निर्दशो न्वस्त्वथ त्वा यजा इति । तथेति । स ह निर्दश आस । तं होवाच निर्दशो न्वभूद्यजस्व मानेनेति । स होवाच यदा वै पशोर्दन्ता जायन्तेऽथ स मेध्यो भवति दन्ता न्वस्य जायन्तामथ त्वा यजा इति । तथेति । तस्य ह दन्ता जज्ञिरे । तं होवाचाज्ञत‡ वा अस्य दन्ता यजस्व मानेनेति । स होवाच यदा वै पशोर्दन्ताः पद्यन्तेऽथ स मेध्यो भवति दन्ता न्वस्य पद्यन्तामथ त्वा यजा इति । तथेति । तस्य ह दन्ताः पेदिरे । तं होवाचापत्सत वा अस्य दन्ता यजस्व मानेनेति । स होवाच यदा वै पशोर्दन्ताः पुनर्जायन्तेऽथ स मेध्यो भवति दन्ता न्वस्य पुनर्जायन्तामथ त्वा यजा इति । तथेति । तस्य ह दन्ताः पुनर्जज्ञिरे । तं होवाचाज्ञत वा अस्य पुनर्दन्ता यजस्व मानेनेति । स होवाच यदा वै क्षत्रियः सांनाहुको भवत्यथ स मेध्यो भवति संनाहं नु प्राप्नोत्वथ त्वा यजा इति । तथेति । स ह संनाहं प्रापत्तं होवाच संनाहं नु प्राप्नोद्यजस्व मानेनेति । स तथेत्युक्त्वा पुत्रमामन्त्रयामास ततायं वै मह्यं त्वाम-

* આની પછી गाथा એટલે 'શ્લોક' શબ્દ સમજવો.
† અન્ત્ય न् અને स् વચ્ચે વિકલ્પે त् મુકાય છે.
‡ जन् ધાતુના અદ્યતનભૂતકાળના ત્રીજા પુરુષના બહુવચનનું વૈદિક રૂપ.

ददाद्धन्त त्वयाहमिमं यैजा इति । स ह नेत्युक्त्वा धनुरादायार-ण्यमपातस्थौ । स संवत्सरमरण्ये चचार ।

अथ हैक्ष्वाकं वरुणो जग्राह । तस्य होदरं जज्ञे । तदु ह रोहितः शुश्राव । सोऽरण्याद्ग्राममेयाय तमिन्द्रः पुरुषरूपेण पर्येत्योवाच ।

नानाश्रान्ताय श्रीरस्तीति रोहित शुश्रुम ।
पापो नृषद्वरो जन इन्द्र इच्चरतः सखा ॥

चरैवेति । चरैवेति वै मा ब्राह्मणोऽवोचदिति ह द्वितीयं संवत्सरमरण्ये चचार । सोऽरण्याद्ग्राममेयाय । तमिन्द्रः पुरुषरूपेण पर्येत्योवाच ।

पुष्पिण्यौ चरतो जङ्घे भूष्णुरात्मा फलग्रहिः ।
*शेरेऽस्य सर्वे पाप्मानः श्रमेण प्रपथे हताः ॥

चरैवेति । चरैवेति वै मा ब्राह्मणोऽवोचदिति ह तृतीयं संवत्सरमरण्ये चचार । सोऽरण्याद्ग्राममेयाय । तमिन्द्रः पुरुषरूपेण पर्येत्योवाच ।

आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥

चरैवेति । चरैवेति वै मा ब्राह्मणोऽवोचदिति ह चतुर्थं संवत्सरमरण्ये चचार । सोऽरण्याद्ग्राममेयाय । तमिन्द्रः पुरुषरूपेण पर्येत्योवाच ।

कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः ।
उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ॥

चरैवेति । चरैवेति वै मा ब्राह्मणोऽवोचदिति ह पञ्चमं संवत्सरमरण्ये चचार । सोऽरण्याद्ग्राममेयाय । तमिन्द्रः पुरुषरूपेण पर्येत्योवाच ।

चरन्वै मधु विन्दति चरन्स्वादुमुदुम्बरम् ।
सूर्यस्य पश्य श्रेमाणं यो न तन्द्रयते चरन् ॥

चरैवेति । चरैवेति वै मा ब्राह्मणोऽवोचदिति ह षष्ठं संवत्स-

---

* शी धातुना वर्तमानकाळना ३. पु. ब. व. नुं वैदिक रूप.

रमरण्ये चचार । सोऽजीगर्तं सौयवसिमृषिमशनया परीतमरण्य उपेयाय । तस्य ह त्रयः पुत्रा आसुः शुनःपुच्छः शुनःशेपः शुनोलाङ्गूल इति । तं होवाच ऋषेऽहं ते शतं ददाम्यहमेषामेकेनात्मानं निष्क्रीणा इति । स ज्येष्ठं पुत्रं निगृह्णान उवाच न न्विममिति नो एवेममिति कनिष्ठं माता । तौ ह मध्यमे संपादयांचक्रतुः शुनःशेपे । तस्य ह शतं दत्त्वा स तमादाय सोऽरण्याद्ग्राममेयाय । स पितरमेत्योवाच तत हन्ताहमनेनात्मानं निष्क्रीणा इति । स वरुणं राजानमुपससारानेन त्वा यजा इति । तथेति भूयान्वै ब्राह्मणः क्षत्रियादिति वरुण उवाच । तस्मा एतं राजसूयं यज्ञक्रतुं प्रोवाच । तमेतमभिषेचनीये पुरुषं पशुमालेभे ।

तस्य ह विश्वामित्रो होतासीज्जमदग्निरध्वर्युर्वसिष्ठो ब्रह्मायास्य उद्गाता । तस्मा उपाकृताय नियोक्तारं न विविदुः । स होवाचाजीगर्तः सौयवसिर्मह्यमपरं शतं दत्ताहमेनं नियोक्ष्यामीति । तस्मा अपरं शतं ददुस्तं स* निनियोज । तस्मा उपाकृताय नियुक्तायाप्रीताय पर्यग्निकृताय विशसितारं न विविदुः । स होवाचाजीगर्तः सौयवसिर्मह्यमपरं शतं दत्ताहमेनं विशसिष्यामीति । तस्मा अपरं शतं ददुः । सोऽसिं निःशान एयाय । अथ ह शुनःशेप ईक्षांचक्रेऽमानुषमिव वै मा विशसिष्यन्ति हन्ताहं देवता उपधावामीति । स प्रजापतिमेव प्रथमं देवतानामुपससार । तं प्रजापतिरुवाचाग्निर्वै देवानां नेदिष्ठस्तमेवोपधावेति । सोऽग्निमुपससार । तमग्निरुवाच सविता वै प्रसवानामीशे† तमेवोपधावेति । स सवितारमुपससार । तं सवितोवाच वरुणाय वै राज्ञे नियुक्तोऽसीति तमेवोपधावेति । स वरुणं राजानमुपससार । तं वरुण उवाचाग्निर्वै देवानां मुखं सुहृदयतमस्तं नु स्तुह्यथ त्वोत्स्रक्ष्याम इति । सोऽग्निं तुष्टाव । तमग्निरुवाच विश्वान्देवान्स्तुह्यथ त्वोत्स्रक्ष्याम इति । स विश्वान्देवांस्तुष्टाव । तं विश्वेदेवा ऊचुरिन्द्रो वै देवानामोजिष्ठो बलिष्ठः सहिष्ठः सत्तमः पारयिष्णु-

---

* આ ધાતુના પહેલા એકારને બદલે આ ઠેકાણે ઉપસર્ગનો દ્વિર્ભાવ થયો હોય એમ લાગેછે.

† વર્તમાનકાળ ૩. પુ. એ. વ.; નિયમ પ્રમાણે તો એ રૂપ ઈષ્ટે થવું જોઈએ.

तमस्तं नु स्तुह्यथ त्वोत्स्रक्ष्याम इति । स इन्द्रं तुष्टाव । तस्मा इन्द्रः स्तूयमानः प्रीतो मनसा हिरण्यरथं ददौ । तमिन्द्र उवाचाश्विनौ नु स्तुह्यथ त्वोत्स्रक्ष्याम इति । सोऽश्विनौ तुष्टाव । तमश्विना ऊचतुरुषसं नु स्तुह्यथ त्वोत्स्रक्ष्याम इति । स उषसं तुष्टाव । तस्य* ह स्मर्च्यृच्युक्तायां विपाशो मुमुचे । कनीय ऐक्ष्वाकस्योदरं भवति । उत्तमस्यामेवर्च्युक्तायां विपाशो मुमुचे । अगद ऐक्ष्वाक आस ।

## २. त्रयाणां धूर्तानाम् ।

कस्मिंश्चिदधिष्ठाने मित्रशर्मा नाम ब्राह्मणः प्रतिवसति स्म । स कदाचिन्माघमासे पशुप्रार्थनाय ग्रामान्तरं गतः । तत्र तेन कश्चिद्यजमानो याचितः । भो यजमान आगामिन्याममावास्यायां यक्ष्यामि यज्ञं तद्देहि मे पशुमेकम् । अथ तेन तस्य शास्त्रोक्तः पीवरतनुः पशुः प्रदत्तः । सोऽपि तं समर्थमितश्चेतश्च गच्छन्तमवलोक्य स्कन्धे कृत्वा सत्वरं स्वपुराभिमुखः प्रतस्थे ।

अथ तस्य गच्छतो मार्गे त्रयो धूर्ताः संमुखा बभूवुः । तैश्च तादृशं पीवरतनुं पशुं स्कन्धमारूढमवलोक्य मिथोऽभिहितम् । अहो अस्य पशोर्भक्षणादद्यतनो हिमपातो व्यर्थतां नीयते । तदेनं वञ्चयित्वा पशुमादाय शीतत्राणं कुर्मः ।

अथ तेषामेकतमो वेषपरिवर्तनं विधाय संमुखो भूत्वा तमूचे । भो भोः किमेवं जनविरुद्धं हास्यकार्यमनुष्ठीयते यदेष सारमेयोऽपवित्रः स्कन्धारूढो नीयते । ततश्च तेन कोपाभिभूतेनाभिहितमहो किमन्धो भवान्यत्पशुं सारमेयं प्रतिपादयसि । सोऽब्रवीद्ब्रह्मन् कोपस्त्वया न कार्यो यथेच्छं गम्यतामिति ।

अथ यावत्किंचिदध्वान्तरं गच्छति तावद्द्वितीयो धूर्तः संमुखः समुपेत्य तमुवाच । भो ब्रह्मन् कष्टं कष्टं यद्यपि वल्लभोऽयं ते सारमेयस्तथापि स्कन्धमारोपयितुं न युज्यते । अथासौ सकोपमिदमाह । भोः

---

* શુનઃશેપે ઉષસ્ અથવા પ્રાતઃકાળના સ્તવન કરવામાં ગાએલા કીર્તન બદલ આ શબ્દ મૂકેલો છે.

किमन्धो भवान्यत्पशुं सारमेयं वदसि । सोऽब्रवीद्भगवन् मा कोपं कुर्वज्ञानान्मयाभिहितम् । त्वमात्मरुचितं समाचरेति ।

अथ यावत्स्तोकं वर्त्मान्तरं गच्छति तावत्तृतीयोऽन्यवेषधारी धूर्तः संमुखः समुपेत्य तमुवाच । भो अयुक्तमेतद्यत्त्वं सारमेयं स्कन्धाधिरूढं नयसि तत्त्यज्यतामेष यावदन्यः कश्चिन्न पश्यति । अथासौ बहु विमृश्य तं पशुं सारमेयमेव मन्यमानो भयाद्भूमौ प्रक्षिप्य स्वगृहमुद्दिश्य पलायितः । ततस्ते त्रयो मिलित्वा तं पशुमादाय प्रतस्थिरे ।

## ब्राह्मणभुजंगमयोः।

अस्ति कस्मिंश्चिदधिष्ठाने हरिदत्तो नाम ब्राह्मणः । तस्य च कृषिं कुर्वतः सदैव निष्फलः कालोऽतिवर्तते । अथैकस्मिन्दिवसे स ब्राह्मणो घर्मार्तः स्वक्षेत्रमध्ये वृक्षच्छायायां प्रसुप्तः । अनतिदूरे वल्मीकोपरि प्रसारितं भीषणं भुजंगमं दृष्ट्वासौ चिन्तयामास । नूनमेषा क्षेत्रदेवता कदाचिदपि न पूजिता तेनेदं मे कृषिकर्म विफलीभवति तदहमस्याः पूजामद्य करिष्यामि । इत्यवधार्य कुतोऽपि क्षीरं याचित्वा शरावे निक्षिप्य वल्मीकान्तिकमुपगम्योवाच । भोः क्षेत्रपाल मयैतावन्तं कालं न ज्ञातं यत्त्वमत्र वससि तेन पूजा न कृता तत्सांप्रतं क्षमस्वेति । एवमुक्त्वा दुग्धं निवेद्य गृहाभिमुखं प्रायात् ।

अथ प्रातर्यावदागत्य पश्यति तावद्दीनारमेकं शरावे दृष्टवान् । एवं च प्रतिदिनमेकाकी समागत्य तस्मै क्षीरं ददात्येकैकं च दीनारं गृह्णाति ।

अथैकस्मिन्दिवसे वल्मीके क्षीरनयनाय पुत्रं नियुज्य ब्राह्मणो ग्रामं जगाम । पुत्रोऽपि क्षीरं तत्र नीत्वा संस्थाप्य च पुनर्गृहं समायातः । दिनान्तरे तत्र गत्वा स दीनारमेकं दृष्ट्वा गृहीत्वा च चिन्तितवान् । नूनं सौवर्णदीनारपूर्णोऽयं वल्मीकस्तदेनं भुजंगं हत्वा सर्वमेकवारं ग्रहीष्यामि । एवं संप्रधार्यान्येद्युः क्षीरं ददता ब्राह्मणपुत्रेण

सर्पो लगुडेन शिरसि ताडितः । स च दैववशादमुक्तजीवितो रोषात्तं ब्राह्मणकुमारं तीव्रविषैर्दशनैस्तथादशद्यथा स सद्यः पञ्चत्वमुपागतः।

अथ पुनरपि ब्राह्मणः प्रत्यूषे क्षीरं गृहीत्वा तत्र गत्वा तारस्वरेण सर्पमस्तौत् । तदा सर्पो वल्मीकान्तर्लीन एव ब्राह्मणं प्रत्युवाच । त्वं लोभादत्रागतः पुत्रशोकमपि विहाय । इतःपरं तव मम च प्रीतिर्नोचिता । तव पुत्रेण यौवनोन्मत्तेनाहं ताडितः मया च स दष्टः । कथं मया लगुडप्रहारो विस्मर्तव्यस्त्वया च पुत्रशोकदुःखं कथं विस्मर्तव्यम् । इत्युक्त्वा बहुमूल्यं हीरकमणिं तस्मै दत्त्वा पुनस्त्वया नागन्तव्यमिति कथयित्वा विवरं प्रविष्टः । ब्राह्मणोऽपि मणिं गृहीत्वा पुत्रबुद्धिं निन्दन्स्वगृहमागतः ।

## ३. ( ભર્તૃહરિના નીતિશતકમાંથી )

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि नरं न रञ्जयति ॥ १ ॥

लभेत सिकतासु तैलमपि यत्नतः पीडयन्
पिबेच्च मृगतृष्णिकासु सलिलं पिपासार्दितः ।
कदाचिदपि पर्यटञ्शशविषाणमासादये-
न्न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥ २ ॥

व्यालं बालमृणालतन्तुभिरसौ रोद्धुं समुज्जृम्भते
छेत्तुं वज्रमणीञ्शिरीषकुसुमप्रान्तेन संनह्यते ।
माधुर्यं मधुबिन्दुना रचयितुं क्षाराम्बुधेरीहते
नेतुं वाञ्छति यः खलान्पथि सतां सूक्तैः सुधास्यन्दिभिः ॥ ३ ॥

स्वायत्तमेकान्तगुणं विधात्रा विनिर्मितं छादनमज्ञतायाः ।
विशेषतः सर्वविदां समाजे विभूषणं मौनमपण्डितानाम् ॥ ४ ॥

साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः ।
तृणं न खादन्नपि जीवमानस्तद्भागधेयं परमं पशूनाम् ॥ ५ ॥

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ ६ ॥

वरं गहनदुर्गेषु भ्रान्तं वनचरैः सह ।
न मूर्खजनसंपर्कः सुरेन्द्रभवनेष्वपि ॥ ७ ॥

हर्तुर्याति न गोचरं किमपि शं पुष्णाति यत्सर्वदा-
प्यर्थिभ्यः प्रतिपाद्यमानमनिशं प्राप्नोति वृद्धिं पराम् ।
कल्पान्तेष्वपि न प्रयाति निधनं विद्याख्यमन्तर्धनं
येषां तान्प्रति मानमुज्झत नृपाः कस्तैः सह स्पर्धते ॥ ८ ॥

अम्भोजिनीवननिवासविलासमेव
हंसस्य हन्ति नितरां कुपितो विधाता ।
न त्वस्य दुग्धजलभेदविधौ प्रसिद्धां
वैदग्ध्यकीर्तिमपहर्तुमसौ समर्थः ॥ ९ ॥

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्ज्वला
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ।
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥ १० ॥

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः ।
विद्या बन्धुजनो विदेशगमने विद्या परा देवता
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥ ११ ॥

सूनुः सच्चरितः सती प्रियतमा स्वामी प्रसादोन्मुखः
स्निग्धं मित्रमवञ्चकः परिजनो निष्क्लेशलेशं मनः ।
आकारो रुचिरः स्थिरश्च विभवो विद्यावदातं मुखं
तुष्टे विष्टपहारिणीष्टदहरौ संप्राप्यते देहिना ॥ १२ ॥

प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं
काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ।
तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः ॥ १३ ॥

